કર્યો હતો. ગ્રીસ ને એશિયા વચ્ચેની હેલેસ્પોંટની સામુદ્રધૂનિ પર પૂલ બાંધવા માટે ૬૦૦ વહાણ અલગ રાખ્યાં હતાં ને કુલ ૫૦ લાખ માણસોની વિરાટ ફોજ લઈને એ હથેળી જેવડા ગ્રીસને ચગદી નાખવા એશિયામાંથી ઊતરી આવતો હતો. એશિયાના એકેએક મુલકના સૈનિકો એમાં હતા. દંતુશળમાં તલવારો વાળા હાથીઓની અંબાડી પર અચૂક લક્ષ્યવેધ કરનારા હિંદી સૈનિકો એમાં હતા—રથયુદ્ધમાં કુશળ એવા અસીરીયનો હતા—કશા જ હથિયાર વિના માત્ર લાંબા દોરડાના ગાળાથી સફાઈપૂર્વક દુશ્મનોના ગળામાં ફાંસો નાખી શકનાર કાસ્પીયન કાંઠાના જંગલીઓ એમાં હતા. ઘોડેસ્વારી માટે મશહૂર આરબો ને સિંહ સાથે બથોબથ આવનારા ન્યુબીયનો પણ એ હરોળમાં હતા; સોના—રૂપાના બખ્તરોમાં શોભતા ઇરાનીઓ તો શાહના સર્વોત્તમ સૈનિકો ગણાતા; હેલેસ્પોન્ટને પાર કરી ઝર્કસીસનું સૈન્ય ગ્રીસના ઉત્તર ભાગમાં પ્રવેશ્યું ત્યારે સામાન્ય નાગરિકોએ ઝર્કસીસ માનવી હોય તે જ માન્યું નહિ. કારણ કે હેલેસ્પોંટને પાર કરતાં જ એના સૈન્યને સાત દિવસ ને સાત રાત લાગ્યાં હતાં—એટલું અમાપ્ય એ દળ હતું.

હેલેસ્પોંટ આગળ ઝર્કસીસે પોતાના સમગ્ર સૈન્યની કવાયત રાખેલી. નૌકાસૈન્યના વહાણો પણ સજ્જ થઇને હારબંધ કાંઠાથી થોડે દૂર ઊભા હતા. ને ભૂમિફોજ તો દરેક જાતિવાર અલગ અલગ જથ્થામાં ગોઠવાઈ હતી. ઝર્કસીસ રથમાં બેસીને દરેક જથ્થાનું નિરીક્ષણ કરતો ને થોડા સવાલો પૂછી આગળ ચાલતો. એની પછવાડે સૂર્યમંદિરના પૂજારીઓ ને લહીઆ અદબ ભેર ચાલતા હતા. ભૂમિફોજનું નિરીક્ષણ પૂરું થતાં, ઝર્કસીસ રથને બદલે પોતાના વહાણ પર ચડ્યો ને તૂતક પર ઊભેલા સૈનિકોના જયનાદો વચ્ચે આખા નૌકાસૈન્યનું નિરીક્ષણ કર્યું. બધું જ બરાબર એની આજ્ઞા મુજબ હતું. લંગર ઉપાડવાના હુકમની રાહ જોતાં વહાણો દરિયાની છાતી પર નાચી રહ્યાં હતાં—એણે સ્પાર્ટાના દ્રોહીરાજા દિમિત્રને બોલાવ્યો ને પોતાની આ વિશાળ મુલકી ને દરિયાઈ સેના બતાવી, પૂછ્યું.

'તમને એમ લાગે છે કે આ જોયા પછી ગ્રીકો લડવાનો વિચાર પણ કરે? તમે ગ્રીક છો એટલે એમને ઓળખતા હો જ.'

'શાહ—હું આપને રુચે તેવું કહું કે સાચું કહું?'

'સાચું' લાગે તે કહેવાની હું તમને છૂટ આપું છું.'

'શાહનશાહ, આપે સાચું કહેવાની છૂટ આપી છે ત્યારે સાચું કહું છું, જેથી પાછળથી કોઇ ન કહે કે ગ્રીકો જુઠાબોલા કે ખુશામતખોર છે. ગ્રીકો ગરીબાઈમાં ઉછર્યા છે. એમને કુદરત સાથે ઝઝૂમવું ને સહન કરવું તે રમત વાત છે. આપ ખાત્રી રાખજો કે જે બેડી પહેરાવવા આપ જાઓ છો તેનો સૌ સામનો કરશે. અને કદાચ બધા જ ગ્રીકો તમને મળી જશે તો પણ એકલા સ્પાર્ટનો આપનો સામનો કરશે. કેટલી સંખ્યામાં તે પૂછો માં. એક સો હજાર—અરે એકસો હશે તો પણ લડશે.'

'શું વાત કરો છો? મને તો એ બડાઇ લાગે છે. એમની પાસે ૫૦૦૦ સૈનિકો હોય પણ આ સૈન્ય એના કરતાં હજારગણું છે!

દિમિત્રે નમ્રતાથી કહ્યું: 'એ લાગતું જ હતું કે આપને મારી વાત નહિ ગમે. જે લોકોએ મારા અધિકારો ઝૂંટવી લીધા છે ને જેમણે મને દેશવટો દીધો છે તેનાં હું વખાણ તો ન જ કરું પણ આપે સાચું કહેવાનું કહ્યું ત્યારે મારે સાચું જ કહેવું જોઇએ. એ વાત સાચી છે કે સ્પાર્ટનોમાં એકચક્રી સમ્રાટ નથી. પણ એમના પર એ સમ્રાટ કરતાં ક્યાંય વધારે શક્તિશાળી સ્પાર્ટન શિસ્ત છે. ને આનાથી આપની આ રૈયત બીએ છે તેનાથી પણ એ શિસ્તથી સ્પાર્ટનો વધારે બીએ છે—ને સ્પાર્ટાની શિસ્ત હરોળને ન તૂટવા દેવાનું શીખવે છે.'

ઝર્કસીસે સહજ હસીને દિમિત્રને વિદાય આપી. સ્પાર્ટાની આ શેખી તોડવા જ એ આવ્યો હતો. પણ સમય એને બતાવવાનો હતો કે દિમિત્રે જે કહ્યું તેમાં અતિશયોક્તિ તો નહોતી જ. હોય તો પણ થોડી અલ્પોક્તિ જ હતી. પણ એ તો થર્મોપોલીમાં સિદ્ધ થવાનું હતું ને થર્મોપોલી હજી દૂર હતું.*

* લેખકની 'ગ્રીમની વાતો' નામના પ્રગટ થનાર પુસ્તકમાંથી.

※

अ. म. रा.

### આત્મરચના અથવા આશ્રમી કેળવણી

[ લે. જુગતરામ દવે: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, સાડા ચાર રૂપિયા. ]

પ્રવેશકમાં કાકા કાલેલકરે જેમને 'આપણી ભોળી જનતાના દરબારમાં પહોંચી ગયેલા સંસ્કારી દુનિયાના એલચી' કહ્યા છે તે શ્રી. જુગતરામ દવેએ સાબરમતી જેલમાં આશ્રમજીવન પરત્વે જે 'ચિન્તવન રોજ બ્રાહ્મમુહૂર્તમાં કર્યું તેનું ફળ આ પ્રવચનો છે.' આશ્રમજીવનના નવા ઉમેદવારોને સંબોધાયેલા ગ્રંથમાંનાં ૭૬ પ્રવચનોમાં કર્તાએ સ્વચ્છતા, શરીરશ્રમ, સત્યવ્રત, આહાર, સમયપત્રક, 'મહાકાર્ય' ભંગીકાર્ય, સ્વયંપાક, ખાદી, સ્વદેશી, પોશાક, પ્રાર્થના, ગ્રામવાસીઓનો સંપર્ક અને સેવા—એવા આશ્રમજીવનના આચાર ધર્મની સિદ્ધાન્તનિષ્ઠ અને વ્યવહારુ માર્ગદર્શનથી ભરેલી ચર્ચા કરી છે. આશ્રમવાસીઓના ખાનગી જીવન અને કુટુંબ જીવન વિષે પણ કેટલાંક પ્રવચનોમાં ચર્ચા કરી છે. આશ્રમવાસીઓની પત્નીઓ, બાળકો, બાળકોની કેળવણી, સંતાનોનાં લગ્ન, જ્ઞાતિ સાથે તેમનો સંબંધ અને એવા બધા પ્રશ્નો એ નિમિત્તે કર્તાની વિચારણામાં આવી ગયા છે. છેવટે આત્મરચનાનો એકાદશ વ્રતનો અભ્યાસક્રમ, તેનાં ફળ, તેને માટે આશ્રમની અગત્ય અને એવા આશ્રમનું આદર્શ સ્વરૂપ કર્તાએ ચર્ચ્યું છે. આમ, આશ્રમવાસીના આશ્રમજીવન અને ખાનગી ગૃહજીવન પરત્વે ચર્ચા કરી એ બંને ક્ષેત્રમાંના એના ધર્મ સ્પષ્ટ સમજાવી કર્તાએ દેશસેવક સત્યાગ્રહી સ્વરાજ સૈનિક તરીકેનો આશ્રમવાસીનો ધર્મ દર્શાવ્યો છે. પ્રત્યેક આશ્રમવાસી પહેલો ને છેલ્લો એક સત્યાગ્રહી, રાષ્ટ્રસેવક સ્વરાજ સૈનિક છે અથવા હોવો જોઈએ એમ ગૃહીત કરી લઈને જ આ છોંતેરે પ્રવચનો લખાયાં છે. જાત પર જરાય રહેમ ન રાખતું આવું સંયમકઠોર આશ્રમજીવન આમ છતાં રસ અને કળાથી ભરપૂર છે એમ પણ કર્તા બતાવવા મથ્યા છે.

ગ્રંથની સામગ્રી તરત જ કહી આપે છે કે શ્રી. જુગતરામ દવેએ રજૂ કરેલો આશ્રમનો આદર્શ પ્રાચીન આર્યાવર્તના ગુરુકુળ કે આશ્રમનો નહિ પણ ગાંધીજીએ પ્રચારેલો અને પ્રચાલેલો આશ્રમી આદર્શ છે. એક રીતે એમ જ કહેવાય કે ગાંધીજીની આશ્રમભાવનાએ અને તેના સાબરમતી અને વર્ધા ખાતે થયેલા અમલે શ્રી. દવેની વિચારણાને પ્રેરી છે. ગ્રંથ આ રીતે જોતાં ગાંધીજીએ ઘડેલાં સાબરમતી સત્યાગ્રહાશ્રમના નિયમો અને કાર્યપ્રણાલીનું તેમ જ ગાંધીજીના 'મંગળ પ્રભાત' એ વ્રતવિચારનું મહાભાષ્ય જ છે.

ગાંધીજીની આશ્રમભાવનાના ભાષ્યકાર થવા માટે શ્રી. જુગતરામ દવે પૂરા અધિકારી પણ છે. સત્યાગ્રહાશ્રમમાં એ રહેલા છે તેમજ વર્ષોથી વેડછીના સ્વરાજ—આશ્રમના સંચાલક કે પ્રાણ પણ છે. આશ્રમજીવન અને ગ્રામસેવા માટે સાચી નિષ્ઠા તો એમનામાં ઘણી છે. આ વિષય પર અનુભવ અને પ્રતીતિના બળ સાથે અને અધિકારથી બોલવાનું એમને જ ભળે એવું કામ એમને આથી ફાવ્યું છે ઘણું. આશ્રમને તેઓ 'આત્મરચનાની શાળા' કહે છે. એવી આત્મરચના ( ખરી રીતે 'જીવનઘડતર' કે 'આત્મવિકાસ' વધુ સારો શબ્દ હતો) પોતાની મેળેય માણસ કરી શકે એ સંભવને ઉવેખ્યા વગર તેઓ માને છે કે આશ્રમ જ એને માટે જરૂરી છે. આશ્રમી કેળવણી આત્મરચના અને સ્વરાજરચનાના કાર્ય માટે તાલીમ મેળવવાનું મોટું સાધન છે એવી એમની શ્રદ્ધાદૃઢ માન્યતા છે. આ ગ્રંથમાં તેમણે એવી આશ્રમી કેળવણીના આદર્શમાં પોતાની અનન્ય નિષ્ઠા લલકારી છે અને લોકોની ટીકાથી તથા પોતાની નબળાઈથી ઢીલા પડતાં આશ્રમવાસીઓને પોતાની હરોળ સમાલી ટટ્ટાર બની 'એક—કતાર' થવાનો જાણે આદેશ આપ્યો છે અને આશ્રમી આચારની પ્રતિષ્ઠા પુનરપિ સ્થાપવાનો પ્રયાસ કર્યો છે.

આહાર, આશ્રમવાસી બાળકોની કેળવણી, પ્રાર્થના, સત્યાગ્રહીનાં સત્ય—અહિંસા, અને આત્મરચનાનાં એકાદશ વ્રત—એટલા વિષયોને એમણે ઠીક વિસ્તાર આપ્યો છે. આશ્રમવાસીના આશ્રમજીવન અને કુટુંબજીવન તથા જ્ઞાતિજીવન વચ્ચે વિસંવાદ ન રહે, તેનામાં પોતાનાં બાહ્યાભ્યંતર સ્વરૂપો વચ્ચે વિરોધ ન રહે, તેનામાં દંભ કે મિથ્યાચાર ન પેસી જાય, તે નિયમજડ વેદિયો પણ ન બની જાય—એ બધા માટે કર્તાએ સારી ચેતવણી આપી છે. એ,



તથા આશ્રમવાસીનું માનસ, તેની નબળાઈ, તેના માર્ગમાં આવનારી મુશ્કેલીઓ, અન્ય તરફથી થતી સંભવિત તેની હાંસી ને ટીકા—આ સર્વનું તેમણે કરેલું નિરૂપણ તેઓ ભયસંભવો તથા વાસ્તવિકતા પ્રત્યે કેટલા જાગ્રત છે એ બતાવે છે.

બાળકેળવણી અને ઉચ્ચ શિક્ષણ વિશેનાં તેમનાં મંતવ્યો સહુને ગળે નહિ ઊતરે. પણ એમની નજર સમક્ષ જીવનની પળેપળ રાષ્ટ્રને ચરણે ધરી દેનાર ગ્રામસેવક જ છે એ ભૂલવું ન ઘટે. એવો સેવક પોતાનાં સંતાનોને પોતાની રીતે જ ઉછેરી પોતાનાં આદર્શો અધૂરા પૂરા કરવા તેમને તૈયાર કરે એવો પણ આગ્રહ એમનો છે. એટલે, એમણે કહ્યું તેથી બીજું એ કહી શકે એમ હતું જ નહિ. ગાંધીજીના જ વિચારોને જેમ સમગ્ર ગ્રંથમાં તેમ આ બાબતમાં પણ કર્તા ઉદ્ઘોષતા જણાય છે.

ગ્રંથ અતિવિસ્તારી થઈ ગયો છે તે તો શ્રુતિમાતાની પેઠે વસ્તુનું ખંતપૂર્વક આમતેમ ફેરવી તપાસીને પૂરું નિરૂપણ કરવાના કર્તાના આશયને લીધે. પણ એમની લેખનકળાનો તથા એમનામાં છુપાયેલા સાહિત્યકાર જીવડાનો એથી જ ઠીક પરિચય પમાય છે. જો કે સંક્ષેપમાં ન જ લખી શકાત એમ નથી. ભાષા સરળ, પ્રવાહી, અને એક પ્રકારની સાત્ત્વિક છટાવાળી છે.

પ્રવેશકકાર કાકાસાહેબ કહે છે તેમ આશ્રમમીમાંસામાં આ ગ્રંથ પ્રમાણગ્રંથ ગણાશે અને 'રચનાત્મક કાર્યક્રમને વરેલા રાષ્ટ્રસેવકોને આમાંથી જાણવાનું ઘણું મળશે.'

### હિંદની અંગ્રેજ વેપારશાહી
### ઈ. સ. ૧૬૦૦–૧૮૦૦

[ લેખક, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશક, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ]

મૂલ્ય ચાર રૂપિયા.

ગૂજરાત વિદ્યાપીઠ હસ્તકની સુરજબેન સ્મારક ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક હિન્દુસ્તાન અંગે તેના કર્તાએ કરેલા અભ્યાસની નોંધોમાંથી જન્મ્યું છે. કર્તાના શબ્દોમાં 'તે બાળકોનું પાઠ્યપુસ્તક નથી પરંતુ મોટા વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને મદદરૂપ થશે.'

પુસ્તકમાં નવું સંશોધન નથી, પણ નવી દૃષ્ટિ એમાં પ્રવર્તે છે, અને એમાં જ એની વિશિષ્ટતા અને ઉપયોગિતા રહેલ છે. એ નવી દૃષ્ટિ તે રાષ્ટ્રીય અથવા ભારતીય દૃષ્ટિ. ઉપલબ્ધ જૂના–નવા પ્રમાણગ્રંથોનો અને શાળાઓનાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં અંગ્રેજોએ પોતા-વિરોધી જે હકીકતો દબાવી કે છુપાવી રાખી છે તેનો પૂરો ઉપયોગ કરીને હિંદી નજરે ઈ. સ. ૧૬૦૦થી ૧૮૦૦ સુધીના બે શતકના ઇતિહાસપ્રવાહને શ્રી મગનભાઈએ અત્રે રજૂ કર્યો છે.

પુસ્તકને બાર ખંડ પાડવામાં આવ્યા છે. પહેલા ખંડમાં પોર્ટુગીઝ, વલંદા, અંગ્રેજ ને ફ્રેંચ વેપારીઓના હિંદપ્રવેશ ને વેપારરીતિની, બીજામાં મોગલ સામ્રાજ્યના પડતી કાળની અને મરાઠાઓની કજિયાખોરીની, અને ત્રીજામાં ગોરા વેપારીઓની રાજકીય આકાંક્ષાઓના પ્રારંભ તથા વૃદ્ધિની અને દેશી સિપાહીની શોધની કથા છે. ચોથાથી આઠમા સુધીના પાંચ ખંડો અંગ્રેજો નસીબના જોરે, ફ્રેન્ચોની અણઆવડતથી, સિરાજના ભોળપ ને બાઘાઈથી, મીરજાફર ને શેઠોના દેશદ્રોહથી અને કલાઈવના અધર્મપ્રપંચથી બંગાળા કેમ સર કરી બેઠા તેની કથા કહે છે. મરાઠા રાજમંડળમાં અંગ્રેજોનો પગપેસારો નવમા ખંડનો, કંપની સરકારનું રાજ્યતંત્રણ દસમાનો, અને પરદેશી રાજ્યવ્યવહારનું મંડાણ અને ગ્રામપંચાયત પર ઘા, વેપારનો નાશ અને રાજાઓનો હ્રાસ એ એની ત્રણ અસરો અગિયારમા ખંડનો વિષય બને છે. ટીપુના અંગ્રેજોએ કરેલા પરાજય, ખરડાની જીતના મરાઠાશાહીના અંતિમ વિજય, સ્વરાજના ખરા શત્રુ અંગ્રેજોને મહાબળવા દઈ નબળા સ્વદેશીઓ (નિઝામ, બાદશાહ શાહઆલમ અને ટીપુ)ને જેર કરવામાં ધ્યાન આપવાની નાનાફડનવીસની ભૂલ અને નાનાફડનવીસના મૃત્યુની માહિતી આપતા બારમા ખંડના અંત સાથે પુસ્તક પૂરું થાય છે. ત્યાર પછીનો રજવાડી હિંદના પરાજયનો ઇતિહાસ ૧૯મી





સદીનો છે. એ હવે પછી આ જ પદ્ધતિએ પ્રગટ કરવાની કર્તાની મુરાદ છે. એ તેઓ વહેલી સિદ્ધ કરે એવી આશા રાખીએ.

કલકત્તાની કાળી કોટડી વિશેની વાતને જૂઠાબોલી હૉલ્વેલની 'તોપ' તરીકે ઓળખાવી કર્તાએ એ બનાવ બન્યો જ નથી એમ આપણા ઇતિહાસકારોને આધારે સિદ્ધ કર્યું છે. પ્લાસીના યુદ્ધને એમણે વાજબી રીતે જ અંગ્રેજોનું સિરાજ સામેનું દેશદ્રોહી ફિતૂર કહી 'પ્લાસીનો બળવો' જ ઠરાવ્યું છે. કલાઈવ અને હેસ્ટિંગ્ઝ જેવાનાં ન્યાય નીતિ ને માણસાઈ વિનાનાં કરતૂકો, આપણી નબળાઇઓ ને ભૂલો, રાઘોબાની સ્વાર્થમય પ્રપંચલીલા અને નાનાફડનવીસની મુત્સદ્દીગીરી એ સર્વ પર પણ એમણે ઠીક પ્રકાશ પાડ્યો છે. અંગ્રેજોની ફતેહ વેળા આપણા લોકોમાં રાષ્ટ્રનિષ્ઠા કે દેશાભિમાન જેવું કશું હતું નહિ અને એથી આપણે હાર્યા એ બહુ બોલાતા અભિપ્રાયની ચર્ચા કરી કર્તાએ એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે એવું અંગ્રેજોના જેવું એક જાતિના અભિમાન પર રચાયેલું દેશાભિમાન આપણા જેવા અનેક જાતિઓ, ધર્મો અને ભાષાઓના વિશાળ ખંડ જેવડા દેશમાં બહુ શક્ય નહિ, પણ રાષ્ટ્રનિષ્ઠા જેવું એક અંગ જે ગણાય તે સંસ્કૃતિનિષ્ઠા તો આપણે ત્યાં હતી જ. એ સંસ્કૃતિશક્તિનો એકીકરણ પર પ્રભાવ પણ હતો જ. યુરોપના લોકો આજે એવો કાંઈક યુરોપવ્યાપી સાંસ્કૃતિક પ્રભાવ ખોળે છે. આપણી પાસે તેનું પાયારૂપ ચણતર હતું એમ કહી શકાય. પૂરે માત્ર સ્વતંત્ર રાજકીય સમૂહ તરીકે પણ ફાવવાના ગુણ. તે સારુ આપણે નિષ્ઠાનો એક નવો પ્રકાર ખીલવવો જોઈએ.' નિષ્ઠાનો આ નવો પ્રકાર તે વેળા નહોતો, ૧૯ મા સૈકાના ઉત્તરાર્ધમાં પ્રગટી હિંદી પ્રજાને એક રાજકીય બળ એ બનાવે છે. કર્તાનું આ પૃથક્કરણ સાચું છે.

પુસ્તકને શ્રી. મગનભાઇનું આવું ઇતિહાસ-પૃથક્કરણ તથા રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રકાશ એક તરેહની વિશિષ્ટતા અર્પે છે. એની ઉપયોગિતા સ્વયંસ્પષ્ટ છે.

**શ્રી. નેત્રમણિભાઇને:** (લે. કાકા કાલેલકર; પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર;) મૂલ્ય, ચૌદ આના

કાકા સાહેબે તેમના એક ભક્ત સ્વ. નેત્રમણિ શ્રોફ તથા તેનાં પુત્ર-પુત્રી પર લખેલા ૯૮ પત્રોનો સંગ્રહ આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. અંગતને જાહેરમાં મૂકતાં કાકાસાહેબ જેવી સુજ્ઞ વ્યક્તિને સ્વાભાવિક રીતે સંકોચ નહિ થયો હોય એમ નહિ, પણ સ્વ. નેત્રમણિભાઈનું આ રીતે સ્મારક કરવાનો લોભ બલવત્તર બન્યો હશે એવું અનુમાન સહેજે થાય છે. 'એમાં નેત્ર મણિભાઈના પ્રેમાળ, સંસ્કારી, ભક્ત હૃદયનો પડઘો છે.' એ કાકાસાહેબનું વાક્ય સાચું છે. એમના પ્રત્યેનો સ્વર્ગસ્થનો આ પત્રોમાં સૂચિત થતો ભક્તિભાવ અજબ છે.

જેમ નેત્રમણિભાઇનું સૂચિત તેમ કાકાસાહેબનું વ્યક્ત દર્શન આ પુસ્તકમાંના પત્રો કરાવે છે. નેત્રમણિભાઇનો કાકાસાહેબ માટેનો આદરભર્યો અનુરાગ તેમની ધાર્મિકતાને અંગે બંધાયો હતો, પણ કાકાસાહેબે તેમની પરના પત્રોમાં પોતાની ધાર્મિકતા, આધ્યાત્મિક અનુભવો, સાધના વગેરેની વાત ક્યારેક માત્ર સૂચવીને ઇશારાથી જ પતાવી છે, અને પોતે ધાર્મિક પુરુષ નહિ પણ રાષ્ટ્રસેવક જ છે એ એમના મન પર ઠસાવ્યા કીધું છે, એ એક ધ્યાન ખેંચે એવી હકીકત છે. ધર્મની કરતાં વહેવારની વાતો આ પત્રોમાં વિશેષ છે. એમાં વૃત્તિ એ પ્રેમી પ્રશંસકના સ્નેહાદરનો પ્રત્યુત્તર આપવાની જ છે. છતાં પત્રલેખક છે કાકાસાહેબ, એટલે આ પત્રોમાંથી જાણવા જેવું ઘણું મળી રહે છે. કાકાસાહેબનો કર્મયોગ, એમનો 'રસયોગ,' એમના ખોરાકના પ્રયોગો, સંગીતની એમના પર થતી અસર, એકાંત સાધનાની ઇચ્છા છતાં ભારતમાં ફરતા રહેવાનું પ્રારબ્ધ, લેખો કરતાં પત્ર લેખન દ્વારા વ્યક્તિગત સેવા પર કેટલાંક વરસથી એમની વધતી જતી શ્રદ્ધા, જીવનમાં જાહેર સેવાકાર્યના ત્યાગમાં એમની અસંમતિ, સેવા અને પૂજા વચ્ચે એમણે બતાવેલો ભેદ એ એવી આ પત્રોમાંની કાકાસાહેબનો આંતર-બાહ્ય પરિચય આપતી જાણવાજો

# વૈવિધ્યભર્યાં ત્રણ નવાં પુસ્તકો

## હિમાલયનું પર્યટન

લેખક

**હિંમતલાલ તુનારા**

**હિ**માલય અનેક નદીઓને જન્મ આપે છે હિમાલયમાં બરફમાંથી ઓગળેલાં પાણી અનેક સ્રોતો દ્વારા વહે છે. તે નદીઓ અને એ સ્રોતો ગગન ચુંબી વૃક્ષોના મહા અરણ્યને પોષે છે. એ વૃક્ષો દ્વારા અને એ નદીઓનાં નીર દ્વારા માણસને વિવિધ સમૃદ્ધિ મળે છે. પણ જ્યાં હિમાલયનાં શિખરો આકાશ સાથે વાતો કરે છે ત્યાં નથી રહી શકતા મનુષ્યો, નથી ઊગી શકતાં મહાવૃક્ષો અને વનસ્પતિ લતાઓ અને ત્યાં નથી વહેતી નાની કે મોટી નદીઓ. ત્યાં તો ફક્ત એકાંત હોય છે. આકાશ ધુમ્મસથી ઘેરાએલું હોય છે અથવા સૂર્યકિરણોથી પ્રજ્વલિત થએલું હોય છે. ત્યાં નથી હોતી સંસ્કૃતિ, સમૃદ્ધિ કે નથી હોતી માનવોચિત ચિંતા. ત્યાં હોય છે ફક્ત ધ્યાન, મન વગરનું મનન અને શુદ્ધ ચૈતન્યનું પૃથ્વી ઉપર અવતરેલું સનાતન સ્ફુરણ. કાકા કાલેલકર



કિંમત રૂ. ત્રણ : ટ. ખ. ૦-૬-૦

## દૃષ્ટાંત કથાઓ

લેખક

**નાનાભાઈ ભટ્ટ**

**આ** કથાઓનો ઉગમ ખાસ કરીને મારી ભાગવત પુરાણની સમાલમાંથી થયો છે. ભાગવત પુરાણમાં જ્ઞાનનાં અને ભક્તિનાં રહસ્યો ગામડાંનાં અભણ ભાઈ-બહેનો પાસે મૂકવાનાં હોય છે ત્યારે મારા જેવા પોથી પંડિતની ભારે કસોટી થાય છે. આવા કસોટી-કામમાં આ અને આવાં બીજાં અનેક દૃષ્ટાંતોની મદદથી હું મારી સમાલને હેમખેમ પાર ઉતારી શક્યો છું અને એ અભણ ભાઈ-બહેનો ભાગવત સમજ્યાં હોય કે નહીં પણ મારી આ કથાઓને સમજીને લાંબા વખત સુધી ચિત્તમાં સંઘરે છે એવો મારો અનુભવ છે.

—લેખકના નિવેદનમાંથી

**પાના ૧૧૬ : કિંમત માત્ર રૂ. એક**
**ટ. ખ. ચાર આના**



## ગુજરાતી ભાષા-લેખન

લેખક

**કેશવરામ કા. શાસ્ત્રી**

**કો**ઈક પણ લખવાની જેમને ઉમેદ છે તેવો હરકોઈ લેખક જો કાંઈ પણ તે પ્રામાણિક જ લખી શકે એવું સાધન ગુજરાતે સમક્ષ રજુ કરવાના અનેક પ્રયત્નોમાંનો આ ગુજરાતી ભાષા-લેખન પણ એક પ્રયત્ન છે.

લેખન-શુદ્ધિ એ કોઈપણ ભાષાના લેખનનું પ્રધાન અંગ છે. આપણે જોઈએ છીએ કે બેદરકારીને અંગે ભલભલા લેખકો પણ શુદ્ધ લેખનમાં થાપ ખાઈ જાય છે. અહીં એવા કોઈ દોષ બતાવવાનો હેતુ નથી, પણ આવી ભૂલોમાંથી કેમ બચી જવાય એ પ્રત્યેક ભાષા-લેખકે જાણવું જરૂરનું છે.

ભાષા-લેખન સચોટ બનાવવાને માટે ભાષા જેમ બને તેમ સ્વાભાવિક હોવી જોઈએ. આ વસ્તુ રૂઢિ પ્રયોગો કહેવતોથી સાધી શકાય છે. આ પુસ્તકમાં એ વિષયનો પણ સમાવેશ કર્યો છે.

અધ્યાપકો, વિદ્યાર્થીઓ અને સામાન્ય જનોને આ પુસ્તક એક કિંમતી માર્ગદર્શક જેવું બની રહેશે.

કિંમત રૂ. પાંચ - રજી. ટ. ખ. ૦-૬

## પ્રાપ્તિ સ્થાન

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે · ગાંધી રસ્તો · અમદાવાદ ~~~~~ પ્રીમરોઝ બિલ્ડિંગ · કાલબાદેવી રોડ · મુંબઈ



તમારા વાળ આમ
બેકાબુ થઈ ગયા હોય
તો



સ્વસ્તિકના સુગંધી
કેસ્ટર ઑઈલથી
તેમને કાબુમાં આણો

માથાને માટે તો જાતજાતનાં તેલ બજારમાં મળે છે પરંતુ તમારાં જુલફા અને બેકાબુ લટોને અંકુશમાં રાખવાનું કામ તો સુગંધી કેસ્ટર ઑઈલજ કરી શકશે આ તેલ વાળને વ્યવસ્થિત રાખેછે અને તેમને સુંદર અને ભભક ભર્યા બનાવે છે

શોખીન નરનારીઓ ને અત્યંત પ્રિય છે

સ્વસ્તિકની બીજી ઉચ્ચ બનાવટોમાં કાન્તિ સાબુ, દાઢીનો સાબુ, ધોવાનો સાબુ, ગોવાલણ છાપ વનસ્પતિ વગેરેનો સમાવેશ થાય છે



# સ્વસ્તિક

## સુવાસિત કેસ્ટર ઑઈલ



ઉત્પન્ન કરનારાઓ
સ્વસ્તીક ઓઈલ મીલ્સ લીમીટેડ,
મુંબઈ.

SHILPI SOM 21 Gujara

ડીસ્ટ્રીબ્યુટર્સ : વેસ્ટર્ન ઇન્ડિયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ

BRAHMI-ALMOND
BRILLIANTINE

BRAHMI-ALMOND
HAIR OIL

GOLDEN SHIKAKAI
SOAP

WIPE
DEPILATORIES

TALCUM
POWDERS

PERFUMES

allwyn

ALLWYNS LTD.
BOMBAY 14

ડોક્ટરો વાપરવા ભલામણ કરે છે
પ્રવીણ
ગ્રાઈપ સીરપ
બાળકને તંદુરસ્ત રાખે છે
દરેક દવાવાળા પાસેથી મળશે
પ્રવીણ લેબોરેટરી

અનેક રોગની એકજ દવા

જીવનધારા

કોલેરા, સંઘરણી શરદી, બદનનો દુખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ આપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત, દાઢમાં કળતર, પેટ પેડુનો દુખાવો, અમુંઝણ, ઝેરી ડંખ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું, તથા અનેક જાતના દરદોમાં તેમજ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમૂલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂા. ૧ાા, વચલી બાટલી રૂા. ૧ા અને નાની બાટલી રૂા. ૦ાા≈ ટ.ખ. જુદું.

દરેક ઠેકાણે વેચાય છે
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જીનસ" નં. ૩૦૨

જે. એન. શેઠના–નડિયાદ

સ્ટોકીસ્ટ : કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ–૨




કુલ અસ્કયામત
રૂા. ૫૫,૦૦,૦૦૦થી વધુ

કામકાજ કરવા લાગવગવાળા
અને શક્તિશાળી એજન્ટો
જોઈએ છે.

**નેપચ્યૂન એસ્યુરન્સ**
**કંપની લિમિટેડ**

: હેડ ઑફિસ :
નેપચ્યૂન બીલ્ડીંગ, મુંબઈ.

અમદાવાદ બ્રાંચ :
પાંચકૂવા, અમદાવાદ.

પૂંઠા ઉપર 'સપ્ટેમ્બર' માસ ભૂલથી છપાયો છે
તેને બદલે 'નવેમ્બર' માસ વાંચવો.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક આઠમો
નવેમ્બર : ૧૯૪૭

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂા. ૭-૦-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

## ભગિનીનો પ્રથમ દીપોત્સવી અંક

તંત્રી : પુષ્પાવતી મહેતા

નવા સ્વરૂપે પ્રગટ થતા 'ભગિની'ના ત્રણ અંકો તમે જોયા હશે. જે હેતુને લક્ષમાં રાખીને અમે આ પ્રકાશન શરૂ કર્યું છે તે કેટલે અંશે સફળ થયું છે તે તો વાંચકો અમને લખી જણાવે ત્યારે ખબર પડે.

પણ આ ત્રણ મહિનાનો અનુભવ અમને સુખભર્યો છે. અજાણ્યા હાથોએ અમને સત્કાર આપ્યો છે. જાણીતા સ્નેહીઓએ અમને ઉત્સાહ ને સાથ દીધો છે 'ભગિની' આ સૌના સંયુક્ત પરિશ્રમથી આગળ વધી રહ્યું છે.

દિવાળી આવે છે. અમને ય થાય છે કે અમે કાંઈક વિશેષ અમારા વાચકને આપીએ. જેને ઝંખતા હતા તે સ્વરાજ આવ્યું. આપણી ઝંખનાનું આ સ્વરાજ છે કે કેમ એ તો રચાતો ઇતિહાસ બોલે છે. એ ઉપર કાંઇક પણ અભિપ્રાય અત્યારે દેવો એ ઉતાવળમાં ખપશે. પણ આપણા દેશના આપણે સ્વામી બન્યા. આપણે જે રચના કરવી છે તે મુક્તપણે કરી શકીએ તેવા સંજોગો આપણને સાંપડ્યા છે, અંધાધૂંધી ને ગાંડપણમાં એનો વિનાશ ન કરી બેસીએ તે જોવાનું આપણું કામ છે. આપણે બહેનો એ ભગીરથ કાર્ય વિશેષ ચીવટ ને ખંતથી કરી શકીશું.

આવી રચનાત્મક દૃષ્ટિને ખ્યાલમાં રાખીને આવતો દીપોત્સવી અંક અમે તૈયાર કરી રહ્યા છીએ.

ગ્રાહકોને વાર્ષિક ૭ રૂપિયાના લવાજમમાં ઘેર બેઠા મળશે. આ અંક દળદાર ને અનેક રીતે વૈવિધ્યભર્યો બનશે.

ગ્રાહક થવા માટે આજે જ તમારું નામ મોકલો.

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ભીમરાજ બિલ્ડિંગ, ૪૦૫, કાલબાદેવી : મુંબઇ–૨ ફરનાન્ડીઝ પુલ, ગાંધી રસ્તો : અમદાવાદ




એજન્ટ : કંચનલાલ વાડીલાલની કાં.

મંગળદાસ રોડ, મુંબઇ ૨.




પીયૂષ હોઝીયરી વર્કસ

રાજા મહેતાની સ્ટ્રીટ–અમદાવાદ

૮૦ નાગદેવી ક્રોસ લેન, મુંબઈ નં. ૩.



## શક્તિ અને પછી પ્રકાશ

નવરાત્રિ પછી આવી રહેલા દીપોત્સવી તહેવારમાં એક રહસ્ય રહેલું છે. જે સમયે છાપાં, શાહી, કાગળ ને શબ્દો આટલાં સસ્તાં અને તેથી નિર્માલ્ય ન હતાં—તે જમાનામાં સંદેશો આપવાની અને સંદેશાને પરંપરા દ્વારા પ્રજામાં સ્થાપિત કરવાની એક અનોખી રીતિ હતી એક રજપૂત શૈલીના ચિત્રમાં એક હરણ આપેલું છે ને એક કબૂતર મૂકેલું છે. અને એટલો જ સંદેશો કોઇ નારી વિદેશ મોકલી રહી છે એવો ભાવાર્થ એમાં છુપાયેલો છે. પ્રેમીને મોકલેલા એ સંદેશામાં હરણના જેટલી ત્વરિત ગતિથી આવી પહોંચવાનો પ્રેમધ્વનિ મુકાયેલો છે

એવી રીતે આ આપણા તહેવારોની પણ અનુક્રમી રચનામાં જેમ એક તરફથી ઋતુ ઋતુના આનંદનો તાણો મૂકેલો છે, તેમ બીજી તરફથી પ્રજાજીવનને આપવાના સંદેશાનો એમાં વાણો પણ રહેલો છે એવા તાણાવાણાનું આ વસ્ત્ર આખું વણાતું આવે છે પ્રજાને એમાંથી સ્વસ્થતા અને શાંતિનો સંદેશો મળી રહે છે. 'સ્વ સ્થતા' શબ્દ જ ધ્વનિપૂર્ણ છે. 'સ્વ'માં 'સ્થિર' થવાને માટે માણસ પાસે નિત્યજાગૃતિ જોઇએ નિત્યજાગૃતિ વિના સ્વસ્થતા નહિ સ્વસ્થતા વિના આનંદ, મંગલ, ઉત્સવ, પ્રકાશ, એ નહિ. અને શક્તિની ઉપાસના વિના નિત્યજાગૃતિ નહિ આવે આ ત્રિપુટી કાર્યક્રમ નવરાત્રિ અને દીપોત્સવીના મહાન તહેવારોમાં સંદેશારૂપે રહ્યો છે.

નવરાત્રિનો મહોત્સવ—એ સૌંદર્યનો મહોત્સવ છે. સુંદરતાને પવિત્રતા સાથે સાંકળી લેવાનો, એમાં ધ્વનિ રહ્યો છે. જે કાંઇ સુંદર છે એને વ્યક્તિ કે પ્રજા જ્યારે પવિત્ર ગણે છે, ત્યારે એ ભાવના એની હૃદયગુહામાં એક સ્થિર શાંત, નાનો શો દીપ, પ્રગટાવે છે. અને એવા દીપ દ્વારા જ, પ્રજામાં સાંસ્કારિક શક્તિનો સંચાર થાય છે.





પરંતુ સાંસ્કારિક શક્તિને, હંમેશાં એક બીજી એવી જ જંગલી શક્તિનો સામનો કરવાનો હોય છે. તદ્દન શાંત, એકાંત બિનઉપદ્રવી સંયમિત જીવન ગાળનાર, રામચંદ્રની સીતાને ઉપાડી જનાર કોઈ ને કોઈ રાવણ આ સંસારમાં હંમેશાં હાજર હોય છે. રામ અને રાવણનું યુદ્ધ, પાંડવકૌરવનું યુદ્ધ, સંસ્કારી શક્તિ અને જંગલી બળ વચ્ચેનું યુદ્ધ, એ વિશ્વનો અનાદિઅનંત કાર્યક્રમ છે. એ કાર્યક્રમનો જે વ્યવહાર, એ પ્રજાએ કે વ્યક્તિએ ઉપાડયે જ છૂટકો છે. એટલે જ્યારે આપણે નવરાત્રિનો મહોત્સવ કરીએ છીએ, ત્યારે ખરી રીતે સૌન્દર્યને પવિત્ર ગણવાની પ્રતિજ્ઞા લઈએ છીએ. નારી તમામનાં રૂપને રક્ષવાનો એ પ્રજાકીય જાહેર કૉલ છે, અને ધરણી, ધરણી એટલે સ્રી, અને પોતાનો ધર્મ—એ ત્રણ ઉપર થતા દરેક આક્રમણને હાથમાં સમશેર લઈને રક્ષવાનો અને એ રક્ષણ કરતાં, જીવન હોમવું પડે તો જીવન હોમવાનો એ પ્રજાકીય નિર્ધાર છે. જેમ સેવા કે શુદ્રવૃત્તિ એ પ્રજામાંની દરેકેદરેક વ્યક્તિનો ધર્મ છે, કોઈ એક જ વર્ગનો એ વિશિષ્ટ અધિકાર નથી, અને એટલા માટે મજૂરીને ગૌરવ આપવાની જેમ આપણામાં આજે વૃત્તિ જાગી રહી છે, તેમ પોતાનું અને પોતાની આસપાસના તમામનું રક્ષણ કરવાની ક્ષત્રિયવૃત્તિ એ પણ દરેકેદરેક વ્યક્તિનો ધર્મ છે. અને એને પણ એ જ ગૌરવથી અપનાવવાની વૃત્તિ આપણામાં આવી જવી જોઈએ. જીવવું હોય તો—આ એક જ શરતે જીવી શકાશે, એ સમય આવી ગયો છે.

એટલા માટે આપણા સારુ તો, આ નવરાત્રિ મહોત્સવનું ઘણા મોટા પાયા ઉપર પુનરુત્થાન થાય એ જરૂરી બન્યું છે.

નવરાત્રિ મહોત્સવને અંતે—વિજયાદશમી આવે છે. અને ત્યાર પછી તરત દીપોત્સવીની હવા ફેલાય છે.

જ્યારે વ્યક્તિના કે પ્રજાના જીવનમાં, એક શાંત સ્થિર, નાના સરખા દીપકે, શક્તિનો સંચાર કર્યો હોય, અને એણે પોતાના જીવનમાં વિજયપ્રસ્થાન કર્યું હોય—જંગલીબળને પરાજય આપીને સંસ્કારીશક્તિનો ધ્વજ ફરકાવ્યો હોય, ત્યારે જે એક મહાન આનંદ, જીવનમાંથી પ્રગટ થવા માટે થનગની રહે, એ આનંદ હજારો દીપકના પ્રકાશ વડે જ પ્રગટાવી શકાય; એટલા માટે દીપોત્સવીનો મહોત્સવ આપણે ઊજવીએ છીએ; એ મહોત્સવને શાંત સમયમાં પણ, જો આપણે પાડેલા ચીલા જેવો થવા ન દઈએ, અને એમાં રહેલી જ્વલંત ભાવનાને સતેજ રાખીએ તો આપણાં જીવનમાં પ્રકાશ આવવાનો.

એ પરંપરાનું આ મહત્ત્વ છે. નહિતર તો ભેગો થયેલો યુગયુગનો આવો કચરો આપણા જીવનને રૂંધી નાખે અને વળી કુંઠિત પણ બનાવે.



શક્તિસંચાર પછી આવનારા આ જીવનપ્રકાશ મહોત્સવને આપણે ફરીથી એનું ગૌરવ અપાવવાનો નિશ્ચય કરીએ. અંગ્રેજી કેળવણીના પ્રતાપે એ કારકુની સલામીનો દિવસ થઈ ગયો. આપણે એને ખાધાખોરાકી દિવસ બનાવી નાખ્યો. હવે જો સ્વતંત્રતા, ખરા અર્થમાં આવી હોય તો, આપણે જેમ આપણાં તમામ જીવન અન્વયી અંગોનો વિચાર કરીએ છીએ તેમ તહેવારોનો પણ વિચાર કરીએ. અને વધારે કાંઈ નહિ તો, વરસમાં માત્ર એક દિવસ અને તે આ દીપોત્સવીનો દિવસ જ એવો રાખીએ કે જે દિવસે કોઈ પણ ભેદભાવ વિના તમામેતમામ, તમામેતમામનું હાર્દિક રીતે માંગલ્ય ઇચ્છે. અને એ ઇચ્છા છેવટે ક્રિયામાં પરિણમે.

ધૂમકેતુ



## અજંપો

રે જી, જીવ ના જંપે મારો  
જીવડો ના જંપે મારો  
સાગર સારી, ગંગા ઝીલી, ઘટઘટ કીધી ફેરી,  
આખરના એક વિરામ માટે નહિ દીઠી ક્યાં દેરી,  
એ જી, જીવ જંપે ના મારો.

નવલખ તારા આભ મિનારા ગેબ ગગનની ઘેરી,  
સરસ્વતીરે નદીસમીરે વાટ લીધી ગિરિ કેરી,  
એ જી, જીવ જંપે ના મારો.

હીરલા ઘોળ્યા, વિષ વાગોળ્યાં, તેજકિરણનાં જાળાં,  
નવઘર ખૂંદ્યાં, વળી ઉકેલ્યાં પાતાળનાં પરવાળાં,  
એ જી, જંપે ના મારો,  
જીવડો ના જંપે મારો.

ચંદ્રવદન મહેતા

# મૃત્યુનો વેપાર

પુનર્વસુ

વૈધવ્યના આંસુની જેમ ગંગાના નીર ધીમેધીમે; અહીંથી વળાંક લઇને વહેતાં હતાં. કિનારાથી થોડે દૂર સુગંધ-સરોવર સમું એક ઉદ્યાન હતું તેથી લોભાઇને ભાતભાતના સુંદર અસુંદર પંખી ત્યાં ઊતરતાં અને સુગંધથી અકળાતાં ત્યારે ઊડી જતાં. કલરવનો જાણે મેળો મળ્યો હતો. ઉદ્યાનની વચ્ચોવચ્ચ ગગનના ગુમાન સમી હેમની એક હવેલી હતી. ઊંચા આસમાનને આમંત્રણ આપતાં હોય તેવાં તેના નીલમ મઢ્યા કાંગરાં હતાં. તેમાંના એક કાંગરા પર નિર્ધનની નારીના નિંદાયેલા યૌવનની ભ્રાંતિ થાય તેવી અલંકારવિહોણી એક કાયા બેઠી હતી. સ્મશાનના આવાસની અંધારી મહોલાત શી એની કાંતિ હતી, અને અંગ ઉપર એક વસ્ત્ર એણે ઓઢ્યું હતું. એને પાટા બાંધ્યા હતાં ને છતાં શાંતિ અને સ્થિરતાને એણે જાળવી રાખ્યા હતાં. થોડા પહેરેગીરો એની ફરતા ઊભા હતાં, અને તેની પાસે એક માણસ ઝળહળતી જ્યોત સમું આસન નાખીને બેઠો હતો.

એક વખત એક સંન્યાસી ત્યાંથી નીકળ્યો અને આ દૃશ્ય જોઇ તેને કૌતુક થયું.

સંન્યાસી હવેલીમાં ગયો અને એણે જોયું કે દુનિયાના રત્નો હવેલીના માલિકે જ્યાં જ્યાં જડી શકાય ત્યાં જડયા હતાં. કલ્પના જેટલો વૈભવ સર્જી શકે તે બધો જ ત્યાં હતો. પછી તે ઉપર ગયો. ત્યાં પણ તેણે જોયું કે ઝળહળતા આસન પર બેઠેલ વ્યક્તિનો દેહ સોનાનો બનવો જ બાકી રહ્યો હતો. તેણે તેને વિનયપૂર્વક પૂછ્યું, 'આપનો પરિચય કરી શકું છું!'

આસન પર બેઠેલ વ્યક્તિએ કહ્યું, 'અલબત્ત, હું આ હવેલીનો માલિક અને દુનિયાનો સૌથી ધનવંત છું.'

'ને આ સ્ત્રી કોણ છે?' સંન્યાસીએ પૂછ્યું.

'એ મૃત્યુ છે.'

'મૃત્યુ?'

'હા, મૃત્યુ.'

'એની આંખે પાટા શા માટે બાંધ્યા છે?'

'એની દૃષ્ટિ જ્યાં પડે છે ત્યાંથી જીવન ઊડી જાય છે તેથી.'

વેપાર છે, સમજ્યા સંન્યાસીજી?'

'મૃત્યુનો વેપાર?'

'હા, જેને મૃત્યુ જોઇએ તેને મૃત્યુ અને જીવન જોઇએ તેને જીવન અમે આપીએ છીએ.'

'હું કંઇ જ સમજી શકતો નથી. લોકો શું મૃત્યુ માગવા પણ આવે છે?'

'ટોળેટોળાં, ત્યાં જુઓ.' મહાધનવંતે બતાવેલ દિશા તરફ સંન્યાસીએ જોયું તો લોકોનો એક મોટો સમુદાય એક મેદાનમાં પડ્યો હતો. તદ્દન નવસ્ત્રામાં ગણાય તેવી તેમની વેશભૂષા હતી. ભૂખ, રોગ, શોક અને ત્રાસથી તેઓ વ્યાકુળ હતાં. નાના બાળકો જમીન પર ઊંધા પડયા પડયા ધૂળ ખાતા હતાં. કેટલાક વ્યાકુળ બનીને ચીસો પાડતા હોય તેમ લાગતું હતું, જ્યારે કેટલાક અનંત આસમાનની સામે સ્થિર દૃષ્ટિથી તાકી રહ્યા હતા. કેટલીક અચેતન સ્ત્રીઓના દેહમાંથી ગીધ, કાગડાઓ, વગેરેએ નસોના ઝૂમખાને બહાર કાઢી નાખ્યા હતા, અને ફરીફરીને તેઓ ત્યાં આવીને તેને ઠોલતા હતા. સંન્યાસીને પોતાનો શ્વાસ બેસી જતો લાગ્યો. વધુ તે ન જોઇ શક્યો.

'જોયું? તેમને મૃત્યુની જરૂર છે પણ તે માટે ચૂકવવાનાં નાણા તેમની પાસે નથી.'

'પણ આ બધાને અનંતકાળ સુધી પૈસા ન મળે તો અનંતકાળ સુધીના આ તરફડાટથી તમને શો લાભ?'

'અમને લાભ?' ધનવંત હસ્યો, 'તેઓ મફત જીવી શકતા પણ નથી. ઇચ્છાએ કે અનિચ્છાએ તેઓ જ્યાં લગી જીવે ત્યાં લગી દરવર્ષે જીવવા માટે નિયત કિંમત તેમને ચૂકવવી પડે છે.'

'અને ન ચૂકવે તો?'

સંન્યાસીને પોતાની પીઠ તરફ બતાવીને તે બોલ્યો, 'આ કારખાનાં જોયાં? ત્યાં અને સામે લીલાં ખેતરો દેખાય છે ત્યાં આમના જુવાન પુત્ર-પુત્રીઓ કામ કરે છે. જો જીવનની કિંમત વખતસર ન મળે તો તેઓને મૃત્યુ, અને આ લોકોને જીવનની સજા મળે છે.'

'ઓ પ્રભુ!' સંન્યાસીએ એક નિઃશ્વાસ નાખ્યો ધનવંત હસ્યો.

ઉદ્યાનમાંથી બહાર નીકળીને અંતરિક્ષને સંબોધીને સંન્યાસીથી બોલી જવાયું. 'આ પણ શું તારું જ સર્જન છે પ્રભુ!'

ને આ રોગની ઔષધિ શોધવા એ ચાલ્યો ગયો.

## જુદાઇના દિવાસ્વપ્નમાંથી જાગી રહેલા મુસલમાનો

પાકિસ્તાનનો પરપોટો ફૂટી ગયો છે. પાકિસ્તાનની સ્થાપનાને બે જ મહિના થયા ત્યાં તો એની ઝૂંબેશ ઉઠાવવામાં મોખરે રહેલા હિંદના મુસલમાનોનો ભ્રમ ભાંગવા માંડ્યો છે. હિંદુઓ અને મુસલમાનો પગથી માથા સુધી જુદા છે, હિંદુઓ મુસલમાનોના દુશ્મનો છે, એ બન્ને કદી સાથે રહી શકે નહિ વગેરે ઝેરીલા પ્રચારની મદદથી છેલ્લાં દસ વર્ષમાં લાખ્ખો મુસલમાનોની આસપાસ એક માયાવી વાતાવરણ ઊભું કરી, પાકિસ્તાની સ્વર્ગનો મોહ પેદા કરી, અજ્ઞાન અને ગરીબ મુસલમાનોને આંધળા બનાવી મુસ્લિમ લીગના આગેવાનોની એક સત્તાલોલુપ ટોળકીએ પાકિસ્તાની ગઢ જીતી લીધો. પણ અંદર દાખલ થઇને એ સત્તાશોખીનોએ પોતાની જેહાદ પાછળ ખુવાર બનેલા એ લાખો મુસલમાનો સામે ગઢના દરવાજા બંધ કરી દીધા છે. ગઢની અંદર લૂંટના ભાગ પાડવા માટે વિખવાદ જાગ્યો છે. બીડાયેલા દરવાજા સામે આશાભરી મીટ માંડીને ઊભેલી મુસ્લિમ જનતાના ચહેરા ઉપર ઝડપભેર હતાશાની સંખ્યા પથરાતી આવે છે. જુદાઇના દિવાસ્વપ્નમાંથી જાગીને એ આંખો ચોળે છે અને જુએ છે કે દેશભરમાં, પ્રાંતે પ્રાંતે ને નગરે નગરે, મહોલ્લે મહોલ્લે ને ગામડાંની શેરીએ શેરીએ સર્વત્ર એકતા એકતા જ છે, હિંદુ અને મુસલમાનો એકબીજાના જીવનમાં વણાઈ ગયેલા છે. અને એમને જુદા પાડવા જતાં બન્નેના અંગ ઉપર ઉઝરડા પડ્યા છે, બન્નેના દેહમાંથી વહેલા લોહીનો એક જ રેલો ચાલ્યો જાય છે.

અખંડ હિંદુસ્તાનના જેમના સ્વપ્નાં ખંડિત બન્યાં છે તેમના કરતાંય વધુ દયાપાત્ર હાલત પાકિસ્તાનનું જેમનું ખ્વાબ આજે ઝાંઝવાંના જળની માફક ઊડી ગયું છે તેમની છે. અખંડ હિંદના હિમાયતીઓ આજની ઘડીએ પરાજય પામ્યા છે ખરા, પણ સત્ય અને ન્યાય ખાતર પોતે યથાશક્તિ લડી જાણ્યાની મગરૂબી તેમના દિલમાં ભરી છે, પોતાના સ્વપ્ન કાજે ફરીને ઝઝુમવાનું મનોબળ એમના અંતરમાં જીવતું પડ્યું છે, પોતાના આખરી વિજય વિશેની એમની શ્રદ્ધા અડગ રહી છે. ત્યારે પાકિસ્તાનના અંધ અનુયાયીઓ પોતાની પોકળ સિદ્ધિથી નાસીપાસ બન્યા છે, એક જૂઠ, પ્રપંચ, છલના અને ગેરઇન્સાફ કાજે પોતાની તાકાત વેડફી નાખ્યાનો અફસોસ એમના દિલને કોરી રહ્યો છે. અને પોતે વાવેલા બાવળની શૂળો આજે એમના જ દેહને, એમના જ કલેજાને ભોંકી રહી છે.

## બે રાષ્ટ્રનો વિઘાતક વિચાર હવે દફનાવી દેવો પડશે

મુસલમાનોની આવી લાચાર હાલત જોઇને જેમને સૌથી વધુ દુઃખ થતું હશે તે રાષ્ટ્રવાદી મુસ્લિમો આજ સુધી પોતાને તરછોડનાર, અપમાનનાર, ભાંડનાર, મારનાર, સતાવનાર લીગ-અનુયાયીઓના સમૂહને ફરી એકવાર સન્માર્ગે ચડાવવા મથી રહ્યા છે. હિંદુસ્તાનના આથમણા પાડોશી રાષ્ટ્ર ઇરાનમાં આપણા એલચી નિમાયેલા સૈયદ અલી ઝહીરે કહ્યું છે કે—

'જેમને 'ભાડુતી' અને 'અમીચંદો' કહેવામાં આવતા હતા તેવા અમારા જેવા થોડાક માણસોએ આજની ખાનાખરાબીની પહેલેથી જ આગાહી કરી રાખેલી, અમે મુસ્લિમોને વારંવાર એનાથી ચેતવાનું કહેલું એ વાતથી આજે કાંઇ આશ્વાસન લઇ શકાય તેમ નથી. હિંદુસ્તાનની આજની દુર્દશા જોઇને અમારા દિલ વેદના અને દુઃખથી ભરાઈ ગયાં છે. ખુદ કોંગ્રેસે પાકિસ્તાન મંજૂર રાખ્યું ત્યારે પણ અમારું મન તો માનતું જ નહોતું. હિંદુસ્તાનના કોમી ભાગલા પાડવાથી આ દેશ કમજોર બન્યો છે અને મુસ્લિમો માટે તો એ ભાગલા આત્મઘાતક બનવાનો સંભવ છે. પણ હવે તો આપણે પરિસ્થિતિ આજે જેવી છે તેવીનો જ વિચાર કરવાનો છે.

'પ્રથમ પહેલાં તો બે રાષ્ટ્રના વિઘાતક





વિચારને આપણે જમીનમાં ઊંડે ઊંડે દફનાવી દેવાનો છે. આ જમાનામાં કોઇ પણ રાજ્ય પોતાની પ્રજાની બીજા રાજ્ય પ્રત્યેની વફાદારી સાંખી શકે નહિ. જે રાજ્યમાં પોતે જીવવાના છે અને મરવાના છે તેની પ્રત્યે નિર્ભેળ વફાદારી દાખવવાનું અને એ રાષ્ટ્રના સિદ્ધાંતનો ત્યાગ કરવાનું મુસલમાનો જેટલું જલદી શીખે તેટલું તેમને માટે અને રાજ્યને માટે સારું છે. સ્વતંત્ર દેશના નાગરિક-દરજ્જાનો આ મુળભૂત સિદ્ધાંત જો કોઇ સમજી શકે નહિ તો બહેતર છે કે એ હિંદ છોડીને પોતાને જ્યાં ફાવે ત્યાં ચાલ્યા જાય.'

પાકિસ્તાનની સ્થાપના પછી હિંદ અને પાકિસ્તાનમાંથી વસ્તીનો જે મોટી ફેરબદલી થઈ રહી છે તેથી પ્રજાને જે અસહ્ય યાતનાઓ વેઠવી પડી છે તે વર્ષોના વર્ષો સુધી ભૂલી શકાશે નહિ, અને બન્ને રાજ્યોની પ્રજાઓ વચ્ચેના સંબંધોને એ પેઢીઓ સુધી કડવા કરી મૂકશે. એનો સીધો સરળ ઇલાજ થી અલી ઝહીર સૂચવે છે કે, હિંદના મુસલમાનોએ જેમ પાકિસ્તાનની ચળવળમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો તેમ બન્ને સંસ્થાનોના એકીકરણની જેહાદ પણ એમણે જ હવે ઉપાડની જોઇએ.

આવી જ ડહાપણભરી વાતો આવા સુજ્ઞ મુસ્લિમો પોતાના ધર્મભાઇઓને વર્ષોથી કહેતા આવ્યા હતા. પણ મુસલમાનોના એક મોટા વર્ગને એ ડહાપણ જે ન સમજાવી શક્યું તે આજે અનુભવ સમજાવી રહ્યો છે. જેમના કુહાડાના હાથા એ બન્યા હતા તે અંગ્રેજો આજે જતા રહ્યા છે, અને જેમની એફામ ગુલબાગો ઉપર એમણે જીવનની મોટી મુરાદો બાંધી હતી તે પાકિસ્તાનવાદીઓ પણ પોબાર થઇ ગયા છે. મુસલમાનોના એટલા ખુશકિસ્મત છે કે ગાંધીજી અને જવાહરલાલ નેહરુ જેવા રાષ્ટ્રનેતાઓએ હિંદી પ્રજા ઉપરથી પોતાનો કાબુ હજી ગુમાવ્યો નથી. એટલે હિંદમાં એ હશે ત્યાં સુધી મુસલમાનોને સદાય ન્યાય મળતો રહેશે—પણ આજે તો હવે એમને એકલો ન્યાય જ મળશે. પાછલા વર્ષોના બનાવો ન બન્યા હોત તો નાના ભાઈ લેખે એમને બહુમતી કોમ પાસેથી જે ઉદારદિલી અને લાડકોડ મળત એ તો એમણે લીગને પ્રતાપે ગુમાવ્યાં છે.

## દોસ્તીના લેબાસવાળા દુશ્મનને સાથે મળીને હાંકી કાઢીએ

કઠોર વાસ્તવિકતા મુસલમાનોની નીંદ આજ ઉડાડી રહી છે તે જોઈને લીગના નેતાઓ ચોંકી ઊઠ્યા છે. તેઓ જાણે છે કે મુસલમાનોની જે તાકાત પોતે મઝહબી ઝનૂનને મારગે વાળી શક્યા તે જ જો સાચે માર્ગે ચડશે તો એમના જેવા મધ્યયુગી માનસવાળા માનવીઓને ચગદી નાખશે એટલે ચૌધરી ખલિકુઝમાન અને (નોઆખાલીનો હત્યાકાંડ જેમના અમલ દરમિયાન ભજવાયો તે સંયુક્ત બંગાળના માજી વડાપ્રધાન) શ્રી. સુહરાવર્દી જેવા કેટલાક ચબરાક પુરુષો હિંદ પ્રત્યેની વફાદારીની વાતો કરવા લાગ્યા છે. હિંદી સરકારની ખફા નજર અને જાગેલી મુસ્લિમ જનતાના રોષમાંથી બચવાનો આ એક રસ્તો એમણે ખોળ્યો છે. રાષ્ટ્રના આગેવાનો તો અનેકવાર દૂધથી દાઝેલા છે તેથી, ઉપરથી શાંત દેખાતા આ ફિકાતા ચરૂઓથી એ હવે તો ચેતીને ચાલશે તેવી આશા રાખી શકાય. પરંતુ મુસલમાનોએ પોતાના આ સાચા દુશ્મનોથી હવે જલદી સંપૂર્ણપણે જાગ્રત થઇ જવું જોઇએ. બનાવો બન્યા છે, અને બનાવોએ મુસલમાનોને બતાવી આપ્યું છે કે સાચું કોણ હતું ને ખોટું કોણ હતું, દોસ્ત કોણ હતું અને દુશ્મન કોણ હતું. હવે એ જૂઠ ફરી સત્યનો સ્વાંગ સજીને એમની સામે આવે, એ દુશ્મન દોસ્તીનો નવો લેબાસ ધારણ કરીને એમને પડખામાં લેવા આવે ત્યારે એને સાચે સ્વરૂપે ઉઘાડો પાડવાનું અને એને હાંકી કાઢવાનું કામ મુસલમાનોએ સહુ હિંદીઓની સાથે રહીને કરવાનું છે.

મુસ્લિમ લીગના આગેવાનોને હાંકી કાઢીને, મુસ્લિમ લીગને વિખેરી નાખીને, હજી પણ ઝેર ફેલાવી રહેલાં મુસ્લિમ લીગી છાપાંઓને હાથમાંથી પડતાં મૂકીને મુસલમાનોએ પોતાના દિલની સચ્ચાઇ બતાવી આપવાની છે. નવા આગેવાનો, નવી સંસ્થાઓ અને નવાં અખબારો એમણે શોધી લેવાનાં છે,



એમની પાસેથી નવી પ્રેરણા પીવાની છે, એમની દ્વારા પોતાની મુરાદોને બર લાવવાની છે. લીગનું હવે અવસાન થઇ જવું જોઇએ. કોમવાદ દફનાવાઈ જવો જોઇએ. એ જ સાચો રસ્તો છે, કારણકે એ જ રસ્તે મુસલમાન અમર બનશે, ઈસ્લામ અમર બનશે.

### પાકિસ્તાની મોરલીના સૂર મુજબ હજીય નાચતા લીગવાદીઓ

મુસલમાનોના માનસપરિવર્તનની આજની ઘડીએ એમની સાથે ખામોશીથી કામ લેવાની સાથે સાથે જે કોઈ આગેવાનો કે છાપાંઓ હજી એને કોમવાદને અને વેરઝેરને મારગે દોરવા માટે ધમપછાડા કરી રહેલા જણાય તેમને નિર્દયપણે આ દેશમાંથી હાંકી કાઢવાની જરૂર છે. ચૌધરી ખલિકુઝ્ઝમાન અને શ્રી. સુહરાવર્દી તો નિયાગા એટલા બધા સુકુમાર ચામડીવાળા છે કે વફાદારી દર્શાવવાની થોડી માગણીઓથી પણ એ આકળા બની ગયા છે! હજી મુસ્લિમ લીગની સંગ્રામ-સમિતિના સભ્યપદનો ભાર તો એમણે પોતાના શિરેથી ઉતાર્યો નથી. મંત્રણાઓ ચલાવવા અને સલાહો કે આદેશો લેવા તો હજીયે એ વારંવાર કરાંચી દોડયા જાય છે. વફાદારીની કડવી જાહેરાત પણ તેઓ કરે છે તે તો શ્રી ઝીણાના આદેશને કારણે જ—બાકી એમનાં દિલમાં એવી કોઇ ભાવના આપમેળે ઊગી નથી. મુંબઇનાં સત્તર લીગવાદી છાપાંના તંત્રીઓએ હિંદ પ્રત્યે વફાદારીની જાહેરાત કરી તેની સાથે સાથે ધમંડભેર જણાવેલું કે, પાકિસ્તાનની જેહાદને ટેકો આપવા માટે અમે મગરૂર છીએ. હિંદ પ્રત્યે તેઓ કેવાક વફાદાર છે તે તો એમાંના કોઇપણ એક છાપાને ઉઘાડીને જોવાથી જણાશે: પાકિસ્તાનમાં બિનમુસ્લિમો પર થયેલા અત્યાચારોને એ નજીવા ગણાવે છે, હિંદમાં પડેલા એના પ્રત્યાઘાતને મોટા ભયાનક સ્વરૂપે ચીતરે છે, પાકિસ્તાની મોરલીના સૂર પ્રમાણે કાશ્મીરની વિરુદ્ધમાં અને હૈદ્રાબાદ કે જૂનાગઢની તરફેણમાં એ કિકિયાટા કરે છે.

હિંદમાં હિંદુઓનું રાજ્ય થયું જોઈએ એવી 'ભયંકર માગણી' કરનાર દિલ્હીના એક છાપા વિશે ગાંધીજીએ પોતાના પ્રાર્થના-પ્રવચનમાં ઇશારો કરેલો અને પૂછેલું કે, આવાં છાપાં ચાલવા દઇ શકાય? વાણી-સ્વાતંત્ર્યનો અર્થ આવો થાય છે? એ જ પ્રમાણે હરકોઇ રીતે આ દેશમાં હવે કોમવાદને ફરી ઊભો કરવા મથનારા તમામ છાપા સામે કડક પગલાં લેવાનો સમય આવી ગયો છે. તંત્રી પરિષદને હાથે વારતહેવારે ઘડાતા નવા નવા 'નૈતિક ધારાઓ'નો ભાગ્યે જ અમલ થતો હોય છે. અને કોઇ રડ્યુંખડ્યું છાપું એનો અમલ કરવા જાય તો જાહેરખબરો અને વાચકો ગુમાવતું હોય છે.

### સમાચાર-કટારોને ચડતો નિરર્થક કોમી રંગ

પ્રયત્નપૂર્વક પેસાડેલા કોમવાદ ઉપરાંત આપણાં છાપાંની સમાચાર-કટારોમાં એક બીજા પ્રકારનો કોમી રંગ અજાણે પેસી ગયેલો જણાય છે. ગાડી નીચે કોઈ જાનવર કચરાઈ જાય તો એ હકીકતને વિગતવાર રજૂ કરવામાં જેમ એક ગાય, બકરી, ભેંસ કે કૂતરું-ગધેડું કચરાઈ ગયાનું લખાય છે તેમ આવા અકસ્માતોમાં કોઇ માણસ સંડોવાય ત્યારે એક હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી કે ઢેઢ-ભંગી વગદાઇ ગયાનાં મથાળાં બંધાતાં હોય છે. નજીવા કારણોસર કે અંગત અદાવતને કારણે થયેલી મારામારીઓમાં પણ કયે પક્ષે 'મિયા' કે 'શીખ' હતા ને કયે પક્ષે 'પઠાણ' હતા તે વિનાકારણ સ્પષ્ટ કરવામાં આવતું હોય છે. આ પ્રથા નિર્દોષ હશે, પણ અત્યારના નાજુક વાતાવરણમાં એ કેટલીક વાર અનર્થ પેદા કરે છે—કે જે પેદા કરવાની કોઇની ઇચ્છા હોતી નથી.

અમદાવાદમાં મ્યુનિસિપાલિટી હસ્તક ચાલતી બસમાં એક કંડક્ટરે એક ટિકિટ-ઇન્સ્પેકટરનું ખૂન કર્યું. (ખૂની અને મરનાર કઇ કોમના હતા તેની સાથે આપણે નિસ્બત નથી.) ખૂનનું કારણ એવું બહાર આવ્યું છે કે કંડક્ટર ટિકિટો આપવામાં અને પૈસા લેવામાં કેટલીક ગેરરીતિઓ અજમાવતો હતો તે ચબરાક ઇન્સ્પેકટરના ધ્યાનમાં આવતાં તેણે તેની વિરુદ્ધ ફરિયાદ નોંધાવેલી, અને આવી ફરિયાદોની





સંખ્યા વધવાથી કંડક્ટરને નોકરમાંથી રજા મળેલી તેથી એનું લોહી તપી ગયેલું. સદ્ભાગ્યે, ભાગતા ગુનેગારને રસ્તા પરના માણસોએ હિંમતપૂર્વક પકડી પોલીસને હવાલે કરી દીધો; તેથી કાયદો હવે કાયદાનું કામ કરશે, અને અપરાધીને યોગ્ય નસ્યત મળશે.

### સમાજમાં બનતા ગુનાઓ માટે પ્રજાની પણ જવાબદારી છે

પણ આ કિસ્સામાં શું એકલો એ કંડક્ટર જ અપરાધી છે? જેની વચ્ચે એ રાતદિવસ વસે છે અને કામ બજાવે છે તે શહેરી સમાજ એના આવા વર્તન માટે કેટલેક અંશે જવાબદાર નથી? કંડક્ટરની ગેરરીતિઓને કારણે શહેરની મ્યુનિસિપાલિટીને નાણાંકીય નુકસાન થતું હતું—મ્યુનિસિપાલિટીને એટલે કે તેના સભ્યોને ચૂંટનારા શહેરીજનોને, મતદારોને, કર ભરનારાઓને. પણ એકલે હાથે તાળી નહોતી પડતી. કંડક્ટરની ગેરરીતિઓનો સાક્ષી બસના મુસાફરોનો મોટો સમૂહ જેમ પોતાની નિષ્ક્રીયતાથી એ કંડક્ટરને મદદરૂપ બનતો હતો, તેમ કેટલાય મુસાફરો એ ગેરરીતિઓના ભાગીદાર બનીને તેને ઉત્તેજન આપતા હશે. ટિકિટના પૂરા પૈસા ન દેનારા, અરધા કંડક્ટરને દઇને અરધા પોતાના ખીસામાં પાછા મૂકનારા અને વગર ટિકિટે મુસાફરી કરનારા મુસાફરોનો સારો એવો વર્ગ માત્ર અમદાવાદમાં જ નહિ પણ મુંબઇ વગેરે શહેરોમાંય અસ્તિત્વ ધરાવે છે. આવી લુચ્ચાઇ કરીને મ્યુનિસિપાલિટીને—એટલે કે સમાજને અને આખર જતાં પોતાની જાતને જ છેતરનારા આ મુસાફરો પણ પાછા ગરીબ મજૂરો કે અભણ ગામડિયાઓ નહિ પણ સુશિક્ષિત સુધરેલા સમાજમાં વસનારા ઊજળા નગરવાસીઓ હોય છે.

વાત બહુ જ નાની છે. એમાં સવાલ બહુ બહુ તો એકાદ આનાનો હોય છે. પણ એમાંથી આપણા સ્વભાવનું દર્શન થાય છે. કંડક્ટર બિચારો રૂખસદ પામ્યો, કારણ કે જેમ મુસાફરો પાસેથી પોતે લાંચ લેતો, તેમ બીજાઓને લાંચ આપવાની આવડત—હુશિયારી એનામાં કદાચ નહિ હોય. લડાઇને કારણે આપણા સમાજમાં આ કંડક્ટર કરતાં તો હજારગણા ગંભીર ગુનાઓ સિફતથી કરનારા સેંકડો માણસો ફૂટી નીકળ્યા છે. એમને નસ્યત કરનારું કોઇ નથી. સમાજમાં જે કાંઇ ગુનાઓ થાય તેને દાબી દેવાની જેમ સરકારની ફરજ છે, તેમ એ ગુનાઓને પોષતું વાતાવરણ ઊભું ન થવા દેવાની જવાબદારી શું પ્રજાની નથી?

સ્વાતંત્ર્ય-દિનની ખુશાલીમાં ૧૫મી ઓગસ્ટે મદ્રાસ પ્રાંતના ૭૫૦૦ કેદીઓને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા હતા. પણ કેદખાનાની વસ્તીમાં આ ઘટાડો લાંબો વખત ટક્યો નહિ! બે જ મહિનામાં ૪૫૦૦ નવા કેદીઓ એ જેલોમાં ફરી દાખલ થઇ ગયા! આવા બનાવો આપણને ફરી ફરીને યાદ કરાવે છે કે સમાજમાં નિશાળો જેમ ઓછી, દરિયતાલો જેમ ઓછી, રહેવાને સારાં ઘર જેમ ઓછાં ને સત્ત્વશીલ ખોરાક જેમ ઓછો તેમ કેદખાનાની સંખ્યા વધુ ને વધુ રહેવાની, એ કેદખાનાની વસ્તી પણ વધતી જ જવાની.

### આવું નિયંત્રણવિહીન વર્તન દેશને વસ્ત્રહીન બનાવશે

ઔદ્યોગિક અદાલતમાંથી પોતાની કોઇ ફરિયાદ અંગે સાંપડેલા અણગમતા ચુકાદાના વિરોધમાં મુંબઇમાં કાપડની કેટલીક મિલોના કામદારોએ હડતાલ પાડેલી તેને પરિણામે એક જ અઠવાડિયામાં આખા મુંબઇ શહેર અને પરાંની પ્રજાને એક વરસ ચાલે તેટલા કાપડનું ઉત્પાદન ઘટી ગયું. આ હકીકત જેમ ચોંકાવનારી છે, તેમ મજૂરો તથા માલિકોને સમસ્ત સમાજ પ્રત્યેની તેમની ગંભીર જવાબદારી અંગે જાગ્રત કરનારી હોવી જોઇએ. આ રીતે કાપડના ઉત્પાદનમાં વારતહેવારે ભંગાણ પડાવનારાઓ જોતજોતામાં તો આખા દેશને નગ્ન સ્વરૂપે જીવવાની ફરજ પાડી શકે. આવા મહત્ત્વના ઉદ્યોગના મજૂરો અને માલિકોને કોઇપણ જાતના નિયંત્રણ વગર મનફાવે તેમ વર્તવા દેવાનું સરકારને કે પ્રજાને પાલવે નહિ.

લડાઇ પૂરી થયાને બે વર્ષ વીતી ગયાં છતાં કાપડની બૂમ એવી ને એવી જ કેમ રહી છે તેનું



કારણ સામાન્ય પ્રજાજનને શોધ્યું જડતું નથી. લડાઈનાં આકરાં વર્ષો દરમિયાન લશ્કર માટે લાખો વાર કાપડ પૂરું પાડવા છતાં આ દેશની મિલો સરેરાશ પ્રજાજન માટે જેટલું લૂગડું ફાજલ પાડી શકતી હતી તેટલું પણ આજે એ આપી નથી શકતી તે બીના મતિને મૂંઝવી નાખે તેવી છે. લડાઇ પહેલાં, જ્યારે એક ચીનને બાદ કરતાં હિંદુસ્તાન જગતભરમાં સૌથી ઓછું કાપડ પહેરનારો દેશ હતો ત્યારે, સરેરાશ હિંદી પ્રજાજન વર્ષે ૧૬½ વાર કાપડ પામતો હતો. ( તે વખતે સરેરાશ અમેરિકનને વર્ષે ૫૫ વાર, અંગ્રેજને ૪૫ વાર, પશ્ચિમ યુરોપવાસીને ૩૦ થી ૩૫ વાર, પૂર્વ યુરોપવાસીને ૨૦ થી ૨૫ વાર અને જાપાનીને ૨૦ વાર કાપડ મળતું હતું. ) આજે આઠ વર્ષ પછી, જગત આખાએ જ્યારે પ્રગતિ કરી હશે ત્યારે, આપણો પ્રજાજન આ વરસનું પૂરું ૧૧ વાર કાપડ પણ નથી પામ્યો. ૧૯૩૮–'૩૯ દરમિયાન હિંદુસ્તાનની મિલો અને હાથશાળાએ ૬૨૦ કરોડ વાર કાપડ પેદા કરેલું, અને ૧૯૪૬–'૪૭ માં ( વસ્તીમાં લગભગ ચાર કરોડનો વધારો થયો છે ત્યારે ) એ આંકડો ઘટીને ૪૬૦ કરોડ ઉપર આવી ગયો છે.

### ઉત્પાદનમાં વધારો કરતી નાની નાની મજૂર સગવડો

આ પરિસ્થિતિનો ઉકેલ લાવવા માટે સંખ્યાબંધ પરિષદો ભરાઈ ચૂકી છે અને પાર વિનાની ચર્ચાઓને અંતે એમનું વિસર્જન પણ થઈ ગયેલ છે. મજૂરો વધારે પગાર માગે છે, મિલ-માલિકો એમના ભંડારોમાં લખલૂટ નફો હલવાયો હોવા છતાં ભાવવધારાનો આગ્રહ રાખે છે. આવી સૂડી વચ્ચે સોપારી જેવી હાલતમાંથી નીકળવાનો એક માર્ગ એ સૂચવાયો છે કે મજૂરોને અને માલિકોને પગાર કે ભાવમાં વધારો કરીને રોકડ નાણાં આપવાને બદલે એમને બીજી સગવડો આપીને સંતોષવા.

એક જ નાસ્તાની સગવડ મળવાથી મજૂરોનાં મન કેટલાં સંતુષ્ટ રહે છે (અને તેથી ઉત્પાદનમાં કેટલો ફેર પડે છે) તે સારાં 'કેન્ટીન' (નાસ્તાગૃહ) વાળી અને કેન્ટીન વિનાની મિલોને સરખાવી જોવાથી કદાચ જણાઈ આવશે. આપણાં શહેરોનો વિકાસ સદંતર ઢંગધડા વગરનો થયો હોવાથી કારખાનાં અને તેમાં કામ કરનારાં મજૂરો માઇલોને અંતરે વેરવિખેર પડેલાં હોય છે. તેથી હજારો મજૂરોને એક ટંકનું ભોજન તો બપોરની અર્ધોએક કલાકની છુટ્ટી દરમિયાન મિલ-કારખાના નજીકની કોઇ અંધારી હોટલમાં લૂખુંસૂકું ખાઇ લઇને દોડાદોડ ફરજ ઉપર હાજર થઈ જવું પડતું હોય છે. એને બદલે પ્રત્યેક મિલ-કારખાનામાં જ તેના કામદારોને સારો સત્ત્વશીલ આહાર વાજબી દામે મળતો હોય તો તેમની તંદુરસ્તી જળવાઈ રહે અને બે પૈસાની બચત એના ખીસામાં રહે. શાણા ઉદ્યોગપતિઓ તરત સમજશે કે કામદારોની તંદુરસ્તી અને ખીસામાંની બચત એ ઉદ્યોગની મોટી થાપણ છે, અને મિલ-કારખાનામાં આવાં નાસ્તાગૃહો ચલાવવાથી સરવાળે આખા ઉદ્યોગને જ લાભ છે. ફેક્ટરી એક્ટમાં જ યોગ્ય સુધારા કરાવીને પ્રાંતીક સરકાર આવી જરૂરિયાતો માટે પ્રબંધ કરાવી શકે.

મદ્રાસની સરકારે આ બાબતમાં અમુક નિયમો કરવાનો નિર્ણય કર્યો છે, જેને પરિણામે સામાન્ય રીતે ૨૫૦થી વધુ કામદારો જ્યાં કામ કરતાં હોય તેવા દરેક કારખાનાના માલિકે પોતાના કામદારોને માટે ચોક્કસ પ્રકારનું નાસ્તાગૃહ યોજવું પડશે. આવાં નાસ્તાગૃહોનો વહીવટ ઇત્યાદિ સંભાળવા અને જુદી જુદી વાનીઓની કિંમત નક્કી કરવા મજૂરો અને માલિકોની સરખી સંખ્યાના પ્રતિનિધિઓની બનેલી એક સમિતિ નીમવાની પણ આ નિયમોમાં જોગવાઈ છે.

જેમ નિશાળના વિદ્યાર્થીઓને મફત દૂધ અને (ગરીબ બાળકોને) બપોરનો નાસ્તો આપવાની બાબતમાં તેમ કામદારો માટેનાં નાસ્તાગૃહો યોજવાની બાબતમાં પણ મદ્રાસે પહેલ કરીને બીજા પ્રાંતો માટે દાખલો બેસાડ્યો છે.

### હરિજનોને વટલાવવાનું હીન પાકિસ્તાની કાવત્રું

ભાગલા પાડીને રાજ કરવાના બ્રિટિશ સરકારના સિદ્ધાંતના આટલાં વર્ષો સુધી પ્યાદાં બન્યા પછી પાકિસ્તાનવાદીઓ હવે એનો નાપાક પ્રયોગ બિન–





મુસ્લિમો ઉપર કરવા મથી રહ્યા છે. કોંગ્રેસે વચગાળાની સરકારમાં પોતાના ભાગની બેઠકોમાંથી એક રાષ્ટ્રવાદી મુસ્લિમને આપી તેને વાદે વાદે મુસ્લિમ લીગે થી. જોગેન્દ્રનાથ મંડળ નામના દલિતોના એક પૂતળા–આગેવાન શોધીને પોતાના હિસ્સાનું એક પ્રધાનપદું એમના શિરે ઠોકી બેસાડેલું. એ જ નીતિ ચાલુ રાખીને પાકિસ્તાની પ્રધાનમંડળમાં પણ શ્રી મંડળને એક આસન અપાયું હતું. હવે એક ડગલું આગળ વધીને કહેવાતા સવર્ણ હિંદુઓ અને હરિજનો વચ્ચે મોટી ફાચર મારવાનો દુષ્ટ પ્રયત્ન પાકિસ્તાનવાદીઓએ આદર્યો છે. કરાંચીના દલિત વર્ગના માનવીઓનાં બાવડાં ઉપર ચંદ્ર–તારાવાળા લીલા બિલ્લા પહેરાવવાનો પ્રબંધ પાકિસ્તાની સરકારે કર્યો છે. એની ઉપર 'દલિત વર્ગ'નું નામ લખેલું હશે, જેથી બિનમુસ્લિમ લઘુમતી ઉપરના પાકિસ્તાની મુસ્લિમોના રોષમાંથી એમને જુદા તારવી લઇ શકાય. આ સંબંધમાં સિંધની સરકારે બહાર પાડેલી જાહેરાતનો ધ્વનિ પણ એવો જ છે કે બીજા બિન–મુસ્લિમોનું ગમે તે થાય, પણ દલિત વર્ગના માનવીઓ તો મુસ્લિમોના મિત્ર છે, માટે તેમને કશી ઈજા ન થવી જોઇએ.

ગાંધીજીએ કહ્યું છે તેમ આ પગલું ધીમે ધીમે પાકિસ્તાની હરિજનોને ઇસ્લામમાં વટલાવવા ભણી દોરી જશે. સૌ હિંદુઓ આવી પ્રપંચલીલાથી ખિન્ન બને તે સ્વાભાવિક છે. પરંતુ હરિજનો હિંદુ ધર્મમાં રહે તે માટે કહેવાતા સવર્ણ હિંદુઓએ કદીય કશી લાગણી ક્યાં બતાવી છે! હિંદુ ધર્મમાં રહેવાથી હરિજનો આભડછેટની પશુ સાથેના વર્તાવસમી અપમાનકારક પ્રથાના ભોગ બને છે, એમના આવાસ 'ઢેઢવાડા' કે 'હરિજનવાસ' બંધાય છે, એમને સાર્વજનિક હોટલોમાં કે હિંદુઓના મંદિરોમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નથી, જીવનભર એ પીડિત કચડાયેલી દશામાં રહે છે. ઇસ્લામ અંગીકાર કરવાથી એ મુસ્લિમોની બિરાદરીભરી જમાતમાં સમાનતા પ્રાપ્ત કરે છે અને એના એ જ સવર્ણ હિંદુઓ પણ તે પછી એમની સાથે માનભેર્ભાવમાં રહીને વાત કરતાં થઇ જાય છે. મુસલમાન બનીને કોઈ લાભ મેળવી લેવાની લાલચે નહિ, તો પણ હિંદુ ધર્મમાં પોતાને મળેલા ગુલામ સરખા સ્થાનમાંથી નીકળવા એ ધર્મપલટો કરે તો હરિજનોને આપણાથી કેમ દોષ દઇ શકાય!

## સફાઈકાર્યની આપત્તિ હવે ઈજારાનું સ્વરૂપ ધરે છે

હરિજનોના પ્રશ્ન પ્રત્યે ઉદાસીન રહેવાથી હિંદુ સમાજ પોતાને જ મોટું નુકસાન કરી રહ્યો છે. હરિજનો આજે જે કાર્ય કરે છે તે તેમની કોમના ઇજારા જેવું બની ગયું છે. અને એક વખત એમના માટે જ આપત્તિ સમાન ગણાતું હતું તે કાર્ય આજે એમના હાથમાં ભરેલી બંધૂકનું સ્વરૂપ ધારણ કરતું જાય છે. આર્થિક સંજોગો હરિજનોને જામત કરી રહ્યા છે અને શહેરોની સુધરાઇ સાથેનાં એમનાં ઘર્ષણો વધી રહ્યાં છે આનો ઉકેલ માત્ર વધુ પગાર કે વધુ સગવડો આપવાથી આવી જવાનો નથી. 'સુધરાઇઓ અને સફાઇ કામદારો' નામની 'હરિજનબંધુ'માંની એક નોંધમાં શ્રી પરીક્ષિતલાલ મજમુદારે કરેલાં આ સૂચનો એના ઉકેલ માટે ઘણાં મહત્ત્વનાં છે:

> 'સમાજમાં ગંદું ગણાતું છતાં જાહેર સ્વાસ્થ્યને અતિ ઉપયોગી એવું સફાઇનું કામ માત્ર એક જ વર્ગ ઉપર ફરજિયાત નાખીને સમાજે આ મુશ્કેલી વહોરી લીધી છે. આ કામ પોતાના વિના બીજું કોઈ કરનાર નથી એ જાતનું એ વર્ગને રહેતું છૂપું ભાન પરિસ્થિતિમાં વધારે ગૂંચવણ ઊભી કરે છે. આ સંજોગોમાં નોકરોના હક્કો અને તેમને મળતી સગવડો માત્રથી આ ગૂંચવાડાનો નિકાલ આવવા સંભવ નથી. સાચું જોતાં સફાઇના કામને દુર્ગંધ ઓછી કરી, વધારે શાસ્ત્રીય બનાવી આકર્ષક બનાવવું જોઇએ...સફાઇ કામનું મહત્ત્વ વધારવા માટે સફાઈ કામદારોનો દરજ્જો વધારીને તેમજ તેમને સફાઇની અનુકૂળતાઓ આપીને આ કામ ઔદ્યોગિક રીતિએ લઇ જવું જોઇએ કે એ વ્યવસાય એક જ વર્ગનો ઇજારો છે એ ભાવના નાબૂદ થાય, બીજાઓને તેમાં આવવાનું આકર્ષણ થાય, અને એમાં નોકરી કરતાં સૌને વ્યવસ્થિત



થવાની ફરજ પડે......

'જન્મથી જેમના ઉપર સમાજે માત્ર સફાઈનું કામ લાદ્યું છે તેમને સફાઈ સિવાયનાં બીજાં કામમાં જોડીને તેમના જીવનનિર્વાહના બીજા માર્ગો ખુલ્લા કરી આપવા જોઈએ. આ નૈતિક જોખમદારી સમાજની છે.'

### ટપાલની સુંદર ટિકિટો ભાવના-વિચારોનું વાહન બને

ગયે વર્ષે વચગાળાની સરકારની સ્થાપના થઈ અને બંધારણસભાની પહેલી બેઠક મળી તેની યાદગીરીમાં આપણા દેશમાં ખાસ ટપાલની ટિકિટો બહાર પાડવાનું સૂચન કરતો જે એક કાગળ હિંદી સરકારના ટપાલ-ખાતા ઉપર લખાયેલો તે અહીં આ કટારીમાં આપવામાં આવ્યો હતો. તેના જવાબમાં ટપાલ-ખાતાના મંત્રીએ જણાવેલું કે એ બે પ્રસંગો એટલા ઓચિંતાના આવી પડેલા કે તેમને અનુરૂપ ટિકિટો ચીતરાવી, છાપી, તૈયાર કરાવી, બહાર પાડવાનું કામ એટલી ટૂંકી મુદતમા થઈ શકે તેમ નહોતું. સાથે સાથે એટલું આશ્વાસન અપાયેલું કે ભવિષ્યમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના થાય તે પ્રસંગે ખાસ ટિકિટો બહાર પાડવાની 'વિચારણા ચાલી રહી છે.' તે પછી કેટલાય મહિનાઓનો સમય મળવા છતાં ટપાલ-ખાતું ૧૫મી ઑગસ્ટ માટેની ખાસ ટિકિટો તૈયાર કરી શક્યું નહોતું. તેને પણ બે મહિના વીતી ગયા છતાં ય હજી એવી ટિકિટો બહાર પડી નથી.

'હિંદુસ્તાન ટાઇમ્સ'માં જાણીતા ટિકિટ-સંગ્રાહક શ્રી. જાલ કૂપર 'હિંદને માટે નવી ટિકિટો જોઈએ' નામે રસિક લેખમાં લખે છે કેઃ—

'દરેક દેશની ટપાલની ટિકિટો દુનિયાભરમાં તેના શ્રેષ્ઠ એલચી તરીકેનું કામ બજાવે છે. અને સ્વતંત્ર થયા પછી હિંદે જો પોતાની જ નવી ટિકિટો બહાર પાડી હોત તો કાગળની એ ઝીણી ઝીણી કટકીઓએ આપણી આઝાદીનો સંદેશો જગતભરમાં પહોંચાડ્યો હોત.

'૧૮૫૪ની સાલથી હિંદની ટિકિટો ઉપર બ્રિટિશ રાજા કે રાણીનું મહોરું મુકાતું આવ્યું છે. હિંદ હજી બ્રિટિશ સામ્રાજ્યસમૂહમાં છે તે સાચું, પણ તેથી તેને પોતાની નિરાળી ટપાલ-ટિકિટો બહાર પાડતાં કોઈ રોકતું નથી. હકીકતમાં તો બીજાં બ્રિટિશ સંસ્થાનો પોતાનું કુદરતી સૌંદર્ય, ને પોતાની સંસ્કૃતિની કે પોતાના ઉદ્યોગોની કોઈ બાજુનું દર્શન કરાવતી પોતાની અલગ ટિકિટો મગરૂબીભેર બહાર પાડતાં આવ્યાં છે. મહત્ત્વના બનાવોની યાદગીરીમાં તેઓ વખતોવખત ખાસ ટિકિટો પણ બહાર પાડે છે...

'હિંદુસ્તાનનો ભૂતકાળ ભવ્ય છે. આપણી તવારીખમાંના જુદા જુદા બનાવો, આપણાં ઐતિહાસિક સ્થળો-શિલ્પો, આપણું કુદરતી સૌંદર્ય, આપણા ઉદ્યોગો અને આપણો ભાવિ કાર્યક્રમ પણ રજૂ કરે તેવી ચિત્રાત્મક ટિકિટો આપણે બહાર પાડવી જરૂરી છે . . .

'નાસિકના સરકારી છાપખાનામાં આપણી પાસે આગમાં સારા કારીગરો છે. એમને સુયોગ્ય ચિત્રો તૈયાર કરી આપવામાં આવે તો એ સુંદર ટિકિટો બનાવી શકે તેમ છે. લડાઈ દરમિયાન આ છાપખાનું થોડા જ સમયમાં બરમા માટે અને દૂરના સુદાન માટે જો ટિકિટો તૈયાર કરી શક્યું હતું તો આપણી પોતાની જ ટિકિટો એ ટૂંકી મુદતમાં કેમ તૈયાર ન કરી શકે?'

ટપાલની ટિકિટો ભેગી કરનારાં રસિયા શોખીનો સરકારને ઘણી આવક કરાવી આપતા હોય છે. અમેરિકામાં આવા શોખીનોની સંખ્યા કરોડેક જેટલી છે અને છેલ્લા એક જ વર્ષ દરમિયાન એમણે ૩૩,૩૧,૦૦૦ ડૉલરની ટિકીટો ખરીદેલી. ખાસ પ્રસંગોએ બહાર પડતી ટિકિટો વાટે પૈસા કમાવા ઉપરાંત સરકાર દેશમાં એક પ્રકારનું વાતાવરણ પણ ઊભું કરી શકે છે. શ્રી કૂપર જણાવે છે તેમ ન્યુ ઝીલેન્ડ, સ્વિટ્ઝરલેન્ડ વગેરે કેટલાક દેશોમાં દર વર્ષે તંદુરસ્તી-સપ્તાહની ઊજવણીમાં ખાસ ટિકિટો બહાર પડે છે, તે તેના છાપેલ દર કરતાં થોડી વધુ કિંમતે વેચાય છે. અને એ રીતે થતી વધારાની આવકમાંથી બાળકોની સંસ્થાઓને મદદ કરવામાં આવે છે. (આટલું લખાયા પછી સમાચાર મળે છે કે નવેમ્બરની





આખર સુધીમાં હિંદી સ્વાતંત્ર્યના સ્મારકની ટિકિટો બહાર પડવાની છે. પોતાની આળસ ઉડાડીને આપણા ટપાલ-ખાતાએ શ્રી કૂપરે સૂચવેલી દિશામાં ઘણું કરવાની જરૂર છે. )

**ભાષાભેદના વાદવિવાદમાં**
**કોમવાદે અંધેર ફેલાવ્યું છે**

યુક્તપ્રાંતની સરકારે હિંદીને રાજભાષા બનાવીને એક હિંમતભર્યું પગલું ભર્યું છે. બે ભાષાના મિશ્રણ સમી હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા બનાવી તેને બે લિપિમાં લખવાની ગાંધીજીની હિમાયત છતાં યુક્તપ્રાંતની સરકારે આવું નિર્ણયાત્મક પગલું ભર્યું તેથી કેટલાકને આશ્ચર્ય થયું હશે. ખરી વાત એ છે કે અંગ્રેજી રાજઅમલના અંત સાથે અંગ્રેજી ભાષાને પણ વિદાય આપવાની આપણી ઉત્કટ ઇચ્છાને હિંદી-હિંદુસ્તાનીની અનંત અફળ ચર્ચાઓ ગુંગળાવી મારતી હતી. એમાંથી તાત્કાલિક કોઇ પણ એક જેવો સૂઝે તેવો રસ્તો લઇને તેને વળગી રહેવાથી, બીજું કાંઇ નહિ તો, અંગ્રેજીને તો આપણે વિદાય આપી શકીએ છીએ. બે વિરુદ્ધ જ પ્રકારની લિપિઓનો બોજો આપણી પ્રજા ઉપર લાદવાની વાત દેશના ઘણા મોટા ભાગને ગળે હજી ઊતરતી નથી. ઘણાનું એમ પણ માનવું છે કે ભાષાભેદના વાદવિવાદમાં કોમભેદને નાહક વધુ પડતું મહત્ત્વ આપવામાં આવ્યું છે. ચોટી, દાઢી અને હેટના તફાવતો એક સર્વમાન્ય રાષ્ટ્રભાષાના સ્વીકાર આડે ન આવવા જોઇએ.

એટલું તો સ્પષ્ટ છે કે શિક્ષિત મુસ્લિમોનો જે ભાગ ઊર્દૂ લિપિ જાણે છે તેમને સંતોષવા ખાતર જ આપણી રાષ્ટ્રભાષાને બે લિપિમાં લખવાનો આગ્રહ થઈ રહ્યો છે. એ જ રીતે જે લાખ્ખો માણસો બંગાળી, અંગ્રેજી કે અન્ય લિપિઓ વાપરે છે તેઓ એક નવો દુરાગ્રહ લઇ બેસે તો તેમને સંતોષવા જતાં આપણે રાષ્ટ્રભાષાના પ્રશ્ન અંગે અંધેર ફેલાવી દઇશું. દેવનાગરી, ઊર્દૂ કે અંગ્રેજી (રોમન), હિંદુઓ, મુસલમાનો કે ખ્રિસ્તીઓ નામની ત્રણ જુદી જુદી કોમની લિપિઓ છે એ વાત મનમાંથી ભૂંસી નાખીને પછી, રાષ્ટ્રહિતની દ્રષ્ટિએ, માત્ર ભાષા-લિપિના ગુણદોષની જ દ્રષ્ટિએ આ પ્રશ્નની વિચારણા કેમ નહિ થતી હોય તે એક કોયડો છે. જેમને દેવનાગરી માટે કોઇ વિશેષ પ્યાર નથી, ઊર્દૂ માટે મહોબ્બત નથી, અંગ્રેજીનો મોહ નથી, અને આ ત્રણમાંથી જે કોઈ પણ લિપિ વૈજ્ઞાનિક દ્રષ્ટિએ શ્રેષ્ઠ સાબિત થાય તેને સમગ્ર દેશના હિતમાં સ્વીકારવા જે તૈયાર હશે તેવા કરોડો અભણ માનવીઓની તો આ લિપિ-ચર્ચામાં કોઇ ગણતરી થતી નથી.

**માનવજીવન સાથેનો સંગીતનો**
**અતલ ઊંડો સંબંધ**

કલકત્તામાં મળેલી અખિલ હિંદ સંગીત પરિષદને પ્રમુખસ્થાનેથી શ્રી રાજાજીએ કહેલી આ વાત ઉપરછલી નહિ પણ માનવીનાં અંતરનાં સૂક્ષ્મ તત્ત્વોનું દર્શન કરાવનારી છે:

> 'માનવ-સ્વભાવને ઈશ્વરની નજીકની કક્ષાએ પહોંચાડવા માટે સંગીત કરતાં વિશેષ તાકાતવાન બીજી કોઇ વસ્તુ નથી. ઘરઘરમાં જો સંગીત દાખલ કરવામાં આવે તો દેશમાંથી કેટલાંય બૂરાં તત્ત્વો દૂર થઇ શકે. કારણ કે સંગીત એ નર્યું આનંદપ્રમોદનું સાધન નથી, પરંતુ માનવીની અંદરના હળાહળને દૂર કરનારી દૈવી ઔષધિ છે. જનસમૂહમાં શાંતિનો પ્રચાર કરવામાં સંગીત મહત્ત્વનો ભાગ ભજવી શકે તેમ છે.'

બૂંગિયા ઢોલના સાદે સાબદા થતા ગામડાંના શૂરાઓ, માર જ મસક-વાજાંના સૂરોથી સાથે કદમ મિલાવતા સેંકડો સ્કોટિશ સૈનિકો, શાયરના યુદ્ધ-લલકાર સુણી જાતને હોમી દેનારા વીરો અને મદારીની મોરલી ઉપર ડોલનારા વિષધરો—એ બધાં સંગીતના જીવન ઉપરના પ્રભાવનાં જ દૃષ્ટાંતો છે. અમેરિકામાં તો ઘવાયેલા કે અપંગ બનેલા યુદ્ધ-સૈનિકોને અપાતી તબીબી સારવારમાં ચોક્કસ પ્રકારના સંગીતની માવજત પણ શામિલ કરાયેલ છે. પ્રથમ ઊંદરડા અને પછી ગામનાં બાળકોને પાગલ બનાવીને તાણી જનારા પેલા બંસીવાળાની કથા ખરે જ નરી કલ્પનાજન્ય નહિ હોય.

૨૪-૧૦-'૪૭ મ૦




ચાલી આવતી આપકથાનો હપ્તો નવમો

વાણી ઉપર સંયમ એટલે શું—એનું વ્યવહારુ સ્વરૂપ જેવું શ્રીમન્નૃસિંહાચાર્યના સાન્નિધ્યમાં મેં જોયું, એવું ત્યાર પછી બીજે ક્યાંય જોયું નથી. નહિતર, ઠીક ઠીક મોટા કહેવાય એવા ઘણા પુરુષોનો મને પરિચયલાભ તો મળ્યો છે. શ્રીમન્નૃસિંહાચાર્ય એવા પ્રખર વિદ્વાન ન હતા કે જેની વિદ્વત્તા છક્ક કરી નાખે; તેમ જ વિદ્વત્તા વિષે કાંઈ પણ યોગ્ય અભિપ્રાય બાંધવાની મારી એ અવસ્થા પણ ન કહેવાય. જોકે આર્યમુનિ, શાસ્ત્રી મણિશંકર, હાથીભાઈ, આત્માનંદજી, શંકરાનંદજી, ભાસ્કરાનંદ, ગણેશાનંદ એવા ઘણા ઘણા વિદ્વાનોને મેં સાંભળ્યા હતા, અને ભલે એમનાં ગહન સત્યોને આમૂલાગ્ર મેં ગ્રહણ ન કર્યાં હોય, છતાં હું એ અનુભવોને લીધે, થોડો ઘણો પણ અધિકારી કોટિનો પ્રેક્ષક તો ગણાઉં, એટલે એમની વિદ્વત્તામાં જે આકર્ષણ હતું તે શાનું હતું એ ઠીક ઠીક સમજવાની માનસિક સ્થિતિમાં તો હું હતો જ. એમની વાણીમાં રહેલો સંયમ—એ પ્રવચનકારનો અને અનુભવી વ્યવહારદક્ષ પુરુષનો સંયમ હતો. એ પ્રચારક નહિ—પ્રવચનકાર હતા. આપણા ઘણા સારા વિદ્વાનો આકર્ષક રીતે ભાષણો ને લેખો લખે છે છતાં, એ છેવટે તો કોઈકનો પ્રચાર કરતા હોય છે ને એ રીતે એ Second hand જેવા લાગે છે. શ્રીમન્નૃસિંહાચાર્ય પાસે અનુભવસત્યોનો ઘણો મોટો સંગ્રહ હતો. ઉપનિષદ્ હજો એમની કથામા લોકસમજણવાળી વાર્તાઓનો રસસંભાર હમેશાં આવતો. એથી એમની કથાઓ લોકપ્રિય પણ થતી ને લોકોત્તર પણ રહેતી.

આનંદાશ્રમના આ ધાર્મિક વાતાવરણનો મેં ઠીક લાભ ઉઠાવ્યો એમ કહી શકાય.

પરંતુ એટલું છતાં એ ભૂલવું ન જોઈએ કે ધર્મની એ આંતરશુદ્ધિ મારામાં કેટલી આવી કે ન આવી એનું માપ કાઢવું મુશ્કેલ છે. જોકે તેનો અભ્યાસ, વ્યવસાય ને જીવનપરિચય એકંદરે મને જીવનદર્શનમાં ઘણાં ઉપયોગી નીવડ્યાં છે.

શ્રીમન્નૃસિંહાચાર્યનું જે શિષ્યમંડળ હતું તે ગુણાનુરાગી ભક્તજનોનું હતું. શ્રદ્ધા એ એમાં મહત્તાનો વિષય હતો. બુદ્ધિનું સ્થાન ત્યાં નહિ જેવું જ હોય. ભક્તિ પ્રધાન હતી. આચાર સંપૂર્ણપણે સનાતની હતો. વિચારમાં શાંકરવેદાંતનું પ્રાબલ્ય હતું. પણ જે ભક્તજનો ત્યાં આવતા એ સઘળા કોઈ એક કોટિના ન હતા. કેટલાક એવા પણ આવતા કે જેમને મન મહારાજશ્રી—ભગવાનનો અવતાર જ હતા. સંત સાધુ એટલે એક ચમત્કારી પુરુષ તરીકે પણ એમને જોનારા આવતા. એમનામાં રહેલી ઉત્તમ પ્રકારની મનોદશાને એ રીતે જાણનારાઓ ઘણા ઓછા હતા.

એક વખતની વાત છે કે ચોથા નંબરના ઓરડામાં એક ગૃહસ્થ આવ્યા. ઘણું કરીને એ આફ્રિકાથી આવી રહ્યા હતા. તે થોડા દિવસ ત્યાં રહ્યા, અને અમે ગુરુબંધુ તરીકે હળતામળતા થયા ત્યારે એમણે મને પૂછ્યું કે: 'મહારાજશ્રી છ માસની સમાધિમાં ક્યારે બેસે છે?—અમે ત્યાં આફ્રિકામાં એમ સાંભળ્યું છે કે છ માસની સમાધિમાં મહારાજશ્રી બેસે છે!'

એને મારે શું પ્રત્યુત્તર વાળવો? મેં મહારાજશ્રીને કોઈ દિવસ છ મહિના તો શું—છ કલાકની પણ સમાધિમાં બેઠેલા જોયા ન હતા. પણ એનો અર્થ એમ ન હતો કે એવી શક્તિ એમની પાસે કોઈ દિવસ





ન હતી. એટલે મારી તો કફોડી સ્થિતિ થઈ—આને શું પ્રત્યુત્તર આપવો ?

મેં કહ્યું : 'બેસે છે—કે નહિ એ ખબર નથી, પણ બેસતા હોય તો અત્યારે એને માટે હવે સમય નથી. આંહીં તમે એમની એક પળ—નિરર્થક જતી જુઓ છો ? આ જ મહાન સમાધિ નથી ?'

એમનું સમાધાન થયું કે નહિ એ તો કહી ન શકાય. પણ મારે માટે તો એ સમાધાન હતું જ.

ચમત્કાર જાણવાની સામાન્યજનની પૃચ્છાનો આ નમૂનો છે. તો હું, અને જેને કાંઈક વધુ ચોક્કસપણે રહેવાની ટેવ હોય એવો માણસ પણ તરત અનુમાન કરવા પ્રેરાય એવા વિરલ પ્રસંગો પણ ઘણી વખત બનતા. મેં અનુભવ્યા હતા. એમાંનો એક નોંધવા જેવો છે.

હું તો ત્યાં નવરોધૂપ હતો. એટલે લગભગ આઠેપહોર આશ્રમમાં જ રહેતો. ને જ્યારે પણ—મહારાજશ્રીનાં દર્શન થાય ત્યારે હાથ જોડીને ઊભો જ હોઉં ! મહારાજશ્રીને પણ શ્રીમાન ભટ્ટજી ગૌરીશંકરના એક સંબંધી તરીકે મારા ઉપર પુત્ર જેવી પ્રીતિ હતી. એમ તો મને કાંઈક લાડઘેલી છૂટ હતી એમ પણ લાગે.

એક વખતની વાત છે, મહારાજશ્રી નહાવાની ઓરડીમાં હતા. એમનો કાર્યક્રમ જ એવો કે આખો દિવસ એ અવિરતપણે ચાલતો જ હોય ! નહાતી વખતે—એક તરફ જરાક વિનોદ થતો હોય, તો બીજી તરફ વ્યવસ્થાપકની હિસાબી ગૂંચનો જવાબ અપાતો હોય, ત્રીજી તરફ નિત્યક્રમની કોઈ પૃચ્છા ચાલી રહી હોય તો, મુંબઈ, ભાવનગર, સુરતથી આવેલા કોઈ ભક્તજન તરફ એકાદ સુરદાસની કે તુલસીની ટૂંક પણ પ્રસન્નતાપૂર્વક અપાતી હોય ! સમયને તો જાણે પળે પળે રસમય કરી મૂકવાની એમની પાસે જીવન-કલા જ હતી ! બપોરના લગભગ સાડીઅગિયારને સુમારે બીલખા દરબાર આલાવાળા ત્યાં આવ્યા. હું ત્યાં બેઠો હતો. બીજો પણ બે ચાર ભક્તજનોનો સમૂહ હતો. દરબાર નીકળેલા જૂનાગઢ જવા, તે વખતે હજી રેલ્વે નહિ, એટલે ઘોડાગાડી સડકે નીકળી, ને આશ્રમ પાસેથી નીકળતાં, આંહીં દર્શને આવ્યા.

દરબાર આલાવાળાને ઘણું કરીને અર્ધાંગનું બંધારણ હતું. ધોળા નિમાળામાં શોભી રહેલા એમના પાતળા, કાંઈક વાંકા બનેલા દેહમાં, હજી પણ એક પ્રકારનો એવો ઠાઠ રહેતો કે એમની શેહ પડતી. કુંકાવાવમાં તો એ જ્યારે જઈને રહેતા ત્યારે ભાર નહિ કોઈનો કે બજારમાં ઉઘાડે માથે નીકળે.

'કોણ ઈ ગોલીનો ?' ત્યાંથી જ વાત છૂટે. મધ્યયુગી માનસના આ પુરુષમાં એક મહાન ગુણ પણ હતો. જેને પોતાનો માન્યો ને બાંય પકડી એની બાંય પછી એ ન છોડતા. પણ દરબારને હિસાબકિતાબ ને ઊપજ-ખરચનું ભાગ્યે જ ધ્યાન રહેતું ! એમની વિનોદવાર્તા કહેવાતી કે, કામદાર રાતીવાળી લીંટીવાળું નામાનું ચોપડું લઈને ગયો. દરબાર આ રાતીવાળી લીંટીઓ તરફ જોઈ રહ્યા. પછી એણે કહ્યું : 'કામદાર ! આ તમે કેદખાના જેવા સળિયા શેના નાખ્યા છે ! ને એમાં આ માખીના ટાંગા જેવા અક્ષર શું છે ?'

'બાપુ ! એ તો રૂપિયા આના પાઈનાં ખાનાં છે !'

'એમ ? અરે ! રંગ છે કામદાર ! ત્યરે હવે આમાં પૈસો બા'રો નીકળે જ ક્યાંથી ?'

પણ એ કામદાર કોણ એ કોઈ કહેતું નથી. અને આવી વાતો રેથી દરબારો વિષે ચાલ્યા જ કરે છે એમાં સાચાખોટાનું માપ કાઢવું એ પણ પાછો પુરાતત્ત્વનો—અને એમાં પણ કાઠિયાવાડી પુરાતત્ત્વનો વિષય બની જાય છે !

આ દરબાર આલાવાળા ઉપર એ વખતે દેવું થયેલું. પ્રાંતનો તાજીદનો કાગળ હતો. મેનેજમેંટ મૂકવાનો નિર્દેશ હતો. પોતાના ધોળામાં ધૂળ મળે—જો પોતાના જીવતાં મેનેજમેન્ટ આવે તો—એ વટના માર્યા દરબાર પ્રાંતને મળવા નીકળેલા.

એટલે અત્યારે એ આવ્યા ત્યારે કોઈ અનોખી જ રીતભાતમાં હતા. બે હાથ જોડ્યા હતા. કંઠ રૂંધાતો હતો. આ સાધુના ચમત્કારે ઊગરી જવાય એવી ભાવના હતી. મહારાજશ્રીને રાજદ્વારી ભૂમિકાની તો જાણ હતી જ. દરબારશ્રીએ પ્રણામ કર્યા અને



વિનંતી કરી: 'આબરૂ હવે તો તમારા હાથમાં છે ભગવાન!'

મહારાજશ્રીએ સૂચક જવાબ વાળ્યો: 'શ્રદ્ધા હશે તો વાંધો નહિ આવે!'

આ જવાબ તો પેલા વિખ્યાત જોશીની વાત જેવો 'Son no daughter' જેવો જ હતો.* પણ એ એમ જ હતો એમ કહેવાય તેમ ન હતું. એ એક બુદ્ધિ બહારનો વિષય ગણાય. પરંતુ ગમે તેમ, દરબાર આલાવાળાની અવસ્થાને માન આપીને, પ્રાંતે મેનેજમેન્ટ ન કર્યું એ ચોક્કસ. દરબારની આબરૂ રહી ગઈ. અને ત્યાર પછી દરબાર જ્યારે પાછા ફર્યા ત્યારે તો નિયમિત કથામાં આવનાર પણ બની ગયા હતા!

શ્રદ્ધાનો જન્મ શી રીતે થાય છે એ સમજવામાં આપણને આજના વિજ્ઞાનયુગના માણસોને કદાચ ઓછો રસ હોય; પણ મહારાજ શ્રીમન્નથુરામ શર્મામાં વચનસિદ્ધિ હતી એમ માનનારા એમના ઘણા ભક્તોને મેં જોયા હતા. આજ એનો ખુલાસો કરવાનો પ્રયત્ન કરવો એ ધૃષ્ટતા ગણાય. પણ બે પ્રસંગ—મેં અનુભવેલા—એ અહીં કેવળ કુતૂહલની ખાતર આપું છું. એની સત્ય—કે અસત્ય કોઈ પ્રકારની પ્રતીતિ વિના.

એક વખત એક સાધુ આવેલા. એમનું નામ એ વખતે જનાર્દન હતું. હાલમાં તો એ હૈયાત પણ નહિ હોય. પણ એ શ્રી. ભટ્ટજી ગૌરીશંકર પાસે આવેલા, અને શાંતિમધુ એટલે એમણે માન આપીને સત્કાર કરેલો.

જનાર્દનજી મહારાજ વિષે લોકવાયકા હતી કે એમણે સ્વરોદયની સિદ્ધિ મેળવી હતી. એ સિદ્ધિનો એવો મહિમા ગણાય છે કે એનો જાણકાર જે વચન નાખે, તે સામો માણસ પાળે જ પાળે. મેં તો આ સાધુસંત પાસેથી સાંભળેલું ને યોગપુસ્તકોમાંથી વાંચેલું. એથી વિશેષ અનુપાત એમાં નહિ.

આ જનાર્દન મહારાજ એ વખતે દર વર્ષે ભંડારો કરતા.

આસપાસથી પાંચ પચીસ હજાર માણસ આવતાં, ત્રણ દિવસ ધામધૂમ થતી, ભજન ભોજન કીર્તન થતાં ને સૌ વેરાઈ જતા.

અાટલે સુધી તો આ વસ્તુમાં અત્યારની દૃષ્ટિને કાંઈ આકર્ષક કે નવીન લાગે તેમ ન હતું. પણ કહેવાતું એમ કે એનો ભંડારો અખૂટ હતો!

એ કોઈએ જોયું ન હતું. પ્રત્યક્ષ મેં અનુભવ્યું ન હતું, એટલે એ શંકાથી પર ન હતું.

આ જનાર્દન મહારાજને એવો કોઈક ભંડારો કરવાનો હતો. એટલા માટે એ ભીલખામાં પૈસા લેવા આવ્યા હતા. ભીલખાના દરબાર ખાધા કાઠી. વળ્યા તે વળ્યા ને ગળ્યા તો ગળ્યા. એટલે જો કોઈક આ દરબારોમાં પ્રતિષ્ઠા ધરાવનારો માણસ હોય તો ઠીક પડે—એમની પાસે જતાં, એમ ધારીને ભટ્ટજીને મળ્યા. ભટ્ટજીનું દરબારમાં ઘણું માન રહેતું. અને એમની પ્રતિષ્ઠા પણ સારી હતી.

જનાર્દન મહારાજ સાથે ભટ્ટજી ભીલખા દરબારોને મળવા નીકળ્યા ત્યારે હું ત્યાં ઊભો હતો. ભટ્ટજીને આશા ન હતી કે પાંચસો સાતસો રૂપિયા પણ ભંડારા માટે થાય. જનાર્દન મહારાજના વચનમાં એક અજબ રણકો હતો. આજ એ રણકો અને મહારાજનો પાતળો લાંબો તેજસ્વી દેહ યાદ આવે છે. કેવળ આ રણકા ઉપર જ—આ વસ્તુનું મંડાણ રહ્યું છે, એટલે એની કિંમત વ્યક્તિગત મત જેટલી મનાય. જનાર્દન મહારાજ જ્યારે પાછા આવ્યા ત્યારે

* એક જોશી ઘણા ખ્યાતનામા હતો. એને એક રાજા પાસે જવાનું થયું. રાજાએ તો એને સાણસામા લીધો 'રાણીને શું આવશે એ કહો! પુત્ર કે પુત્રી?' હવે એમાંથી ગમે તે કહે એમાં ભય તો હતો જ. એટલે જોશીએ કહ્યું: 'મહારાજ! એમ શું કરવા? આ કાગળ ઉપર હું લખી દઉં છું, તમે રાખી મૂકો. પરિણામ આવે ત્યારે જો જો. પછી લખીને રાજાને આપ્યું: 'Son no daughter જો પુત્ર આવે તો કહેવા થાય કે Son, no daughter, જો પુત્રી આવે તો કહેવાય કે 'Son no, daughter'





ભટ્ટજીને પણ આશ્ચર્ય થયું. 'આણે તે સ્વરોદયની સિદ્ધિ મેળવી છે કે શું? જેની જેની પાસે જઇને જેટલી જેટલી રકમ એણે કહી, એટલી એટલી કેમ જાણે આપવાની જ હોય, એમ સૌ આપતા ગયા!' પાંચસોનો સંભવ ન હતો ત્યાં મહારાજ જનાર્દન પાંચ હજાર લઇ આવ્યા હતા! અને તે પણ એક કલાકમાં જ!

પરંતુ આ તો એક આડકથા, એવું કહેવા માટે કે, આનંદાશ્રમનું આખું વાતાવરણ મને જે રસ્તો લેવાનું મન હતું—યોગમાર્ગ—એને પ્રેરણા આપનારું હતું!

જનાર્દન મહારાજને જમવાનો આગ્રહ કર્યો. પણ એમણે તો બે ઊડિયાં લઇને ત્યાં માળીના ક્યારામાં જ, બે ત્રણ રૂપિયા ભારનો શીરો હલાવી નાખ્યો. હું થાળી લેવા દોડ્યો, ત્યાં તો કેળનું નાનકડું પાન કાપીને, થાળી બનાવી એ તો જમવા પણ બેસી ગયા!

આવી ધાર્મિક વાતાવરણને ઉત્તેજના આપનાર વસ્તુઓ ત્યાં બન્યા જ કરતી.

એક વખત કૈવલીના મહંત આવેલા. એ માણસને પણ સિદ્ધિ વરેલી હતી એમ કહેવાતું. આ તો બધી લોકોક્તિઓ કહેવાય. એનું પરીક્ષણ એ તો ઘણી ઉપાસનાનો—તેમજ પ્રત્યક્ષ દર્શનનો, જ્ઞાનનો અને વળી શ્રદ્ધાનો એવો વિષય છે. એમાં માથું મારતાં જન્મમંથન જ, અનધિકારી માટે તો નીવડવાનો સંભવ. પણ આ મહંતને મેં એક એવી મનોદશામાં તલ્લીન જોયા હતા કે આજ દિવસ સુધી એ ચિત્ર તો મારી સાથે ને સાથે રહ્યું છે. મારા આંતરચક્ષુ સમક્ષ—ઘણી વખત શબ્દો મૂર્તસ્વરૂપ પણ બને છે. વળી પરિચયમાં આવેલી ને ન આવેલી—એવી અસંખ્ય વ્યક્તિઓ, સ્ત્રીઓ, પુરુષો, સજ્જનો, દુર્જનો, ડાકુઓ, વેપારીઓ, શઠો, સંતો, શિક્ષકો, વકીલો—એક આખી ચલચિત્રમાળા જાણે સંકેલાઇને અંદર બેઠી છે, એમાં આ મહંતનું ચિત્ર અત્યારે પણ તાદૃશ છે. એની રજૂઆત એક ચિત્ર તરીકે જ હું કરું છું, ને એ રીતે જ એ લેવું ઘટે છે.

એક વખત એ આનંદાશ્રમમાં આવવાના હતા, એ ખબર મળ્યા. સવારે દસેક વાગે ખબર પડી કે આવ્યા છે. બે ચાર કલાક જ રોકાવાના હતા. એ વખતે મહારાજશ્રીની સવારી બહાર ગામ હતી.

મેં તો ઘણી રાહ જોઇ, પણ મહંતનાં ક્યાંય આશ્રમમાં દર્શન થયાં નહિ.

એટલામાં વાલદાસજી નીકળ્યા. વાલદાસજીને મારા પ્રત્યે પક્ષપાત ઘણો. હું તો પણ છોકરો એમનો શિષ્ય! મને કહે, આવવું છે? મેં કહ્યું ક્યાં? તો કહે, ચાલો તો ખરા. મસ્ત માણસ કેવા હોય એ જોવું હોય તો!

આશ્રમને ઓતરાદે દરવાજેથી બહાર નીકળ્યા તો પાંચસેના એક બે ખેતર મૂકીને જતાં, એક ખેતરમાં, એક આમલીની છાયા નીચે, એક જબરજસ્ત પ્રચંડ શરીરવાળો, મલ્લ જેવો આદમી, પોતાના ગરવા ભગવા વેશમાં, ઊભો ઊભો, જેમ મસ્ત હાથી ઝુલે એમ ઝુલ્યા કરતો નજરે પડ્યો! એની વાત, કોઇ કોઇ ભજનપંક્તિ, હાથનિશાનીઓ જાણે કે હતા. એ એને મન એવી સંસારસૃષ્ટિ હોય, ને આસપાસનો તમામ સંસાર એ હવા હોય, એવી અર્ધભાન અર્ધા અજ્ઞાન અવસ્થામાં, બસ ત્યાં ઊભા ઊભા, એણે તો પોતાની મસ્ત દશાનો એક વિચિત્ર જ અનુભવ મને આપ્યો! ચૈતન્ય વિષે કહેવાય છે કે ગયામાં એણે કૃષ્ણચરણ જોયા અને કોણ જાણે શું થયું તે દેહનું ભાન જ ભૂલી ગયા! માણસ દેહનું ભાન ભૂલે એ દયાપાત્ર ઘેલછાનો પરિચય તો આપણને ઘણી વખત મળે, પણ દેહનું ભાન ભૂલ્યા છતાં, જેના ઉપર દૃષ્ટિ કરતાં આપણી પોતાની રંક અવસ્થાનો આપણને ખ્યાલ આવે, એવાં દૃશ્યો ક્યારેક જ જોવા મળે છે—આ દૃશ્ય એવું હતું! ત્યાર પછી હું ઘણી વખત કેટલાક સાધુસંતોને મળ્યો છું, અને પ્રત્યક્ષ નહિ તે લગભગ પ્રત્યક્ષ ગણી શકાય એવો એમનો પ્રભાવ પરિચય પણ મેળવ્યો છે, છતાં મેં, આ જે મસ્તદશા તે દિવસે જોઇ—એવી દશાનો અનુભવ ક્યારેય કર્યો નથી. અમે અને વાલદાસજી સૌ આ જોઇ રહ્યા!



બે એક કલાક પછી ફળાહાર લઇને ત્યાં ગયા, ત્યારે મહંતજી સ્વસ્થ આસન ઉપર બેઠા હતા. અને મહારાજશ્રીના ખબર અંતર પૂછી સામાન્ય વાતોએ વળગ્યા હતા!

આવા આવા વાતાવરણની મારા ઉપર એક જબરજસ્ત આક્રમણકારી અસર થઇ રહી હતી. મારી પાસે મૂડીમાં તો બીજું કાંઇ હતું નહિ—પણ જે મૂડીમાં હતું તે સાહિત્યધન આ રસ્તે વળવા માંડ્યું હતું. બરાબર તે સમયે લખેલાં, પણ અપ્રગટ રહેલાં અને અપ્રગટ રાખવા યોગ્ય, એવાં જે કેટલાંક લખાણો હજી સચવાયેલાં છે, એમાંનાં એક પુસ્તક—'કુદરત વિહાર'માંથી લીધેલો થોડો ભાગ એ વખતની માનસિક સ્થિતિનો કાંઇક ખ્યાલ આપી રહે છે.

'કુદરત વિહાર' એ કુદરતની માનવજીવન ઉપર અસર એને લગતું કાંઇક પુસ્તક છે. તેના લેખક તરીકે મેં તે વખતે ધારણ કરેલું 'વિહારી' નામ મૂક્યું છે. સરારૂપિયો ને પેરોજ જુદું, એ રીતે એ પુસ્તક પ્રગટ કરવાની યોજના કાંઇ પાર પડી લાગતી નથી. પણ એવી રીતે પુસ્તક પ્રકાશનની ધૂન પણ આ આશ્રમમાંથી જ મળી જણાય છે. જ્યારે જુઓ ત્યારે મહારાજશ્રી પોતાનાં પુસ્તકનાં 'પ્રૂફ્સ' જોતા જ હોય! એમણે અનેક ધાર્મિક પુસ્તકો આપ્યા છે. અને એ રીતે જનતા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. હું એ વખતે આશ્રમમાં એ વાતાવરણમાં હતો એટલે કુદરતી રીતે એ વસ્તુની મારા ઉપર પણ અસર થઇ છે. 'કુદરત વિહાર'ની પ્રસ્તાવનામાં એ પુસ્તક વિષે કાંઇક ખ્યાલ આપવાનો પ્રયત્ન છે. તેમાં લખ્યું છે :

"વિશ્વમાન્ય ગ્રન્થો એ શું છે? કુદરતના સૌંદર્યમાંથી—કુદરતવિહાર કરતાં થયેલી ઉચ્ચતમ ભાવનાઓનો દિવ્ય સન્ત પુરુષોએ લખેલો લેખ. કુદરત વિહાર કરતાં ઉચ્ચ માનવહૃદયને થયેલા પવિત્ર અનુભવોનો ચિતાર. એ ચિતારની અન્ય વિદેશી પર પણ અલૌકિક અસર છે, કુદરતનાં આવા અનુપમ ગૂઢ તત્ત્વોને વિશ્વમાન્ય ગ્રન્થોમાં અવલોકી વિદેશીઓએ આનંદમય ઉદ્‌ગાર કાઢ્યા છે:

આખી દુનિયામાં ઉપનિષદોના જેવી કલ્યાણકારક અને શ્રેયસ્કર કોઇ પણ બીજી વિદ્યા નથી. તે મારા જીવનની દોરી છે ને તે જ મારા મૃત્યુનો દિલાસો છે. (શોપનહોર)

ઉત્તમ સંસ્કાર, ઉત્તમ વાચન, ઉત્તમ સંગ, ઉત્તમ વિહાર—કુદરતવિહાર છે. તેમાં કુદરતવિહાર એ અન્ય સાધનોની ખોટ પણ કાંઇક અંશે પૂરી પાડે છે. તેથી ઉત્તમ છે......" આવી રીતે આ 'કુદરતવિહાર'માં કુદરત પ્રત્યેના પક્ષપાતની ઘણી દલીલો કરેલી છે. અને છેવટે, શ્રીમન્નથુરામશર્મા પોતાના પ્રવચનમાં ભક્તિને જે ઉપમા આપતા, એ ઉપમા વાપરીને પુસ્તક પ્રગટ કર્યું છે: 'કુદરત વિહાર એ કસ્તુરીની દલાલી છે! કોલસાની દલાલીમાં હાથ કાળા થાય. કસ્તુરીની દલાલીમાં છેવટે થોડી પણ સુગંધી મળે.

વસન્તવન એ સ્થળ—અને વસન્તપંચમીએ બહાર પાડવા ધારેલું આ પુસ્તક પછી તો કાંઇ પ્રગટ થયું નથી. પણ એવી રીતે ત્યારપછી બીજાં ઘણાં પુસ્તકો લખાઇ લખાઇને સારો સમૂહ થયો. અને છેવટનો માર્ગ હાથમાં આવતા પહેલાંની કાંઇક ભૂમિકા બંધાણી. બાકી તો આ 'કુદરતવિહાર' જે નોટમાં છે—એ જ નોટમાં પાઠશાળાના વાક્યનાં અત્યંત કઢંગા ભાષાન્તરો પણ છે. ' In the my new story—will help me the Mahimunam strotas" કોઇ લખવા ધારેલી વાર્તા માટે મહિમ્નસ્તોત્રના ઉપયોગની આ નોંધ છે. આ ભૂમિકાનો વખત–આપણે ત્યાં લોકોક્તિ પ્રમાણે બાર વર્ષનું તપ ગણે છે, એવો અકસ્માત બરાબર બાર વર્ષનો બની ગયો છે. ઇ. સ. ૧૯૦૮–૯ થી ઇ. સ. ૧૯૨૧ સુધી મેં જે જે લખ્યું તે તે અપ્રગટ ને અપક્વ સંઘરાતું ગયું! માત્ર એટલું જ કે એ ઉત્સાહ દિનપ્રતિદિન વધતો ગયો!

ભજનની અને ભક્તિની આ ધૂનમાં એ વખતે જે કેટલીક કવિતાઓ કરેલી છે તેમાં પણ—વૈરાગ્યની વાતો આવે છે. આ કવિતા હિંદીમાં પણ કરી છે એ એની વિશેષતા છે. કારણ કે ઘણાંખરા ભજનો





ને ભક્તવાક્યો હિંદીમાં જ બોલાતાં સાંભળવાના મળ્યાં હોય, એટલે એ માર્ગ પકડ્યો લાગે છે.

એક કવિતામાં મથાળે 'રાહ...' લખીને પછી રહેવા દીધો છે. કારણ કે કોઈ રાહ મદદે આવ્યો જણાતો નથી! પણ ચરણાવલિની એ પછી નોંધ છે.

'હમ તો રે અગુવો ભેખ ધરેંગે
ભેખ ધરેંગે અલખ જગવેંગે...હમતો.
ભેખ ધરી હમ ચલે જાવેંગે, હમ પિછુ કોઈ ન આવેંગે
હમ પિછુ કદી કોઈ આવે તો, પત્તા નહિ પાવેંગે...હમ
શયનહમેં ભૂમિતલ કરના, અભ્ર હમેરા ઓઢનના,
ભગવેં પહેરી દેશ ફરેંગે, શિતલ જલમેં નાવેંગે...હમ
આસન મારી બૈઠે અગનમેં, ઇન્દ્રીયકુ દહન કરેંગે
મૃગચર્મ પર સ્થિત હમારી, જયરામો! વદન વદેંગે...હમ

શ્રીમન્નથુરામ શર્માના કોઈ પ્રવચનમાંથી નોંધી લીધેલ નીચેની ઉક્તિ,—જે ઘણું કરીને છોટમકાવ્યમાંથી લાગે છે તે, આ હિંદીકાવ્યની પ્રેરણાનું કારણ જણાય છે.

"હલાહલ સિન્ધુ કે પારા, અગ્નિ કા દ્વીપ હૈ સારા,
ભૂખા ખગ ધારસે પાતે, કટે ઉસ રાહકુ જાતે,
મુનિ વહાં ડાલ મૃગછાલા
જપે નિજ નામકી માલા.

શિતલજલ તો આશ્રમની પાસે 'વાંકડા' વોંકળાનું હતું જ. જપ તપ પણ ચાલુ હતાં. હમેશાં કેટલી માળા ફેરવી એની નોંધ પણ રાખી છે, પણ એમ કાંઈ ભેખ લેવા એ સહેલી વાત છે? ભેખ બેખ તો કાંઈ લીધો નહિ, પણ એ વખતે કાવ્યોનો—વૈરાગ્યના કાવ્યનો ઠીક ઠીક જથ્થો પ્રગટ્યો લાગે છે! સારું થયું કે ખીસામાં તે વખતે નોંધેલી સિલક પ્રમાણે, સવા છ રૂપિયા જ હતા, અને વળી બીલખામાં કોઈ પ્રેસ ન હતું, નહિતર આ ભજનાવલિ જો વહેલી જ પ્રગટ થઈ હોત તો તો રામકાણી જ રહી જાત! જો કે

'કરના ફકીરી ક્યા દિલગીરી સદા મગનમેં રહેનાજી!
અને 'ફીકર સબકુ ખાત હે, ફીકર સબકા પીર
ફીકર કી ફાકી કરે, ઉસકા નામ ફકીર.

એવી એવી તો ઘણી વૈરાગ્ય પ્રશંસાત્મક સત્રાવલિ નોંધેલી પડી છે. અને સેંકડો શ્લોકો યાદ રહી શકે માટે કોઈ 'યોગ ચિંતામણિ'માંથી નીચેનો પ્રયોગ પણ નોંધી રાખ્યો છે કે જેથી, ગીતા વગેરે મોંએ યાદ થઈ જાય! પ્રયોગ આ પ્રમાણે છે. મેં એ કર્યો નથી. કોઈને કરવાની હું ભલામણ કરતો નથી. કોઈ વૈદરાજને પ્રકાશ પાડવા જેવું લાગે તો ભલે.

ગળો, અઘેડો, વાવડીંગ, શંખાવળી, વિદાખાણી, વજ, સુંઠ, શતાવરી તેનું ચૂર્ણ કરી ઘીમાં મેળવી સેવન કરવું. તો ૧૦૦૦ શ્લોક મોંએ રાખી શકવાની શક્તિ આવે.

પરંતુ આ પ્રમાણે જ્યારે જીવનવ્યવહાર આમથી તેમ હિંડોળે ચડ્યો હતો, ત્યારે એક અત્યંત અગત્યની ઘટના બની લાગે છે. અત્યાર સુધી લખાણોમાં જે એક પ્રકારની અનુકરણવૃત્તિનો પડઘો હતો, એમાં આ પહેલવહેલો, પેન્સિલના અક્ષરથી નોંધાયલો એકરાર નજરે પડે છે. એની નીચે તા : ૨૪ : ૧૨ : ૧૦ છે. ને સહી તો હજી 'મણિરાય'ના નામની જ છે.

"સુખ લખવામાં જે આનંદ છે, જે કવિતામાં આનંદ છે, તે તે કરનાર—અનુભવનાર જાણે છે. તેમાં એક પ્રકારના દુઃખનું વિસ્મરણ હોઈ અત્યાનંદ પૂર્ણરૂપે વસી રહ્યો છે!"

કવિ નર્મદશૈલીનું જ જણાય એવું આ વાક્ય પહેલવહેલું લખાણ કરવાનું કેમ મન થયું હશે તે દર્શાવવા માટેનો અમૂલ્ય ઉલ્લેખ ગણી શકાય? ઘણીખરી એ વખતની કવિતાઓ, જે વૈરાગ્યની નથી, તે કાં અનુભવમાંથી અથવા તો આઘાતમાંથી જન્મી છે. એ કવિતામાં કાંઈ શકરવાર નથી, પણ બીલખાથી હું ભંડારા જતો, ત્યારે એ ત્રણ ચાર માઈલના રસ્તામાં જે ખાખરાનાં જંગલ આવતાં, નદી આવતી, રમણીય જેવી થોડી કુદરત આવતી, ત્યારે કોઈ ખાખરાના ઝાડ નીચે હું બપોરે રોંઢો ગાળવા બેસી જતો. અને આ સુંદરતાને લીધે હોય તેમ—એ વખતે મને મારી મા સાંભરી આવતાં, ને હું બેઠો બેઠો કવિતાઓ કર્યા કરતો! ખાખરાની છાયા નીચે લખેલી અસંખ્ય પંક્તિઓ આજ લગી સચ-



વાચવી હતી—પણ એમા કાઈ કવિતા હોય ?—એટલે પછી એ વિસારે પડી ગઈ

આ પ્રમાણે એક તરફ અભ્યાસ, એક તરફ થોડોઘણો પણ વૈરાગ્ય, એક તરફ માતાનો શોક—એક તરફ આ નવો અનુભવ—એ સઘળાની વચ્ચે હુ સુકાની વિનાના વહાણની પેઠે ફરતો હતો, જે વખતે મનમા જે આકર્ષણ થઈ પડે તે કરતો હતો, એ વખતે જીવનને થોડુ નિયત્રણ જરૂરી હતુ પણ એ આપે કોણ ? મન પોતે શોધે તો તો થઈ રહ્યુ ને ! પણ કાઈક નિયત્રણ અનિવાર્ય રીતે શોધવુ પડે ને મન એકધ્યેયમા વળે એવી ત્રણ ચાર ઘટનાઓ એ વખતે બની ગઈ એમને ક્રમવાર નોંધવી તો અશક્ય છે—અને એમ નોંધવાની જરૂર પણ નથી, પરતુ એ વસ્તુઓ એ કાળે એમ ન હોત તો જીવન પ્રવાહનું રૂપ કેવુ હોત એ કહેવુ મુશ્કેલ તો છે।

'જૂઠા સબ જગત તમાસા હૈ
બાજીગરને બાગ બનાયા ફૂલ ઔર ફલ ખાસા હૈ,
એક ઘડી પછી ધુરી ઉડાવે, ઐસા સકલ વિલાસા હૈ
જૂઠા સબ જગત તમાસા હૈ

એવા છોટમ કવિના પદ ગાતો, સવાર સાજની પહર પહર માળા કરતો, ધીમે ધીમે પદ્માસન સિદ્ધ કરવા પ્રયત્ન કરતો, અભ્યાસ કરતા પણ વધારે ધ્યાન આશ્રમજીવનમા આપતો, હુ તો ફરી ગયો હતો. જગતનું રૂપ કાંઈ અકારુ લાગતુ ન હતુ, લાગ્યુ ન હતુ, લાગવાનુ પણ ન હતુ, પણ એ શી રીતે અકારુ લાગવા માંડે, અને શી રીતે ઝપાટાબધ યોગાસન સિદ્ધ થાય એ માટે મે ઉદ્યોગ આદર્યો હતો એ ચોક્કસ

ઘનશ્યામ વસત વિહારી, મનમોહન મગલકારી,
દિવ્યસ્વરૂપ અનત શક્તિધર, અભિન્ન સચ્ચિદ કો યારી
નિરાલબ, નિર્લેપ, નિરતર, ભોગી ને બ્રહ્મચારી
અગમ ગતિ નાથ વિહારી
ઘનશ્યામ વસત વિહારી—

આવી આવી છોટમની, પ્રીતમની, ધીરાની, કબીરની—એ વાણી દ્વારા એક મોહક વૈરાગ્યમય વાતાવરણ રચીને એમાં મારી જાતને પૂરવાનો એક મહાપ્રયત્ન મે શરૂ કર્યો હતો 'કુદરતવિહાર' 'અવધૂત એમ એલ એલ બી' 'કન્યાકુમારી' એ સઘળી કૃતિઓ એ વાતાવરણને જ પોષક હતી પણ અધૂરા જ્ઞાન સિવાય એમા બીજી કોઈ પરિપક્વ ભૂમિકા ન હતી છતા એ પ્રયત્ન ચાલુ રહ્યો હોત—તો સાધુ થવાની હરેક શક્યતા એમાં રહી હતી પછી સાચ કે ખોટા—એ પ્રશ્ન મહત્ત્વનો એ વખતે લાગ્યો ન હતો એ વખતે આશ્રમમાં અમદાવાદના એક ગૃહસ્થ આવ્યા તે ગુજરાતમા ક્યાંક સ્ટેશનમાસ્તર હતા એનું નામ મણિલાલ મગનલાલ ત્રિવેદી એ ચાતુર્માસ કરવા માટે ત્યા આવેલા એ વખતે મહારાજશ્રી ઘણુ કરીને બહારગામ હતા એટલે એમણે ભટ્ટજીને ત્યા જમવાનું રાખ્યુ

આ મણિલાલ મેસ્મેરીઝમના જબ્બર ઉપાસક હતા એ વખતે તો એ હજી શરૂઆતનો પ્રયત્ન કરતા હતા, પણ એમના એ પ્રયત્નમા દિલની ખરેખરી સચ્ચાઇ હતી થોડા વખત પછી તો એમણે પોતાની જગ્યાનું રાજીનામુ આપી દીધુ અને આશ્રમમાં પોતાની ઉપાસના સિદ્ધ કરવાના પ્રયત્નમા એકચિત્ત થઇ ગયા એમને હરતા ફરતા મારી સાથે વાતચીતનો સબધ થયો મેસ્મેરીઝમના આ પ્રયોગોમા એમને કોઇ એવા છોકરાની જરૂર હતી, જેનું હૃદય, આવી પ્રવૃત્તિઓમા શ્રદ્ધાન્વિત હોય મારી સાથે એ વખતે ચોથા નબરના ઓરડામા ભાદરણના ચતુરભાઈ આશારામ પટેલ રહેતા હતા એ તો આશ્રમમાં શરૂઆતમા સેવા અર્થે આવીને વસી જ ગયા હતા પણ જીવનનો મેળ, આ વસ્તુ સાથે હજી લાગેલો નહિ પાછળથી તો એ આશ્રમના ઘણા મોટા, સક્રિય અને સહાયક ભક્ત બની ગયા—પણ તે વખતે એમના જીવનના પ્રથમના દિવસો હતા મણિલાલે આ ચતુરભાઇ ઉપર પ્રયોગો કરી જોયા પણ એમા કાઇ બહુ પ્રગતિ થઇ શકી નહિ

એ પ્રયોગો જોવા માટે આશ્રમનુ મડળ ગત્રે ભેગુ થતું જૂનાગઢના એક નાગર ગૃહસ્થ હતા. રઘુનાથજીભાઇ એનું નામ પહેલા તો એ મુન્સફ હતા પાછલી અવસ્થામા આશ્રમમા આવીને વસી ગયા હતા તે આવતા આશ્રમના શિષ્ય સમૂહમાના એક નાગાર્જુન ભાઈ હતા—ને આવતા મૂળ તો એમનું શરીર મેરનું બાધો સુદૃઢ શરીર રૂપાળુ—ભરજુવાની. અને પોતે





સંસ્કારી. મહારાજશ્રીની ગેરહાજરીમાં એ સુકાન સંભાળતા. એ પણ ત્યાં આવતા. વાલદાસજી હોય. ભટ્ટજી મહારાજ ક્યારેક આવતા. આમ ચાર પાંચ માણસોની આશ્રમી મંડળી, એક નાના પાયા ઉપરના આ આત્મિક પ્રયોગમાંથી, કાંઈ મોટું સત્યાન્વેષણ કાઢવા માટે નહિ—પરંતુ આ પણ શક્ય છે, એટલું જ જાણવા માટે, આ વસ્તુની ઉપાસના, કરી રહી હતી.

મણિલાલે આ પ્રવૃત્તિમાં સિદ્ધિ પ્રાપ્ત કરેલી. પણ યોગ્ય 'મીડીયમ' ને અભાવે એ અટકી બેઠેલા. એટલે 'વિષય' તરીકે છેવટે મારી વરણી થઈ ! એમાં મણિલાલજીને સફળતા મળી—અને એમને મારા પ્રત્યે એક પ્રકારનો પક્ષપાત થયો. આ મણિલાલજીને હું પછી પાછળનાં વર્ષોમાં—લગભગ ઈ. સ. ૧૯૧૮ ૧૯૧૯માં મળેલો ત્યારે તો એમણે આ વિષયમાં ઘણી જ પ્રગતિ કરેલી, અને મેં પોતે જ એનો જાત-અનુભવ પણ લીધેલો.

આ મણિલાલજીનો ઉલ્લેખ આંહીં એટલા માટે કર્યો છે કે મારી જીવનવિધાયક એક ઘટના—જે આંહીં બની—એમાં એમની આટલી પક્ષપાત ભરેલી લાગણી ઘણો મોટો ભાગ ભજવ્યો હશે એમ હું માનું છું. એ ઘટના શી રીતે બની—એ તો હવે આવશે, પણ એની આ ભૂમિકા યાદ રાખવા માટે જ આંહીં નોંધ કરી છે.

મણિલાલજીએ એક માસિક કાઢવાનું શરૂ કરેલું તે પણ લગભગ આ અરસામાં. એમણે સ્ટેશનમાસ્તરનું પદ મૂકી દીધું ત્યારે જ એ વાત એમણે નક્કી કરેલી. એમના ચિત્તમાં, છોટાલાલ માસ્તરનું, શ્રેયસ્સાધક અધિકારી વર્ગનું સમર્થ 'મહાકાલ' રમી રહ્યું હતું. 'મહાકાલ' 'પ્રાતઃકાલ' 'ભેકન' 'યમદંડ' વગેરે માસિકો આધ્યાત્મિક શક્તિના આવિર્ભાવ વિષે, એની બેસન્ટે, ભારતવર્ષનું જે ધ્યાન ખેંચેલું, એનાં નાનાં મોટાં ફળ રૂપે હતાં. પણ એમાં માસ્તર છોટાલાલની કલમની મોહિની અજબ હતી. હું એનો નિત્યનો વાંચનારો હતો. એટલે મણિલાલજીએ જ્યારે 'બ્રહ્મનાદ' નામે માસિક કાઢવું શરૂ કર્યું ત્યારે મને તો ઘણો આનંદ થયો. મને થયું કે આપણે એમાં સ્થાન મળ્યું.

* આ 'બ્રહ્મનાદ' માસિકનું સ્વરૂપ અને 'મિશન' લગભગ શ્રેયસ્સાધક અધિકારી વર્ગ જેવાં જ હતાં. એ માસિકમાં એક વખત આપણા વિખ્યાત શિક્ષણશાસ્ત્રી નૃસિંહપ્રસાદ—નાનાભાઈએ—એક વિચિત્ર સ્વપ્ન-કથા આપેલી એ મને હજી સાંભરે છે. સ્મૃતિ ભૂલતી ન હોય—તો એ લેખ જ્યારે નાનાભાઈ, મહારાજશ્રી પાસે વાંચી રહ્યા હતા, એના મૂળ સ્વરૂપમાં, ત્યારે સાનંદાશ્ચર્ય સાંભળનારા શ્રોતૃગણમાં હું પણ એક હતો. 'બ્રહ્મનાદ'નો એ સાચવેલો અંક અત્યારે હાથ-વગો નથી, નહિતર એ લેખની થોડી વાનગી—એક માનસ ઉપર પડતી છાપ લેખે—એવા જેવી છે. એમાં ઘણું કરીને એમ આવતું હતું કે નાનાભાઈ, આશ્રમની ફરસબંધી ઉપર સૂતા હતા, ત્યાં એમને એવું સ્વપ્નું આવ્યું કે જાણે એ પોતે ગોપી બની ગયા ! ભક્તજનોની પરિભાષા પ્રમાણે તો શ્રીમન્નથુરામશર્મા એ કૃષ્ણાવતાર જ ગણાતા હતા. એટલે આ ગોપીને ભગવાન શ્રીમન્નથુરામ શર્મા, ક્યાંક સ્વપ્ને દેખાડવા લઈ જાય છે, ત્યાં એ રાસ જુએ છે—એટલામાં ઘણું કરીને રામજી ઠામણા ઊટકવાવાળાના હાથમાંથી કોઈ ઠામ પડે છે ને નાનાભાઈનું સ્વપ્નભંગ થઈ જાય છે!

આ મણિલાલજી ત્યાં હતા, ત્યારે જ 'બ્રહ્મનાદ'ના ઠીક આહકો નોંધાયા હતા, અને ઘણું કરીને એ માસિક થોડાં વર્ષોનું આયુષ્ય ભોગવી પછી લુપ્ત થઈ ગયું હતું. મણિલાલજીના પેઠે, પણ વધારે પ્રેમથી, અને ઘણી જ નિકટતાથી, મારી ઘણીખરી પ્રવૃત્તિઓ ઉપર એક માણસની આંખ ફરતી રહેતી હતી. એ હતા આશ્રમના મુખ્ય શિષ્ય ગણાય એવા નાગાર્જુન ભાઈ.

એ મૂળ રહેવાસી પોરબંદર—બખમૂલાના. એમના ભાઈ માલદેવ રાણા ત્યાં પોરબંદર હાઈસ્કૂલમાં તે પહેલાં ચિત્રશિક્ષક હતા. એમણે શ્રીમન્નથુરામ શર્માની એક ઘણી જ સુંદર કહેવાય એવી મોટી છબી તૈયાર કરી હતી. નાગાર્જુન ભાઈ, એ વખતે, મારી પ્રવૃત્તિમાં એટલો બધો રસ લેતા—ખાસ કરીને એમને ખબર પડી કે આ કાંઈક લખે છે ત્યાર પછી—કે હું ન હોઉં ત્યારે ઘણી વખત, એ મારું લખાણ વાંચી જતા. એવી એક આખી નોટ મારી પાસે છે, એમાં

( અનુસંધાન પૃષ્ઠ ૩૯ ઉપર )

'ઊર્મિ–નવરચના'ની ચાલુ વાર્તા : હપ્તો ચોથો

# ઝેર તો પીધાં છે જાણી જાણી

દર્શક

## ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં

### પ્રકરણ ૪ થું

#### આ ભક્તિઆ ભજનમંડળી નથી

આભાએ પૂછ્યું તો ખરું કે 'તને આ હૃદયરોગ થયો શાને લીધે?'

પણ રોહિણી એને કહે કઈ રીતે? હૃદયની વાત જીભ કેટલીક વર્ણવી શકે! વાત બહુ લાંબી છે. પણ એટલી સુખદ નથી—બહુ વરસોની વાત છે. રોઢાટાણું હતું. રોહિણી વાછરડાંને પાણી પાઈને પાછી આવતી હતી. એક હાથમાં ભાગી છૂટવા મથતા એક મસ્ત વાછરડાને પકડી રાખ્યો હતો ને કહેતી હતી "ભાગી જઈશ ક્યાં તોફાની?" ને બીજે હાથે બાકીના ટોળાને હાંકતી આવતી હતી. સામેથી સત્યકામને આવતો જોઈ જરાક બેધ્યાન થતાં તોફાની વાછડો એના હાથમાંથી છટક્યો ને સીધી કેડમાં ઊભેલ રજકામાં દોટ મૂકી. રોહિણી પછવાડે દોડવા ગઈ, પણ ત્યાં બાકીનું ટોળું પછવાડે કોઈ નથી એમ સમજતાં આમતેમ વિખરાઈ જવા માંડ્યું. એટલે થોભી સત્યકામને જ બૂમ મારી.

'અરે પેલો વરુણ નાસી ગયો. દોડ તો, બધાં રજકો ખૂંદી નાખશે.'

પણ સત્યકામ જાણે સાંભળતો ન હોય તેમ તે તરફ વળ્યો જ નહિ.

'અરે કાન ક્યાં મૂક્યા છે?' રોહિણીએ એના તરફ ચાલતાં કહ્યું.

પણ સત્યકામ તો ગંભીર મોઢે એની સામે જોયા વિના સહેજ તરીને મકમકાટ ચાલ્યો ગયો. રોહિણી ઘડીભર દિગ્મૂઢ બની ગઈ. આમ કેમ! નાસભાગ કરતાં વાછરડાંને ભૂલી એ એની પછવાડે ગઈ, કહે

'ક્યાં જાય છે?'

'તું જુએ તો છે,' ઉપરથી એક ક્વર બનાવીને કહે. 'ટપાલ નાખવા' ને જાણે ભાગી જવા માગતો હોય તેમ બમણી ઉતાવળે પગ ઉપાડ્યા.

રોહિણી તો જોઈ જ રહી. પાણીઆએ નાસી ગયેલ વાછરડો પકડીને એના હાથમાં સોંપ્યો તે લઈને મૂંગી મૂંગી ઘર તરફ ચાલી. એ હસી હોય ને સત્યકામ હસ્યો ન હોય તેવું આજ સુધી કદી બન્યું નથી. આ ફૂલપાનથી ઘેરાયલી વાડીમાં સાથે રમતાં ને સાથે ચણતાં બે સારસ બચ્ચાંની જેમ બંને ઉછર્યાં છે. હજુ હમણાં જ બંને જણા વાછરડાં ધમારતા હતા. ને બાપાએ બોલાવ્યો એટલે આવું છું કહીને ગયો હતો. એટલામાં શું બની ગયું? બાપા એને વઢ્યા હશે? માગ પર રીસે ભરાણો હશે! પણ તો યે એ બોલાવે ને સત્યકામ ઊભો ન રહે તેવું બને નહિ ને આજ તો રીસનું કંઈ કારણ પણ નહોતું.

'હત, તારી સેતાન' જુએ તો વાછરડો એના હાથમાંથી છટકીને નાઠો હતો. એણે નાસતા વાછડા તરફ દૂરની ભેખડ પર ચઢી અદૃશ્ય થતા સત્યકામ તરફ વારાફરતી નજર ફેંકી ને પછી ખિન્ન મને વાછરડાને પકડવા વળી. પણ એના પગમાં પહેલાંના જેટલું જોર ન હતું.

કોઈક નિર્મળ નેણ કિશોરના અબોલાએ એનું કૌવત હરી લીધું હતું.

સીતાપુર દોઢ માઈલ દૂર હતું. ત્યાંથી આવતાં સહેજ કલાક થાય. રોહિણીએ વાછડાને ગોધીને બાંધ્યો; શાક સુધાર્યું, ચૂલે ખીચડી મૂકી, ને ઓશરીમાં પોતાનો હાથ લંબાવીને આમંત્રણ દેતા આસોપાલવના થડે ભરાવ લઈને બેઠી. થયું કે આ જ ઝાડની નીચે સીતાજી બેઠાં હશે, આ જ ઝાડના કોઈક દૂરના કાકા, મામા કે દાદાની છાયા નીચે ને? કોઈક પેઢીએ તો આ આસોપાલવ પેલા સીતાજીના અશોક સાથે મળી જતો હશે ને? એનો જ આ વારસ ને! એ લોકો વારસામાં વાતો કહી જતા હોય! જ્યારે જો વાત કહેનારી ઇન્દ્રિય હોય તો તો જરૂર એ સીતાજી





કેવાં હતાં તે વાત કહે. દરિયાથી વીંટાયેલા એ સોને મઢ્યા ટાપુમાં સીતાજીની અપાર મનોવ્યથા ને ચિંતાનો સર્વોત્તમ સાથી આ આશોપાલવ સિવાય બીજું આજે કોણ હતું ? એકાદ રાત્રે એની પોતાની ડાળ વડે એને ઊંઘમાંથી જગાડી એ બધી વાત કહેશે ? નહિતર ઓશરીમાં આવવાનો શો અર્થ હતો ? પેલા સાવિત્રીવાળા વડને એણે ઘણું પાણી પાયું હતું પણ એ કેમ ઓશરીમાં ડાળ નહોતો ફેલાવતો ?

આવા આવા વિચારમાં એણે શાક પણ વઘાર્યું ને રાંધી રહી. છતાં સત્યકામ કેમ ન આવ્યો ? રોજ તો એ સીતાપુરથી આવીને ટપાલ–શાક બધું એને જ આપતો. સત્યકામની તપાસ કરવા એ બહાર નીકળતી હતી ત્યાં એક મજૂરે આવીને ટપાલ આપી.

'સત્યકામભાઈ ક્યાં ?'

'ધરા પર નહાવા ગયા છે–ને આ મોકલ્યું છે.'

એ ધરા તરફ ઉપડી.

મૂળે ધરા ઊંડો તો હતો જ. પણ ગોપાલ બાપાએ કોતર લીધા પછી વધારે ઊંડો ને પહોળો કરાવ્યો હતો ત્રીશેક વાર લાંબા ને દશેક વાર પહોળા આ ધરા પર મશીન મૂકયું હતું. એક બાજુના છેડા પર થોડાં કમળ પણ ઊગાડયાં હતાં.

રોહિણી ધરા પર પહોંચી ત્યારે સંધ્યા થઇ ગઇ હતી. મશીન બંધ કરીને અરજણ ઘેર જતો હતો. સામેની ભેખડ પર દેખાતા શિવાલયની ધજા તરફ ઊભા રહી સત્યકામ ખોબામાં જળ લઇને આંખો મીંચી સંધ્યા કરતો હતો. ભેખડની જેમ જ એના મોં પર અંધાર ઊતરતો આવતો હતો.

રોહિણી આમ તો ચાર પાંચ વર્ષથી સત્યકામ સાથે રહે છે. ઝરિયાથી ગોપાળબાપા એને લઈ આવ્યા ત્યારથી બંને સાથે જ રમ્યાં, કૂદ્યાં ને નાચ્યા છે. એકબીજાના વાળ ખેંચ્યા છે. ગાલ તાણ્યા છે, ને ધીંગામસ્તી કરી છે. સત્યકામ કોઇ બીજાનો છોકરો છે, અરે કોઇ અન્ય નામધારી વ્યક્તિ છે તેવું જ એને લાગ્યું નથી. જાણે પોતાનું જ વધારાનું કેમ ન હોય તેવા એકાત્મભાવે એની સાથે હળી ગઇ છે. શા કારણે આમ બન્યું હશે તેનીય ખબર નથી. એ પંચાતમાં જ બંનેમાંથી કોઇ પડ્યું નથી. મોડી રાત સુધી બુલંદ સૂરે ગવાતાં મસ્તીછલોછલ અભેદભાવવાળાં ભજનોની હવાનું એ બીજ હશે કે એમના સ્વભાવની કોઇ અણધારી અણપ્રીછી હાકલ હશે !

ગમે તે હોય, પણ આજ ભૂખરી સંધ્યામાં અર્ઘ્ય આપતા સત્યકામને જોઇને સામે કાંઠે ઊભાં ઊભાં રોહિણીને પહેલી જ વાર થયું કે 'ના સત્યકામ કોઇક બીજો છે, ને હુંય એનાથી અલગ છું.' ઘડીભર પાણીમાંથી ફેંકાયેલ માછલીના જેવો તરફડાટ થયો. પણ પાણીમાં પડીને એની અંજલિમાંના શ્વેત કમલને ઝૂંટવી લેવાનું રોજની જેમ આજે મન ન થયું. માત્ર એની જેમ એકધ્યાને કાંઠે ઊભાં ઊભાં એને જોયા કર્યો. સામેની કરાડ જેવો જ એ સુમહિત છે, તેવો જ દુર્ગમ્ય ને દૃઢ છે. એને તોડવાનું સરળ નથી. પણ જે ભેદે તેને વળતર પણ મળી રહે તેમ છે. જેમ જેમ એ ઝાંકાગ્રમને સત્યકામને એની પછવાડે ઊભેલી નાની પણ અંધારામાં મોટી લાગતી કરાડ તરફ જેતી ગઇ તેમ તેમ એને ખબર પડતી ગઇ કે એ એની વચ્ચે મોટામાં મોટું સામ્ય તો એ હતું કે બંનેના પેટાળમાં અખૂટ વારિ ભર્યાં છે. પીતાં ધરાઈએ નહિ–ને પીધે ખૂટે નહિ તેવાં ને પેલી કરાડના પેટાળમાં તો હીરા મોતી હોય કે નહિ, પણ સત્યકામની ભીતરમાં તેજસ્વી રત્નો હતાં ને એક રત્ન પર લખ્યું હતું.' 'રોહિણી.'

'રોહણી.'

એણે ચમકીને જોયું. સત્યકામ એને પેલું શ્વેત કમલ પ્રવાહમાં મૂકતો હતો.

'કેમ ટપાલ કોઇકની જોડે મોકલી ?' રેતીમાં બેસતાં એણે કહ્યું, 'કેમ કાંઇ મારે જ આવવું જોઇએ તેવું છે ?'

રોહિણીએ ડોકું નમાવ્યું.

'તારો કાંઇ નોકરચાકર છું ?'

'એકવાર નહિ સત્તર વાર' રોહિણીએ હસીને કહ્યું.



'હું તો આ વાડીનો શેઠ છું. બાપાને પૂછી જોજે.'

'તો હું શેઠનીય શેઠાણી છું.'

'કોની શેઠાણી છો તેની ખબર નથી–ચાલ ઘેર. અંધારું થાય છે.'

'તું શા માટે આજે રિસાયો છે તે કહે, પછી ચાલું.'

'ચાલ ઘેર રસ્તામાં કહું.' ચાલતાં ચાલતાં કહ્યું, તને ખબર છે અહીં પેલા મહેમાનો આવેલા–અમદાવાદના બેરિસ્ટર!

હં–

'એણે બાપાની પાસે તારું માગું કર્યું છે.'

'તે!'

'તે શું તને કાંઇ નથી લાગતું!'

'જરાય નહિ, રાજાના તાજની ઘણુંય–ભિખારીઓ માગણી કરતા હોય છે.'

'પણ એ કાંઇ ભિખારી નથી, બેરિસ્ટર છે.'

'બેરિસ્ટર એટલે મોટો ભિખારી.'

'પણ બાપા તારો વિચાર તો પૂછશે.'

'પૂછશે. તેમાં તેં હસવાનું બંધ શા માટે કર્યું? એ કાંઇ કાગળ લખ્યો હતો? કે એ તને કાગળ નાખવા મોકલ્યો હતો! કે જાણે ખરાખરનો કાગળ નાખવા જતો હોય તેવું મોં કરી નાંખ્યું!'

'તું નાની છે—તને કશી ખબર નથી.'

'હું નાની નથી, બા કહેતી હતી કે છોકરીઓને બે વરસ વહેલી અક્કલ આવે. તમને સત્તર વર્ષ થયાં. હોય હજુ સાન નથી આવી. મને આ વાડીમાંથી કોઇ લઇ જઈ શકે તેમ નથી. વડોદરાનો ગાયકવાડ પણ નહિ. તું મને હાંકી કાઢે તો વળી જુદી વાત છે.'

'હું તને! કેવી બૂરી વાત કરે છે!'–વધુ કહે ત્યાં તો ઘર આવી ગયું.

થોડા દિવસ પછી એ બેઠી બેઠી ભરત ગૂંથતી હતી. ગોપાલ બાપા બગીચાના મોહડા ગૂંથતા હતા. એ કહે—

'તારી બા એમ લખે છે કે હવે તારા માટે કોઇક ઘર નજરમાં રાખ્યા કરીએ તો ઠીક.

'મારી બા નકામી ફિકર કરે છે.'

'એ તો માનો જીવ છે ને—ઉપરાંત આજથી ઘર ગોતીએ ત્યારે બે ચાર વર્ષે મળે. તું સમાય એવું તો હોવું જોઇએ ને!'

મને તો આંહી જ મારું ઘર હોય એવું લાગે છે. આ કાંઇ ઘર નથી?'

ગોપાલ બાપા સહેજ હસ્યા. ને પાછા મોડ ગૂંથવા માંડયા. દીકરીને વધારે પૂછવાની એને જરૂર ન લાગી. માત્ર બીજે દિવસે અમદાવાદ કાગળ લખી નાખ્યો કે—'હેમંત માટે બીજે તપાસમાં રહેલા કરે.—' ને તે નાખવા સત્યકામને આપ્યો.

સત્યકામ ટપાલ નાખવા ઉતાવળે પગે જતો હતો ત્યાં પાણી ભરીને આવતી રોહિણીએ કહ્યું:

'કેમ આહીં રહીને? કોણ કાઢવાનું હતું મને? સત્યકામની આંખો હારથે ઊભરાઇ ગઇ. બીજે દિવસે ગોપાલ બાપાએ રીતસરનું બન્નેનું વેવિશાળ જાહેર કરી દીધું.

× × × ×

સુખ અને દુઃખ બન્નેથી નહિ લેપાવાની શક્તિ રોહિણીએ પાછલા જીવનમાં મેળવી હતી. તો પણ એ દિવસોની વાત નીકળતાં સ્હેજે એનાથી કહેવાઇ જવાતું, તે હિ નો દિવસા ગતાઃ। મર્યાદા પુરુષોત્તમે પણ જો નિઃશ્વાસ સાથે આમ કહ્યું હોય તો રોહિણી તો આખરે માટીની જ હતી ને!

વાવાઝોડાથી તો ઘરમાંથ આધરો લઇ શકાય છે પણ શીતળ સુગંધિત મલયાનીલ તો હીરાઓની હારડ—નળિયાંની પોલ—એવા કંઇ કંઇ અણધાર્યાં રસ્તેથીયે અંદર પેસી જઇને મનને મત્ત કરી નાખે છે

ને એ નાનકડી મંડળીનું એ કાળનું જીવન હતું અપાર મીઠું. ગોપાલ બાપાના આવભર્યા પરોઢિયાના અવાજે એ ઊઠતાં.





જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા
તુજ વિના ધેનુમાં કોણ જાશે.

સંગીતકારો જે તાલ–લયથી જે જમાવટ કરે છે તેનો તો ગોપાલ બાપામાં અભાવ હતો. કંઠ પણ ગાંધર્વ કે કિન્નર સમો ન હતો. પણ પેલા ગોકુળના અણબૂઝ ગોપોની બધી અણઆવડત ને અણઘડપણાને જે એક ગુણે ઢાંકી દીધાં હતાં તે નિર્વ્યાજ—અહેતુકી ભક્તિના જોરે એમના પરોઢિયાં–પ્રાતઃસ્નાન કરતાંયે પાવનકારી કરી દીધાં હતાં.

'ગદગદ કંઠે ઝૂરતાં, બાંસડી કોણ રહાશે.' એમ ગાતા ત્યારે જાણે ભક્તિની નદીમાં નાહતા હોય તેમ રોહિણી ને સત્યકામને લાગતું. ગોપાળ બાપાનો પ્રિય શ્લોક પણ હતો.

तेनाधीतं श्रुतिगणाः नोपासीत महत्तमा ।
अव्रता तप्त तपसाः सत्संगा मान मुपागता ॥
केवलेन हि भावेन गोप्यो गावो खगामृगा ।
येन्ये मूढ धियो नागाः सिद्धा मात्री पुरञ्जसा ॥

દિવસમાં કેટલીયે વાર ખામણાં ખોદતાં જામફળીને છાંટણી કરતાં—બળદોને ધમારતા એ આ બોલ્યા કરતા ને કહેતા કે ઈશ્વર તો દયાઘન છે. આમ ન હોત તો તો બુદ્ધિશાળીઓ જ એના દરબારમાં પેસી શકત ને? અમ જેવા અભણને લૂલાં પાંગળાં ત્યાં પહોંચત કયે ભવે—પણ મારે વાલે ભક્તિ ચીંધીને સૌને માટે મારગ મોકળો કરી દીધો છે.

રોહિણી ને સત્યકામ આવું સાંભળતાં–પહેલાં અનુકરણ ખાતર—પછી આપ્તવચનમાં શ્રદ્ધાભાવે, ને દહાડા જતાં સમજણપૂર્વક એ શ્લોકો ને ગીતો રટતાં રટતાં સવારે ઘંટીએ બેસતાં, ગાયો દોહતાં, ફૂલ વીણતાં, ફળ ઉતારતાં થાક જાણે લાગતો નહોતો. આ ગીતોની સુરાવલીએ જાણે એ હરી લીધો હતો. આવડી મોટી વાડીમાં કામનો કાંઈ પાર ન હતો—ક્યાંક ઝાડ પડી ગયું હોય, ક્યાંક ઝાડને ટેકો આપવાનો હોય, ક્યાંક આંબાને ઘણ લાગ્યો હોય, વાડ તૂટી ગઈ હોય, શાકભાજી ઉતારવાનું–વાવવાનું–નીંદવાનું ગણ્યા ન ગણાય તેટલાં કામો ચાલ્યા કરતાં. કામ તો ખૂટે તેમ જ ન હતું. પણ ગોપાળબાપા સૂરજ માથે આવે ને સૂરજ ડૂબે એટલે બધું જ બંધ કરાવી દેતા.—એ કહેતા કે કામ તો ચાલ્યા જ કરશે; પણ કામ જેને ધરવું છે તે કિરતારનેય સંભારવો જોઈએ ને. બાકીને બપોર વચાળે તુલસી રામાયણનો વારો આવતો. મંદિરના લખીરામજી મહારાજ એ વાંચતા. લખીરામજી પણ બાથુરા જેવા વ્યક્તિ હતા. નાનપણથી બાવાની જમાતમાં ભાગી ગયેલા. પછી વળી કાશીના એક અન્નછત્રમાં લઘુકૌમુદી ભણવા ગયેલા. પણ વિદ્યા ચડી નહિ. એટલે વૃંદાવનના એક જાત્રાળુ સંઘમાં ભળી ગયેલા. એ સંઘ માર્ગીઓનો હતો. એટલે વળી છટકી એક કૃષ્ણકીર્તન મંડળીમાં તબલચી થયેલા ને એ કળાના એવા વિશારદ થયેલા કે આજુબાજુનાં રજવાડાં કોઈ સંગીતનો જલસો થતો ત્યારે કોઈ કોઈ વાર સંગીતના જલસામાં બોલાવતા. પણ એક વાર એક સંગીતકારે–નૈનાં લગો મેરે જાન –ગાતાં ગાતાં પડખે બેઠેલ એક ગણિકાને અડપલું કર્યું. એ જોઈને તબલું પછાડી ઊભા થઈ ગયેલા. મોંમાંથી તમાકુ થૂંકીને કહે, 'ક્યા યે ચીજ સુન્નરીં જૈસે કે લિએ ભગવાનને બનાઈ હૈ! ભગવાનકે ગુણ સમજાને બજાય ઇસકો છૂના ભી હરામ હૈ!' કહી ચાલ્યા આવેલા તે કદી ગયેલા નહિ. લખીરામજીને ચાર છોકરાં હતાં. સીતાપર નાનું ગામ. એમાં પાછા એમના બીજા બે ભાઈઓ ભાગદાર. એટલે રોટલા મળી રે'તાં મુશ્કેલી ઘણી આવતી. પણ લખીરામજીએ જલસામાં જવું બંધ કર્યું, તે તો કર્યું જ. પેટ પૂરવા પોતે પોતાનાં સ્ત્રી–છોકરાં સૌને લાણી કરતાં શીખવ્યું.

ગોપાલ બાપાએ અહીં વાડી શરૂ કરી ત્યારે એ એકવાર બીજા મજૂરો જોડે લાણી કરવા આવેલા. પણ એ દાતરડું હાથમાં લઈને વાઢવા જતા હતા ત્યાં ગોપાલબાપા એમનો હાથ ઝાલીને કહે—તમને બીજું કામ બતાવું. પછી મંદિરમાં લઈ જઈને કહે—આની સેવાપૂજા કરજો. લખીરામજીને તો ધોડતાં ઢાળ મળી ગયો. બપોરે એ રામાયણ વાંચતા. ને સાંજે ભજનમંડળીમાં બેઠક જમાવતા. ને દિવસે રોહિણીને તબલાં પણ શીખવતા. એની સપ્રમાણ આંગળીઓ ને



થાપી મારવાની કુનેહ જોઇને કહેતા—

'બેટી તુમ તાલ દેનેકે લિયે હી જન્મી હૈ!' રોહિણી પૂછતી 'ને સત્યકામ?'

'કુછ કામકા નહિ, બિલકુલ નિકમ્મ લડકા.' લખીરામજીને સત્યકામ બહુ ગમતો નહિ. કારણ કે એ લખીરામજીની ગાંજાની ચલમ-ગાંજો ઘણીવાર ચોરીને સંતાડી દેતો. લખીરામજી ધૂંવાપૂંવા થઇને એને પૂછતા તો કહેતોઃ

'તમે ગાંજાના કેફમાં ક્યાંય મૂકી આવ્યા હશો.'

ગોપાળ બાપાની પાસે એક વાર રાવ ખાવા ગયા તો કહે, 'આ રામભજનનો કેફ ઓછો, છે એ કરો છો?'

મને એ લપ પેલી બાવાની જમાતે વળગાડી છે તે મને છોડતી નથી.

'ઓસોમાં ઓસોમાં, લખીરામજી-રામના ભક્તની પાસે તો મહારાક્ષસ પણ ન ટકી શકે.'

'રાક્ષસ હોત તભી તો ઠીક. લેકીન યે તો બડા...' કહી માથું ખંજવાળતા ચાલ્યા જતા—ને પાછા સત્યકામ પાસે જઇને કરગરતા.

'મેં સાલે જમાતવાલેને યે બલા દી હૈન.' કહી એ પોતાના રખડપટ્ટીના ભાતભાતના રંગદર્શી અનુભવો વધાર મરચાં સાથે કહેતા—ને વચમાં વચમાં કહેતા:

'અભી લા દે. ગાંજાકા બહુત કામ પડતા હૈ!' પણ લખીરામજીનો કંઠ પહાડી હતો. બીજાપુરના ગોળ ગુમ્બજમાંથી જેમ નાદ ઘેરે તેમ એમના દુહા-ચોપાઇ સાંભળનારના મનમાં બહુ વખત સુધી ઘેર્યા કરતાં.

રાત્રે સાથીઓને વાળુપાણી કરાવી ઢોરને નીરણ-પૂળા કર્યા પછી ભજનમંડળી જામતી. પ્રસંગવશાત્ એમાં આજુબાજુના બીજા ભજનિકો પણ ભળતા. પણ નિયમિત આવનાર બે ચાર જણ જ હતા. એમાં એક સીતાપુરના સ્ટેશન માસ્તર પરમાણંદદાસ હતા. રેલ્વે ખાતામાં કોઈ કોઈ વાર પાસા પાડેલ હીરા જેવા સ્વચ્છ ચારિત્ર્યવાળા માણસો મળી આવે છે. રોજ રોજ અનેક માણસોને ધડીક થંભી જઇને પછી તરત જ ચાલ્યા જતા જોઇને જગત એક મુસાફરખાનું છે એ વાત વહેલી તકે વસી જતી હશે? કે રાતદિવસની ધમાલ ને દોડધામથી કંટાળી કોઇ ચિરશાંતિનું બિંદુ શોધતા હશે? ગમે તે હો, પરમાણંદદાસ શ્રીજી મહારાજના પરમ ભાવિક ભક્ત તરીકે આજુબાજુ ઘણા વખતથી જાણીતા હતા. લાંચિયું રેલ્વેખાતું તેમને લેપી શક્યું નહોતું. ટ્રાફિક ઉપરીઓ પણ એમના તરફ હંમેશાં આદરભાવે જોતા. સવારથી સાંજ સુધી ખડેપગે રેલ્વેની નોકરી બજાવી સાંજ પડતાં વાળુ કરી હાથમાં લાકડી ને આંગળીએ પોતાના નાના વિનાયકને લઇને એ ગોપાળ બાપાના કોતર તરફ ચાલી નીકળતા. જે દિવસે એ કોઈ કારણવશાત્ ન આવ્યા હોય તે દહાડે ભજનોનો રંગ જામતો નહિ. ને ગોપાળબાપાને બીજે દિવસે સ્ટેશને આંટો થતો. ગોપાળબાપાની ને એમની પહેલવહેલી ઓળખાણ આ રીતે થયેલીઃ બપોરની ગાડીના પેસેન્જરો લગભગ ચાલ્યા ગયા હતા. પરમાણંદદાસ જમવા જવાની તૈયારી કરતા હતા. ત્યાં બગલે ખડીઓ ને બેટ બાંધેલ એક માણસે એમને કહ્યું:

'માસ્તરસાહેબ-મારો ડબલ ચાર્જ લેવાનો છે.' પરમાણંદદાસ સહેજ આશ્ચર્યથી જોઈ રહ્યા. દુનિયા દિન પર દિન જે રીતે બગડતી જતી હતી તે રીતે આ વાત જરા નવાઈ પમાડે તેવી હતી.

'હું વગર ટિકિટે બેસી ગયો છું. ગાર્ડસાહેબને કહેવાની વેળા નહોતી રહી.'

'ડોસા અમારે ત્યાં તો એવા સેંકડો જાય છે તમારે પૈસા આપવાની શી જરૂર છે?'

'રેલખાતાને વખતે ખપ નહિ હોય, પણ મારે હિસાબ આપવાનો છે ને, દીનાનાથને?' બાપાએ ખડિયો જરા ઉતારી કહ્યું.

'સાચી વાત છે એની આંખ આંજી જાય એવો હજી કોઇ જન્મ્યો નથી.' કહી એમણે પૈસા લીધેલા ને ખાસ આગ્રહ કરી જમાડીને જ વિદાય કરેલા. પરમાણંદદાસ ગોપાળબાપાને મોટાભાઈ કહેતા.





લાડુભટ્ટ બ્રહ્માનંદને વૈરાગ્યવીર નિષ્કુલાનંદના ભજનોના પીરસનાર એ એકલા જ હતા. સ્વામી સંપ્રદાયની શીલપ્રિયતા એમના હાડોહાડમાં વસી હતી. એટલે કોઇ બદફેલ માણસની સંગે બેસવાનું આવતાં પણ એ અકળાઈ જતા. એકવાર અગિયારસનો નાનો એવો ઓચ્છવ હતો. ને આજુબાજુના ઘણા ભજનિકો માનભોગની લાલચે એકઠા થયા હતા. આમાં એક જુવાન કાઠી સુરગવાળો પણ આવેલ હતો. ગળામાં એ માળાના બેરખા પે'રતો. ને ચારે બાજુ ભગત કહેવડાવતો. જોકે સૌ કોઇ જાણતા—કે એનો દિવસનો ધંધો ભજન ગાવાનો હતો. રાત્રે તો ઘર ફાડવાનું જ ચાલતું. દીકરીઓનાં સાટાં કરવાં હોય, ચોરાઉ માલ સગેવગે કરવો હોય તો એનો આશરો લેવાતો. આજ એ પણ આવી ચડ્યો હતો. એણે સાખી ગાવાની શરૂ કરી એટલે પરમાણંદદાસે ઊઠીને ચાલવા માંડ્યું.

'પરમાણંદભાઇ કાં ઊઠ્યા.' લખીરામજીએ કહ્યું.

'હવે હું જઇશ. સહેજ વે'લું જાવું છે.'

'તમારો વારો તો કાઢીને જાવ.'

'હું તો છું જ ને આજ આ સુરગભાઈને જ સાંભળો.'

કાઠી ભગત કાચો ન હતો. એ સમજતો જ હતો.

'ભાઇ અમારા જેવાની વાણી પરમાણંદભાઇને નહિ ગમતી હોય.'

'વાણી તો કરણી હોય તો સારી લાગે.'

બાકી તો ગ્રામોફોનની રેકર્ડ ક્યાં નથી સંભળાતી. ગોપાળ બાપા કહે, 'હા ભાઈ હા, ભજન તો ઘાયલ આત્માની વાણી છે. મહીંથી વીંધાણા વિના એને અડીએ તો બગલાનો અવતાર આવે.'

'સહુ મોટા સાધુ થઇ ગયા છો તે પારખું થાશે. ભજન કાંઇ કોઈના બાપનાં છે!' સુરગ કાઠીએ ઊભા થતાં કહ્યું.

પરમાણંદદાસ આગળ આવીને કહે, 'સુરાભાઇ એ તો જે ગા વાળે તે અરજણ. ભજન જે ભક્તિ કરે ઇ સૌનાં, પણ ગળામાં તમ જેમ માળા નાખે ને ગભરૂડી છોકરીઉંના કમાલા કરી આવીને આંહીં બેઠકમાં ભજન' ગાય–એ

'શીલ બરછી સત હથિયાર
એજી...વીરા મારા
માયલાસે જુધ્ધ કરો હોજી...'

'ને સૌ સાંભળી રહે એવી ભણકીઆ મંડળી અહીં નથી. રામધણીનું નામ લેવું હોય તો લ્યો, પણ સાચા દલથી લ્યો.'

કાઠીએ લાલચોળ થઈ કહ્યું. 'જોવાશે જોવાશે, એ બધું.' કહી એ ચાલ્યો ગયો. ફરી ડોકાયો નહિ. રોજની બેઠકમાં ચોથો જણ હતો, સીતાપરનો એક વણિક. અહીં મંડળીમાં સૌ એને નરસિંહ મહેતા કહેતા. જોકે એનું નામ હતું દામોદર શેઠ.

સીતાપરમાં નાનકડી હાટડી હતી. ને પાંચસાત વીઘાં જમીન હતી. પણ હાટડી જ્યારે ઘરાક આવે ત્યારે બંધ રહેતી ને ઘરાક ન આવે ત્યારે ઉઘડતી. કારણ કે દામો શેઠ વધારે સમય તો ગામ પરગામ ભજનમંડળીઓમાં જતો. અહીં વાડીમાં રોજ કલાક દોઢ કલાક ભજન થાય તેથી તેમને પૂરવ ન પડે. એટલે આજુબાજુના ગામમાં ક્યાં ભજન છે તે ખબર કઢાવી રાખતા ને સીધા રાતે જ ત્યાં ઉપડતા. આજુબાજુ પાંચસાત ગાઉમાં ભજનમંડળી હોય ત્યારે સૌ સમજતા જ કે દામાશેઠ વહેલામોડા ત્યાં પહોંચવાના જ. મેલું પંચિયુ, મેલો કોટ, મેલ ખાઇને ફાટી ગયેલી પાઘડી ને હસુ હસુ થઈ રહેલું મોં, હાથમાં કરતાલ લઈને મીરાંના ભજનોની ઝૂક બોલાવતા ત્યારે વાયુ ઘડીભર થીર થઇ જાય. થાક જાણે એને લાગતો જ નહિ. ગળું બેસતું નહિ. બસ ગાયા જ કરે, ગાયા જ કરે, વચમાં કરતાલ લઈ ને ઊભા થઈ જાય. વહેલી પરોઢે દાતણ લઈને ઘરભણી હાલતા થાય. ઘેર આવીને બેસો ઊંઘો તો પહર જાય બપોર વચાળે દુકાન ઉઘાડે ત્યારે કોણ લેવા આવે! બે ચાર પૈસાના ચણામમરા વેચાય. કોઇ બેડુ



ઘેર હોય તો માલ લે દે. ઘર કેમ ચાલે છે તેની ખબર નહિ. હરિકૃપાથી ધણિયાણી માણેકબાઇ કરતાં ઠીક મળેલાં, એટલે કંકાસ ન કરે. પાપડ સેવ વડી કરીને ઘરની ખોટ પૂર્યે જાય. દામા શેઠને ભજનોનું જ ઘેલું એમ નહિ. કોઇ સત્શીલ જૈન મહારાજ આવ્યા હોય, સાધુ સંન્યાસી આવ્યા હોય જોગીજતી હોય, તોય—ત્યાં પહોંચ્યા જ હોય. ગામને પાદરેથી નીકળે તો સામાન ઉચકાવીને ગાઉ સાથે જાય. આમાંથી જ એમને બે વાતનો શોખ લાગેલો. એક યોગ ને બીજો ફલજ્યોતિષ. કોકને ત્યાં બાળક અવતર્યાના ખબર પડે એટલે દુકાને બેઠા કુંડલી માંડે ને આંકડા લખે ભૂંસે. ભજનોમાં વારે વારે આવતા સહસ્રદલ કમલ પાર સુન શિખરે ઉનમતા સમાધિએ પહોંચવા યોગ સાધવામા મદદ કરે તેવા ગુરુની શોધ કર્યા કરેલી. છેવટે થાકીને જાતે જ પ્રાણાયમની શરૂઆત પણ કરેલી. પણ કંઇક ગડબડ થતા રહેજે મગજ ખસી ગયું—એટલે માંડી વાળ્યું ને ફક્ત ગુરુની શોધ કર્યા કરતા હતા. એમના ભજનો હતા મુખ્યત્વે રામાનંદકી ફોજમેં સન્મુખ લડે કબીરનાં.

ને છેલ્લો હતો અરજણ પોતે. ધર્મરાજની વાસે વાસે જેમ કૂતરો સ્વર્ગમા પેસી ગયેલો તેમ અરજણનો ભજનના લોકમાં પ્રવેશ થયેલો. આ બધા ન-હોતા જાણતા તેવા—થયો—મંગાબાઇના જેવા અજ્ઞાત ભજનિકોના ભજનો ગોખી લાવીને એણે આમાં સ્થાન મેળવ્યું હતું.

આ ઝાડપાન ગાયો, કોતગે ને અર્ધ ગાંડાઘેલા ભજનિકો એ સૌની છાયામાં રોહિણી ને સત્યકામ ઊછરતાં હતાં. જાણે એમની ચારે બાજુ સત્ય ને સૌન્દર્યના તાણાવાણાવાળી બિછાત બિછાવી હતી. કોઇ કોઈવાર તો એમને પોતાને ય થતું કે પોતે ય એ અલૌકિક બિછાતના તાણાવાણા છે. રાતદિનનો એ અણદીઠ વણકર જાણે એમને ભાત ભાતના રંગ પાઇને કોઇક અપૂર્વ ભાતીગળ વસ્ત્રની અંદર બંનેને સાથે ને સાથે ગૂંથી રહ્યો છે. તેઓ એકલાં ન હતાં. તેમ તેમણે પોતાનો માર્ગ કોઇકની જોડે ઝઘડીને કાઢવાનો ન હતો. તેમના પંથમા તો કેટલાંય યાત્રીઓ સાથે હતાં. પેલા મંજીરાં ને કોરતાલો પણ સંગમાં હતાં. ને વિશ્વનો નિયંતા જ એમનો સાર્થવાહ હતો. આ વણઝારમાં વિહરયેલી 'દાસી' જીવણ પ્રતિભાવંત પુરુષોમાંય તરી આવતી અજોડ નારી તોરલ—મર્મીઓનો સ્વામી દાદુ, વીરસાધક કબીર, એકલપંથી ગોરખ—એમ કેટલાય મરજીવા હતા. જાત-પાતના કિલ્લા તો એને તૂટી જ ગયા હતા. પણ નરનારીના ભેદ જાણે એને ટળી ગયા હતા. આવા જલદ દારૂના કેફ એમને પણ કેફ ચડાવ્યો હતો. અવારનવાર મંડળીમાં સત્યકામ ને રોહિણી પણ સૂર પુરાવા બેસી જતાં. એમને ખ્યાલ પણ ન રહેતો કે પ્રેક્ષકો પોતે જ નટ બની રાસમંડળીમાં ઘૂમી રહ્યાં છે.

(ચાલુ)



## જીવન અને મરણ

જીવનના બળોનું મરણના બળો ઉપર પરિપૂર્ણ પ્રભુત્વ જામે અને એમાંથી જે સમન્વય સર્જાય એનું નામ આરોગ્ય.

જીવનનાં બળો અને મરણનાં બળો વચ્ચે જે વિગ્રહ જામે એનું નામ ઉગ્રરોગ.

જીવન અને મરણનાં બળોએ પરસ્પર કરેલું સમાધાન એનું નામ હઠીલોરોગ અને જીવનનાં બળોનું દાસત્વ સ્વીકારે એનું નામ વિનાશક રોગ. —ર, એન્જિનીયર.

# પ્રકાશની દુનિયામાં

શશિન્ ઓઝા

લોકો તો કહેતા કે એ જન્મથી જ અંધ છે. માતાના ઉદરમાં એની પાસે અંધારાનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું. જેને લોકો પ્રકાશની દુનિયા કહે છે, એ પ્રકાશની દુનિયામાં આવ્યા પછી પણ એની આસપાસ તો ગહન અંધારું જ વીંટળાયલું રહ્યું. જાણે અંધારી આલમનો એક જ અદનો પ્રવાસી હતો!

બાલ્યકાળથી તે મરણપર્યન્ત આ પ્રકાશવિહોણું એકલવાયું જીવન ગાળવાનું દુર્ભાગ્ય તેને વારસામાં મળ્યું હોય એવું પણ ન હતું. તેની માતા ઉચ્ચ કુળની અને સુશીલ હતી. તે સ્વરૂપવાન, ભૂરા નેત્રોવાળી, ગૌર બદનવાળી અને તંદુરસ્ત હતી. તેનો પિતા પણ એવો જ નીરોગી ને કુલીન હતો. કોણ જાણે વિધાતાની કઈ નિગૂઢ યોજનાએ આમાં કામણ કર્યું હશે!

રામ જાણે! પણ અમરનાથ બંને આંખોએ અંધ હતો એ દીવા જેવી ચોખ્ખી વાત હતી.

ઉષાસંધ્યાની મનોહર રંગલીલા તેને મન કલ્પના જ હતી. મધુર રંગસુશોભિત પુષ્પોની એ માત્ર સુગંધ જ માણી શકતો. તેને પ્યાર કરતા મીઠી મીઠી વાણીથી તેના અંતરને ભીંજવતા તેના પ્યારા સ્વજનોના માત્ર તે અવાજ જ સાંભળી શકતો.

આવા તેને મન અદૃષ્ટ જગતમાં એ ટેકે ટેકે ચાલતો. વચ્ચે કંઈ કંઈ આવતું ને મોટા મોટા અવાજો થતા. ને કોઈ સ્થળે તો પગ લથડી જવાથી એ પડતો અને શરીરે ઉઝરડા થતા. તેની સુતીવ્ર સ્મરણશક્તિને બધું વિશ્વ ઘોંઘાટ, કર્કશતા અને કકળાટથી ભરેલું લાગતું. છાયા અને પ્રકાશ, સૂર્ય અને ચન્દ્ર, દિવસ અને રજની, રૂપ અને રંગ, અંતર અને પ્રમાણ, સૌન્દર્ય અને વિરૂપતા—આ બધા એને મન અર્થવિહીન શબ્દચોકઠા જ હતા. ખાલી હવાઈ કલ્પના જ હતી.

ધન અને વૈભવથી જ માણસ પૈસાદાર ગણાય, તો અમરનાથ સંપત્તિવાન પુરુષ હતો. પણ પોતાની સ્થૂળ સંપત્તિ કરતા તેની માતા અને તેની બહેનને જ એ મોટા વૈભવ સમાન લેખતો. એ બંને તેના ઉપર અપાર મમતા રાખતા. તેના પિતાને પોતે પુત્રમાં એક જ પુત્ર હતો. તેથી પિતાએ તેના ઉપર ઊંચી ઊંચી મહત્ત્વાકાંક્ષાઓ બાંધી હતી. જાણે આખી જિંદગીનું પોતે જ એક જ સાંત્વનરૂપ હતો. પણ એ એક પુત્ર પણ જ્યારે આંખોએ અંધ અવતર્યો છે, એની તેને ખબર પડી ત્યારે નિરાશામાં જ ભગ્નહૃદય દશામાં એ મરણ પામ્યો.

અમરનાથ ધીમે ધીમે સુંદર યુવાન બન્યો. તે શરીરે સુદૃઢ હતો. સ્વભાવે મધુર અને મિતભાષી હતો. સંગીતનો તે નિષ્ણાત બન્યો. જિંદગીની અપાર નિરાશામય ક્ષણોમાં પણ સંગીત તેનું સાથી બનતું ને તેના આત્માને આનંદની ઊર્મિથી અભિષેક કરતું. પિઆનો, વાયોલિન વગેરે ઉપર તેનું અદ્ભુત પ્રભુત્વ હતું. મધુર બંસરીના જેવા મીઠા નિનાદે તે ગાઈ શકતો. તેના કંઠમાંથી જાણે અમૃતની ધારા રેલાતી. સાહિત્યનો પણ તે એવો જ શોખીન હતો. વિના નેત્રે સાહિત્ય દ્વારા એ નવરસરુચિર વિશ્વમાં વિચરણ કરી શકતો.

અંધત્વને લઈને આવતાં અમુક અમુક નિયંત્રણો બાદ કરીએ તો તે પૂરેપૂરી રીતે સુખી માણસ હતો.

દિવસનો મોટો ભાગ તે સાગરકિનારે આવેલા પોતાના, રમણીય પ્રાસાદમાં વ્યતીત કરતો. અને બારીએ બેસી સાગરના ભરતી અને ઓટનું ચિરંતન સંગીતપાન કર્યા કરતો. ને સમુદ્રની ખારી સુવાસ માણતો. શહેરના ઘોંઘાટ અને ગીરદી તેને ગૂંગળાવી નાખતાં. અહીં સાગરની શીતળ તરંગ-વીચિ-ઉપરથી આવતી અનિલલહરી તેના મનને ચેતનથી ભરી દેતી તેથી મુક્ત પંખીના જેટલો કલકલનિનાદ તેનો આત્મા અહીં કરી શકતો.

કેટલીવાર તે પાસેના ડુંગરાઓમાં જઈ બેસતો. પ્રકૃતિની નીરવતામાં તેને પ્રથમ શાંતિ મળતી. પણ



પછી અપ્રમેય નીરવતાનો નિધિ તેને ગૂંગળાવી દેતો. પ્રકૃતિની એકલતા, નીરવતા અને નિગૂઢતાની જ તેને ભીતિ લાગવા માંડતી. ને તેથી પોતાની પરિચારિકાઓને પોતાને પુનઃ સાગરતટે લઇ જવાનું એ ફરમાન કરતો. જલધિના પ્રચંડ ઘૂઘવાટ, ખડકો સાથેની તેની અવિરામ યુદ્ધઘોષણા, સાગર જલલહરીઓની મોઢા ઉપર ઊડતી આછી ઝરમર ને તેની શીતળ હવા–આટલાથી પુનઃ તેને શાંતિ પ્રાપ્ત થતી. ને ફરીવાર તેનું અંતઃકરણ પ્રસન્નતાથી નાચી ઊઠતું.

આમ ચોવીસે કલાક તેની આ જ જાતની એકધારી ને અનિવિધ પ્રવૃત્તિ ચાલુ રહેતી. ને જીવનનાં નીર વહ્યાં કરતાં. પૃથ્વી, આકાશ અને સમુદ્રની આશ્ચર્યકારક ઘટનાઓને નજરોનજર નીરખવાની આશા તો હવે તેને કદાપિ હતી જ નહિ. અલબત્ત એ માટે એણે પ્રયત્નો પૂરેપૂરા કર્યા હતા. પૈસા પાણીની જેમ વાપર્યાં હતા. આંખના મોટા મોટા ડૉક્ટરો, સ્પેશિયાલિસ્ટો, વિદેશ જઇ આવેલા સુનામાંકિત પદવીધારીઓ તેની આંખ તપાસી ગયા હતા. ને દિલગીરી સહિત 'કશું થઈ શકે એમ નથી. માણસનાં હાથની વાત નથી.' એવા એવા નિરાશાજનક ઉદ્ગારો સાથે પાછા ગયા હતા.

અમરનાથને પોતાને પણ હવે આશા ન હતી. પણ પોતાના પ્રિય સ્વજનોના પ્રેમની ખાતર એ બધા પાસે આંખ તપાસાવા દેતો. અને જેટલું દુઃખ વેઠાય તેટલું વેઠતો. તે સમજતો કે ખોટી આશા રાખવી એ પણ નિરાશાને આમંત્રણ આપવા જેવું છે, એ વિચાર છોડી દેવામાં જ શાંતિ અને સુખ છે!

આમ ચોવીશ વર્ષ પૂરા થયા. અને તેને પચીસમું વર્ષ બેઠું.

એક વખતે એ બેઠો હતો ત્યાં તેના મિત્ર પ્રફુલ્લચંદ્રે અત્યંત ઉત્સાહપૂર્વક તેને ખબર આપ્યા કે ઇટાલીથી આંખના એક ખાસ ડૉક્ટર આપણા દેશમાં આવ્યા છે. અનેકોને તેણે નેત્રદાન આપ્યું છે. કેટલાય માણસોની દષ્ટિ તેમણે સંજીવિત કરી તેમને દેખતા કર્યા છે. નજીવામાં નજીવી નેત્રક્ષતિમાંથી ગંભીરમાં ગંભીર કેસ તેણે સફળતાપૂર્વક પાર પાડ્યા છે, લોકોમાં પણ એમને વિષે પાર વિનાની વાતો થાય છે. એટલે તમે કહો તો આપણે પણ પારખું કરી જોઇએ. મારા મનમાં અમરને દેખતો જોવાની ખૂબ ઇચ્છા છે.

અમરનાથ શાંતચિત્તે આ બધી વાત સાંભળી રહ્યો.

ત્યાં અંદરથી તેના મા, બેન વગેરે આ વાત સાંભળી આવી પહોંચ્યા.

પ્રફુલ્લે વાત આગળ ચલાવી, 'એ ડૉક્ટર મારા મિત્ર છે. હું અને તે સાથે અભ્યાસ કરતા. મેં આદિથી અંત સુધી બધી વાત કરી છે.'

બધાના મોં આનંદથી મલક્યા.

'પણ' પ્રફુલ્લે બધાને વધારે આતુર બનાવતા કહ્યું, 'એ એક શરત મૂકે છે કે હું કેસ હાથમાં લઉં, મારા ઉપચાર શરૂ કરું. પણ જો એ જન્મથી જ અંધ હશે તો કદાચ સફળતાને ઓછો અવકાશ રહે...?'

'પણ અમર તો બિચારો જન્માંધ છે.' માએ દુઃખપૂર્વક કહ્યું.

'ના' પ્રફુલ્લે કહ્યું 'મારો મિત્ર વળી એમ કહે છે કે સાવ જન્મથી જ અંધ હોય એવું બહુ વિરલ બને છે. તેણે જોકે અમરને જોયો નથી, પણ એ ધારે છે કે અમરનાથ જન્મ્યા પછી એક બે કલાક તો દેખતો જ હશે, પાછળથી અંધત્વ આવ્યું હોવું જોઈએ.'

બે ઘડી બધા શાંત બની ગયા. કોઈ અકલ્પ્ય આનંદ અને મુગ્ધતાની ઊર્મિ બધાના અંતરમાં સ્ફૂર ઊઠી.

'તો એને તાર કરી આજે ને આજે જ બોલાવો. અમરની આંખ સાજી થશે તો આપણે એને એ જે ફી માગશે તે આપશું.' માએ ઉત્સાહથી કહ્યું.

અને ઇટાલિયન ડૉક્ટરને તુરત તાર કરી બોલાવવામાં આવ્યો.

માતાએ અને બહેને અમરનાથને આ સમાચાર આપ્યા.

અમરનાથે હસતા હસતા કહ્યું, 'એમ બા, હજુ





આ એક બાકી છે! મારા મનમાં એમ કે હવે આ બાબતનો છેડો આવી ગયો હશે!'

પણ જ્યારે પંદર દિવસ પછી ડૉક્ટર આવી પહોંચ્યા, ત્યારે અમરનાથે પૂર્ણશ્રદ્ધા અને વિનયશીલતાથી પોતાની જાતને ડૉક્ટરને સોંપી દીધી.

'હું ધારું છું.' ડૉક્ટરે પ્રાથમિક તપાસ પછી કહ્યું, 'કે પૂરેપૂરો સંભવ છે...' અને પછી કહેતા કહેતા, ડૉક્ટર પોતાની ટેકનીકલ ભાષામાં લપસી પડ્યા હોય એમ પ્રલાપે ચઢી ગયા. તેની વાતચીતમાં 'Sclerotic coat', 'choroid canal of schlemn' 'Tarsal cartilage' ને એવા એવા બીજા અમરનાથને તેમ જ સામાન્ય માણસને ન સમજાય એવા અસંખ્ય શબ્દો આવવા લાગ્યા. અમરનાથ શાંતિથી આ બધું સાંભળી રહ્યો. તેને આમાં કશી ગમ પડી નહિ. તેને માત્ર એક જાણવા મળ્યું કે પૂરી સફળતા વિષે તો ડૉક્ટરને પોતાને પણ આત્મશ્રદ્ધા નથી લાગતી.

ત્યાં અચાનક ડૉક્ટરે પૂછ્યું, 'માફ કરશો. એક વાત પૂછું?'

'જરૂર' અમરનાથે નમ્રતાથી કહ્યું.

'તમારે વિષેની સત્ય જ હકીકત મને કહેશો.

'ચોક્કસ' અમરનાથે દૃઢતાથી કહ્યું.

'ત્યારે આ કેસ વિષેની સાચી વિગત આપને જણાવું તો ધીરતાથી સહન કરી શકશો ને!'

'જરૂર' અમરનાથે ફરીથી અનુનમ નિશ્ચયભરી મુદ્રાથી કહ્યું.

'ત્યારે હું તમને કહું છું કે હું જરૂર તમારા તિમિરભરપૂર નેત્રોને ફરીથી જ્યોતિથી ઝગમગતા બનાવીશને તમને દેખતા કરીશ. પણ કાયમ માટે જોઈ શકો એમ કહું...પણ...પણ...'

ડૉક્ટર જરા બોલતા અચકાયા.

'એમ!' અમરનાથે ઉલ્લાસથી કહ્યું.

'પણ... હું તમારાથી કશી વાત છુપાવીશ નહિ...પણ સંભવ છે કે મારા ઉપચારને લીધે તમારી આંખ સાજી થાય, પણ એ કાયમ માટે કદાચ નહિ. Only Temporary–અલ્પકાળ માટે ટૂંકી મુદ્દત માટે જ...' અને ફરી ડૉક્ટર પોતાની ડૉક્ટરી પરિભાષામાં કંઈક બોલ્યા. પછી કહ્યું, 'જરૂર જરૂર તમને આંખો પાછી મળશે. તમે દેખતા થશો. તમે નવી દુનિયા–નૂતન વિશ્વ–જોશો. પણ કદાચ થોડીવાર માટે—*Purely Temporary*–જોશો, તમે આ વસ્તુસ્થિતિ સહી શકશો?'

ડૉક્ટર જવાબ મેળવવાની આશાએ અમરનાથની મુખમુદ્રા સામે જોઈ રહ્યા.

'એ જરા મુશ્કેલ છે.' અમરનાથે કંપિત સ્વરે કહ્યું. 'અલ્પકાળ માટે જ! પણ એ ય હું ખમી શકીશ.'

'તમે બરાબર સમજ્યાને?' ઈટાલિયન ડૉક્ટરે ફરીથી કહ્યું, 'અલ્પકાળ માટે જ તમે જોઈ શકશો એનો અર્થ તો તમે સારી પેઠે સમજી શકો છો ને! અત્યારે તમને નેત્રોની ખોટ પૂરેપૂરી નહિ વરતાય. આંખનો ઉપયોગ કરવાની, વૈવિધ્યભર્યા વિશ્વના સૌન્દર્યનું દર્શન કરવાની દેખતા તક જ તમને સાંપડી નથી. પણ તમને એકાએક કરવામાં આવે; તમારી આંખ સાજી થાય, ને તમે અલ્પકાળ માટે આ દુનિયા જુવો, થોડીક જ મિનિટમાં આ નવરંગી વિશ્વ પર તમારી આંખ ફરી ઠળે, અને ફરી પાછા તમે અંધ બની જાવ...ફરી અસાધ્ય અંધાપાના ઓળા છવાય ને ચિરંતન અંધકારની ગર્તામાં ગબડી પડો...'

ડૉક્ટર એકાએક મૂંગા થઈ ગયા.

'હું ગમે તે જોખમ ખેડવા અને સહન કરવા તૈયાર છું.' અમરનાથે વીરતાથી કહ્યું, 'માત્ર એમાં જો સફળતાને અવકાશ હોય તો.'

'સફળતા માટે બધો અવકાશ છે. જો હું કહું એમ શબ્દેશબ્દ તમે કરો તો.' ડૉક્ટરે કહ્યું.

'એ માટે તમે મારા ઉપર શ્રદ્ધા રાખો.'

અને આમ વાત નક્કી થઈ. ઈટાલિયન ડૉક્ટરે ઘરમાં જ પોતાનું નિવાસસ્થાન રાખ્યું, અને પોતાના ઉપચાર શરૂ કર્યા.



ઉપચારની ક્રિયા જેટલી વેદનાજનક હતી તેટલી જ મંદ અને કંટાળા ભરેલી હતી. છ અઠવાડિયા સુધી અમરનાથને અંધારી એકાંત ઓરડીમાં પોતાની પીઠ ઉપર જ સૂઈ રહેવાની આજ્ઞા થઈ હતી. તેની આંખે પ્લાસ્ટર લગાડી પાટા બાંધવામાં આવ્યા. તેના ખોરાકમાં પણ કડક નિયમન અને ફેરફાર કરવામાં આવ્યા. ગભરાવતી એકલતા, 'શું થશે?' ની ઉત્કટ જિજ્ઞાસા હલનચલનવિહોણી નિષ્ક્રિય દૃષ્ટિ. નિદ્રાવિહોણી રાત્રિઓ–આ બધું તેણે પ્રશસ્ય હિંમત અને શાંતિથી સહન કર્યું: ન તો તેણે કદી ફરિયાદ કરી, ન તો કદી તેણે નાની સરખીયે બૂમ પાડી, ન તો તેણે કદી ડૉક્ટરના હાથ ઝાલી ઉત્સુકતાથી પૂછ્યું કે આ ક્રૂર ક્રિયાનો ક્યારે અંત આવશે. એક આદર્શદર્દીની છટાથી તેણે બધું મૂંગે મોંએ સહન કર્યું.

છઠ્ઠા અઠવાડિયાનો છેલ્લો દિવસ ઊગ્યો.

ચા દેવા નોકર ડૉક્ટરના રૂમમાં ગયો. પણ રૂમમાં જતા જ એ આભો બની ગયો. ડૉક્ટર રૂમમાં ન હતા. આખા ઘરમાં સનસનાટી વ્યાપી ગઈ. સૌએ પૂછ્યું: ડૉક્ટર ક્યાં ગયા? ડૉક્ટરનું એક પણ અવશેષ રૂમમાં પડ્યું ન હતું. બેગ, જોડા, કોટ કંઈ ન મળે! ડૉક્ટર ચાલ્યા ગયા હતા.

અમરનાથના મા અને બેનના મોઢા ઉપરથી લોહી ઊડી ગયું. બંનેએ અવાક બની એકબીજાની સામે જોયા કર્યું. દુઃખ અને આશ્ચર્યના ભારથી કોઈ કશું બોલી શક્યું નહિ. પોતાના સ્વપ્નો ને મનોરથોનો આવો જ અંજામ આવવાનો હશે?

ત્યાં તો ડૉક્ટર સાહેબના રૂમમાંથી આ ચિઠ્ઠી મળી આવી છે કહેતો નોકર ઉપર આવ્યો. ને બાને ચિઠ્ઠી આપી.

પણ બિચારી વૃદ્ધ સ્ત્રીની આંખ આગળ તિમિર ફરતું હતું. છેવટે તેણે માંડમાંડ પોતાની લાગણી ઉપર કાબૂ મેળવ્યો. ને ચિઠ્ઠી ખોલી. ચિઠ્ઠી વાંચતાં એની આંખમાંથી આંસુ ટપકવા માંડ્યાં. તેથી તેણે તે ચિઠ્ઠી પોતાની દીકરીને આપી ને કહ્યું.

"વાંચ બેન."

દીકરીએ તે પત્ર મોટેથી વાંચ્યો.

તેમાં ડૉક્ટરે પ્રથમ તો શરમને લઈને માફી માગી હતી. તેમાં લખ્યું હતું કે દક્ષિણ અમેરિકાના એક લક્ષાધિપતિએ પોતાને પચીસ હજાર ડૉલર આપવાનું કહી પોતાના પુત્રની આંખના ઉપચાર માટે બોલાવ્યો છે. તેની આંખ એકદમ જવાની તૈયારીમાં છે. એટલે પોતાને જવું જ જોઈએ. ને આવી સારી રકમને હું કઈ રીતે પાછી ઠેલી શકું? ઉપરાંત અમરનાથ માટે હવે ઝાઝું કશું કરવાનું રહેતું નથી. છેલ્લા પ્લાસ્ટરનો ભુક્કો થઈ જાય એટલે પાટા સલામતીપૂર્વક છોડી લેવાના છે. ને જો અમરનાથને દૃષ્ટિ પ્રાપ્ત થવાની ભાગ્યમાં લખી હશે, તો જરૂર મળી ચૂકી હશે–એ પછી થોડીક સામાન્ય સૂચનાઓ હતી. ને છેવટ ખાસ ચેતવણી રૂપે લખ્યું હતું કે એ જોઈ શકશે તો ટૂંકી મુદત માટે જ, થોડા કલાક માટે જ.

આ સાંભળી મા–દીકરી બંનેના હૃદયમાં ફરી હિંમત અને ઉત્સાહ પ્રગટ્યા. ને આશાના અંકુરો ઊગ્યા, કે હજી અમરનાથ જોઈ શકશે ખરો. તેથી બંને સાથે અમરનાથના ખંડમાં ગયા. ને ખૂબ નમ્રતા અને મૃદુતાથી દર્દીને જરાય આઘાત ન લાગે એવી શૈલીમાં ડૉક્ટરના જતા રહેવાના સમાચાર આપ્યા.

અમરનાથે શાંતિથી પથારીમાં પડ્યા પડ્યા સાંભળ્યા કર્યું. પછી તેણે કહ્યું, 'ત્યારે એ તો પૂરા ઢૂંઢી નીકળ્યા. પણ જ્યાં સુધી પૂરી વાતની ખબર ન પડે ત્યાં સુધી સાવ એનો કાંકરો ન કાઢી નખાય. થોડા દિવસ રાહ જોઈએ.'

છેલ્લા દિવસો પૂરેપૂરી કસોટીના દિવસો હતા. ધીમે ધીમે પ્લાસ્ટર ઊખડી ગયું. એ પછી પાંચ દિવસો જવા દેવામાં આવ્યા. અમરનાથને લાગ્યું કે હવે પાટા પૂર્ણપણે કાઢી નાખવાનો સમય પાકી ગયો છે.

છેવટે અંધાની દુનિયામાં અવનવો ચમત્કાર કરતી પળ આવી પહોંચી. જે પળ તેને પ્રકાશ અને સૌન્દર્યની દુનિયાની બક્ષિસ આપવાની હતી.

જ્યારે એ અવસર આવ્યો ત્યારે તેને અંતરમાં





ખૂબ સંકોચ થયો. તેનો હાથ ધ્રૂજ્યો. આંખ ઉપરના પાટા ઉપરથી હાથ જઇ પાછો આવ્યો. ભય શાનો હતો? સંકોચ કેમ? હૃદય કેમ બમણા વેગથી ધબકારા મારે છે? પહેલવહેલા માનવીલોકને જોવાની સોનેરી તક, અથવા તો દુર્વિધિની વક્રતાને લઇ કદાપિ નહિ જોવાની ખરબ પળ–એ બેમાંથી એકકે બાબતનો આઘાત એ કઇ રીતે સહન કરી શકશે?

બાએ તેનો આ ગૂઢ સંકોચ જોઇ રહી.

'નહિ, કદાપિ નહિ.' તે બોલી ઊઠયો. 'બા મારી હિંમત નથી ચાલતી. આ કરતા આનો પ્રયોગ ન કર્યો હોત તો સારું હતું..હું એ સ્થિતિમાં જ વધુ સુખી હોત. ને હજી યે પરિણામ શૂન્ય આવે તો મારે અંધારું જ રહેવાનું. હું કદી સુખી નહિ થઉં. હે રામ!' કહી તેણે નિશ્વાસ મૂકયો.

માતાએ પોતાનો પ્રેમાળ હાથ તેના મસ્તક ઉપર મૂકયો. અમરનાથે તેને ઝાલી બચ્ચી ભરી.

'બા', અમરનાથે શાંત, ઉદાસીન સ્વરે બોલવા માંડયું. 'તમે બધાએ મારી પાસે રંગબેરંગી પંખીઓના કલકલ નિનાદોની વાતો કરી છે, રંગ ભભકભર્યાં પુષ્પો તરુવૃન્દો અને હરિત ઉપવનોની વાત કરી છે, રંગો અને રેખાનાં વર્ણનો કર્યા છે, સુવર્ણરંગી ભાસ્કર અને રૌપ્યમોહક ચન્દ્રની આહ્લાદકતા વર્ણવી છે. , નાનાં નાનાં બાળકો, ઝીણાંઝીણાં તારકો, શ્વેતરૂપાળી ચાંદની, ચંદ્ર, સૂર્ય, આકાશ... પણ બા...' કહેતા કહેતા એ ધ્રૂજ્યો. 'કદાચ હું એ સહન નહિ કરી શકું. પણ જો એ સહન કરવાનું જ હોય તો હું એ એકલો સહન કરીશ. તે તે ય એક માણસને છાજે એમ...' ફરી દૃઢ અવાજે એણે ચાલુ રાખ્યું, 'હું એકલો જ એ સહન કરીશ.'

'એકલા!' બધા એકીઅવાજે આશ્ચર્યથી બોલી ઊઠયા.

'કેમ નહિ? એકાંતમાં જ માણસ સારી રીતે પ્રાર્થના કરી શકે છે. એકલો હોય ત્યારે જ માણસ ઇશ્વરની વધારે નજદીક હોય છે. હું એકલો જ રહીશ.'

આ વખતે બધા રડયા. અમરનાથને છાતીએ વળગી પડયા. પણ અમરનાથ તેના નિશ્ચયમાં દૃઢ રહ્યો. વિનંતી, આગ્રહ, આંસુ કશું તેને ચળાવી શકયું નહિ.

'હું તમારા પ્રિય મુખારવિન્દો જોવા જેટલું બળ અને તત્પરતા ન કેળવી શકું, ત્યાંસુધી હું એકલો જ રહીશ. અને જ્યાંસુધી હું ન કહું ત્યાંસુધી તમારે કોઇએ પણ ત્યાં ન આવવું. તમારે ત્યાંસુધી રાહ જોવી.'

'પણ...' મા ડૂસકું ખાતી બોલી.

'બા,' કઠોર સ્વરે અમરનાથે કહ્યું, 'તું તારી જ નજર આગળ મને શરમાવવા માગે છે? હું રડું પાડું, ચીસ નાખી જાઉં, એ બધું તમારી આગળ કરાવી મને નીચું જોવરાવવું છે? હું એકલો રહીને જ બધી ક્રિયા કરીશ.'

અને અમરનાથને એકલો મૂકી સૌ પાછા ફર્યા. અમરનાથે અંદરથી દ્વાર બંધ કર્યું.

'યાદ રાખો, હું ન બોલાવું ત્યાંસુધી ઉતાવળા થઇ કોઇ ન આવતા.' આ એના છેલ્લા શબ્દો હતા.

અને ઓરડામાં જઇ ધીમેધીમે અમરનાથે પાટા છોડવા માંડયા. તેની આંગળીઓ ધ્રૂજતી હતી. છોડતી વખતે તેની આંખોમાં તીક્ષ્ણ શૂળ ભોંકાતું હોય એવી વેદના થતી હતી. તેથી નાના બાળકની જેમ તેનાથી ચિત્કાર થઇ જતો હતો.

*છેવટે તેણે પાટો સાવ છોડી નાખી દૂર કર્યો.*

*તેના મુખમાંથી આનંદની ચિચિયારી નીકળી ગઇ.*

*તે જોઇ શકતો હતો!*

તેના આંખના ડોળા, આસપાસ—આજુબાજુ એમ બધે આડાઅવળા ફરી શકતા હતા તે જોઇ શકતો હતો. તેને દેખાતું હતું. ન માન્યામાં આવે છતાં ખરેખરી હકીકત તે જોવા લાગ્યો.

પ્રથમ તેને ઝાંખું ધુમ્મસ જેવું બધે જણાવા લાગ્યું. ધીમેધીમે બધું સ્પષ્ટ થતું જતું હતું.



તેને બીક લાગવા માંડી. દ્વાર શોધી બહાર જવાની તેને ઇચ્છા થઇ, રાડ પાડી બા ને બેનને એકદમ જોવાનો તેને ઉમળકો આવ્યો. પણ આસપાસની અનેક આશ્ચર્યભરી વસ્તુમાં દ્વાર કયું–એ જ તેની કલ્પનામાં ન આવ્યું. તેના હૃદયના ધબકારા વધી ગયા.

એ શાંત આસમાની દિવસ હતો. આકાશ ને દરિયો બંને સમાનરંગી બની એકત્વ ધારણ કરી રહ્યા હતા. સમુદ્ર ઉપર એક જહાજ પસાર થતું હતું. અમરનાથ આશ્ચર્યથી–એ જોઇ રહ્યો. શું હશે ? જિંદગીમા પહેલવહેલું તેણે આ દૃશ્ય જોયું.

બીજી તરફ આકાશમાં કાળા ધાબા જેવું કંઈક ઊડતું તેણે જોયું, એ કદાચ પક્ષી હોય એમ તેણે કલ્પના કરી. પણ પેલું સમુદ્રના જળ ઉપર આસાનીથી સરકતું જાય છે એ શું ? વહાણ વિષે માત્ર તેને પુસ્તકિયું જ્ઞાન હતું.

ધીમેધીમે એની ભીતિ ઓછી થતી ગઈ. હવે તેને પોતાના સ્વજનોને તુરત બોલાવવાની પણ વૃત્તિ ન થઇ. પ્રકૃતિના વૈભવનું દર્શન કરવામાં એ મગ્ન બની ગયો.

ન્યૂઝપેપરનું ઊડતું પાનિયું દૂર તેની નજરે પડ્યું. ' એ શું ? માણસ હશે ? એને નવાઈ થઈ. મોજાઓનો અવાજ એને કાને પડ્યો. સમુદ્રની તો તેને આપમેળે ખબર પડી ગઈ. આ સમુદ્ર ! આવો અગાધ ! સમુદ્રની ગહનતા અને વિરાટતાથી તે ચકિત બની ગયો. '

આમ એક કલાક પસાર થઇ ગયો.

આ તરફ તેના મા, બહેન વગેરેની આતુરતા ખૂબ વધી પડી હતી. તેઓ બધાએ દ્વાર પાસે આવી ઉત્સાહથી બારણું ખખડાવ્યું.

અમરનાથે અવાજ સાંભળ્યો.

'હજી નહિ.' તેણે કહ્યું. 'હું જોઇ શકું છું. હું બરોબર છું.'

મા ચાલી ગઈ. એનાં પગલાં શમી જતાં અમરનાથે સાંભળ્યા.

એ ફરી ઊભો થયો. ને સોફા ઉપર પડ્યો. તેને વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. હવે તેને નવી જ જાતનો ભય ઉપસ્થિત થયો. તે તેના મનની સમતોલતા ડગી જવાનો. જો એ ડગી તો પછી થઇ રહ્યું: શારીરિક અંધતા કરતા પણ આ માનસિક અંધતા વધુ ભયંકર ને અસહ્ય છે.

ફરી દ્વારે ખખડાટ થયો. ફરી એણે એ જ શબ્દો કહ્યા, ' હમણા નહિ.'

ક્યાંય સુધી તેણે માતાને–પોતાના નામના પોકારો કરી કરી પોતાને સાદ પાડતી–સાંભળી. અવાજ દીન અને કરુણ બનતો જતો હતો. પણ, તેને થયું કે હજી પોતાની માતાને જોવાનો સમય પાક્યો નથી. પોતાની માતાને પહેલવહેલી જોવાનો આનંદ ને આઘાત સહન કરી શકે એટલી તત્પરતા હજી પોતાનામાં નથી આવી એમ તેને લાગ્યું.

ફરી તેણે આકાશ અને સમુદ્ર ઉપર દૃષ્ટિ ફેંકી.

બે કલાક વ્યતીત થયા.

ફરી બે વાર માતાએ દ્વાર ખખડાવ્યું. ને તેણે એ જ જવાબ વાળ્યો.

છેલ્લીવાર પણ એણે જક્કપૂર્વક એ જ જવાબ વાળ્યો, ને સ્મિત કર્યું.

પણ એ સ્મિતનો આનંદ ઝાઝો ન ટક્યો.

આ શું ?

તેણે આંખો ચોળી હજી આંખો બળતી હતી ને દુખતી હતી. શું ધીમેધીમે અંધત્વ પાછું ફરતું હતું ? ધીમે ધીમે દૃષ્ટિના દીપક ઓલવવા લાગ્યા ? તેણે આંખ ઉઘાડમીંચ કરી. સમુદ્ર અને આકાશના રંગો જાણે ઘેરા ઘેરા બનતા જતા હતા ! વસ્તુના આકારો અસ્પષ્ટ અને ધૂંધળા બનતા જતા હતા, એમાં શંકા ન હતી.

પહેલાં સામેની રેતી અને વૃક્ષોના આકારો ને રંગો એ બરોબર જોઇ શકતો હતો, અત્યારે એના રંગ ને આકારમાંથી કાંઈ પરખાતું ન હતું.

થોડીવાર પહેલાં સમુદ્રતરંગોનો આરોહ-અવરોહ તે નિરખતો હતો. હવે—

તે ભ્રમિતચિત્તની જેમ અસહાયપણે નીચે બેસી ગયો. ભીંત ઉપરના ચિત્રો, ફર્નિચર, જાજમ-બધું ધીમે ધીમે ઝાંખું ઝાંખું થતું જતું હતું.

અને તરત તેને ઈટાલિયન ડૉક્ટરની ચેતવણીના શબ્દો યાદ આવ્યા, કે તે જોઈ શકશે પણ ટૂંક વખત માટે. 'Perhaps for a few hours, Perhaps for only a few mimutes.'

દૃષ્ટિપ્રાપ્તિના આનંદમાં આ વાત એ ભૂલી ગયો હતો. હવે એ ભયંકર સત્ય તેની સામે ડાચું ફાડીને ઊભું હતું. પુનઃ તેને હવે અંધારા ખંડમાં જવાનું હતું. કોઈ અભેદ્ય ખીણમાં તેને હવે ધકેલાઇ જવાનું! દુનિયાની માત્ર ઘડીભરની ચમક, ને પુનઃ તેનો અંત, દુનિયાની નવીનતાનું સંક્ષિપ્ત દર્શન અને ફરી આમરણાંત નિર્દય અંધારું!

આમ વિચારતાં વિચારતાં ય તેનાં નેત્રોની દીપ્તિ એકદમ ઓછી થતી જતી હતી.

તેણે રાડ નાખી. ઊભો થયો. તે દ્વાર તરફ ફાંફાં મારતો આગળ વધ્યો ને દ્વાર ઉઘાડી એકદમ બહાર આવ્યો. તેની વેદના ભરેલી ચીસે ખંડેખંડની શાંતિનો ભંગ કર્યો, ને મૂર્છા ખાઈ તે ભોંય પર ઢળી ગયો.

× × ×

જ્યારે તે પુનઃ ભાનમાં આવ્યો, ત્યારે તેને પોતાનો નવો જન્મ થયો હોય એમ લાગ્યું. કારણ અત્યારે તે ફરીથી જોઈ શકતો હતો. શાંત, મૃદુ, સોનેરી તેજ હવાને ચેતનથી ભરી રહ્યું હતું. તેની માતા પાસે જ બેઠી હતી.

'તું મને જોઇ શકે છે, પ્રિય?' માતાએ પૂછ્યું.

'હા, હું મૃત્યુ પામ્યો છું, ને તને જોઇ શકું છું.'

'ના ભાઈ એ તારો ભ્રમ છે. તું જીવે છે.' કહી માએ તેને બથી ભરી.

'પૌ, મને યાદ છે. મેં જોયું, જાણ્યું ને ફરી અંધત્વ આવ્યું.'

'ના,' માએ કહ્યું. 'તું હવે કાયમ જોઈ શકીશ' પાછળ ઊભેલા પ્રફુલ્લે કહ્યું.

'હા,' માએ અનુમોદન આપ્યું. 'તું હવે કાયમ જોઇ શકીશ. તેં જે અનુભવ્યું તે અંધત્વ ન હતું, એ હું તને કેમ સમજાવું? તેનું કારણ રાત પડી હતી એ હતું. રાત પડે ત્યારે એ રીતે જ ધીમે ધીમે પ્રકાશ ઓછો થઈ જાય. દિવસ આથમી જાય ને રાત પડે એનું નામ જ અંધારું!

પણ આ પૂરેપૂરી રીતે સમજતાં તેને કેટલાયે દિવસો લાગ્યા.×

× સૂચિત.






## મેઘાણીનો છેલ્લો વાર્તાસંગ્રહ

આ પંદર નવી વાર્તાઓમાં લેખક માટીનાં માનવીઓ વચ્ચે અથડાયા છે, અને જીવતાં-જાગતાં માનવ હૃદયોના સારા-નબળા ધબકારા, મનોવ્યાપાર, આવેશ, વિચાર, વિકાર ઇત્યાદિની પોતે નિહાળેલી બહુરંગી લીલાનું એમણે સુરેખ આલેખન કર્યું છે.

કિંમત રૂા. ૩-૦-૦ રજિ. ટ. ખ. ૦-૬-૦

ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઇ : અમદાવાદ



( અનુસંધાન પૃષ્ઠ ૨૪થી ચાલુ )

એમણે પોતે કેટલીક નોંધ કરેલી છે. મેં મારી ખાનગી ચોપડીમાં–મારા મનનું ચિત્ર આપવા પ્રયત્ન કર્યો હોય ત્યાં એમણે, એ મનની પ્રવૃત્તિ ઉપર પ્રકાશ પાડનારું કાંઈક નિવેદન લખી નાખ્યું હોય! બીજે દિવસે હું એનો પ્રત્યુત્તર લખું એમ અમારો પરોક્ષ માનસવ્યાપાર–થોડો વખત ચાલ્યો હતો! એ પણ યોગની ઉપાસનાની સોપાન પરંપરાના ઉત્સુક પથિક હતા. અને ખૂબ સંયમથી આગળ વધવા પ્રયત્ન કરી રહ્યા હતા. પણ શરીર ક્ષત્રિયનું હતું–એટલે ઘણી વખત મનને તેજસ્વિતાનો રંગ લાગી જતો. છતાં એ પોતાની રીતે આગળ વધવા માટેના એક સાચા ઉપાસક હતા.

એમને આ મારા ઉપર થોડોઘણો અનુરાગ હતો–એ પણ ઉપકારક નીવડ્યો.

આ પ્રમાણે જાણે વિધિ થોડા અંકોડા મેળવી રહી હતી. એમાં એક તૂટતો અંકોડો અત્યંત વિચિત્ર રીતે એણે મેળવ્યો એમ કહી શકાય.

એક ગૃહસ્થ એ વખતે ત્યાં આવ્યા. એ મૂળ તો આફ્રિકામાં વ્યાપાર અર્થે વસેલા. દેશમાં આવ્યા ત્યારે અહીં શાંતિ માટે આવેલા. આવા તમામ અરચૂરણ પરચૂરણ મહેમાનો ચોથા નંબરના ઓરડામાં આવતા. ત્યાં ચતુરભાઈ પણ ખરા. હું પણ ત્યાં. આ ગૃહસ્થ પણ ત્યાં. બીજું કોઈ આવે તો એ પણ ત્યાં. એટલે અમારો એ સાર્વજનિક ઓરડો એક રીતે આખો દિવસ ગાજતો હોય. હું તો મારે રાવે લખવું હોય ત્યારે ઘણુંખરું ડેલીએ–દ્વારમ પાસે જતો. દેવદાન ભાઈ બેઠા હોંકારા મારે–ને હું બેઠો લખું કે લેખન કરું.

આ ગૃહસ્થ જે આવ્યા એમને યોગનો ઘણો શોખ હતો. પણ આ તમામ ક્રિયાઓ એવી છે કે એમાં મોટા મોટા નરપુંગવોની પણ ધીરજ ખૂટી જાય. મનનો શરીર ઉપર કાબૂ એટલે શું–એનો, ખ્યાલ તો ઘણુંખરું માનવને મોટી ઉમ્મર સુધી આવતો જ નથી. ઘણાને તો એ વાતની કાંઈ ગતા ગમ જ હોતી નથી. એમને માટે તો શરીર ને મન એવા કોઈ જુદા પદાર્થો છે એવી સમજણનું જ દેવાળું હોય છે! થોડીઘણી મન વિષેની વાતો સમજનારા બહારનો જે થોડો વિવેક તેઓ રાખી શકે છે, સમાજ સાથેના વર્તનમાં, એમાં જ મનના વિકાસની સમાપ્તિ જૂએ છે. પોતાનું મન—એ નામનો એક અદ્ભુત પદાર્થ, પોતાની પાસે છે, ને, એમાં કાંઈક અચિંત્ય એવી શક્તિ વસી રહી છે. એ વસ્તુનો જે માણસને થોડોઘણો પણ ખ્યાલ આવી શકે છે—એને એ વિષેનું કોઈ માર્ગદર્શન મળી શકે તેમ હોતું નથી. એટલે બને છે એવું કે આ અદ્ભુત પદાર્થને સૌ રખડાવ્યા કરે છે—અને તેથી એ સૌને રખડાવ્યા કરે છે!

આ ગૃહસ્થ જે આવ્યા–એમણે મારી પાસે યોગસાધનની ને સાધનાની વાત શરૂ કરી. અમે બરાબર ધ્યાનપૂર્વક બેસવા પણ માંડ્યા. પણ પેલું ગીતાજીમાં કહ્યું નથી—કે વિષયો છોડવાથી વિષયો છૂટે તો પણ એમનો રસ ન છૂટે—એ વાતની પ્રતીતિ હવે આવવા માંડી!

અમે યોગાસનની અદ્ભુત વાતો કરતા કરતા ધીમે ધીમે અમને પોતાને પણ ખબર ન પડે તેમ, ખેચરી મુદ્રામાં જઈ પડ્યા! જેમ કૃષ્ણ અને ગોપીના ભાવમાં, શૃંગારની શક્યતા અનધિકારીને માટે પ્રલોભન રૂપ થઈ પડે છે, તેમ યોગની આ મુદ્રાઓમાં ખેચરી મુદ્રાની વાત—શૃંગારને પોષી શકે છે. કારણ કે એ મુદ્રા સિદ્ધ કરનાર જોગી, જાણે કે, સ્ત્રીની શક્તિને પણ પોતે ખેંચી લેતો હોય એવી વાત છે. અમારે તો આ બધી વાતો હતી—પણ એ વાતોથી ચલિત થયેલા મનને પછી—યોગાસન ઉપર બેસારવામાં ઘણી વિકળતા અનુભવવી પડે તેમ હતું! આ ભાઈની યોગની આ વાતોએ સૂતેલો શૃંગારરસ જાગ્રત કર્યો. તે બરાબર એ જ વખતે એક બીજી ઘટના એવી બની કે એણે તો માણસજાતની મોટામાં મોટી લાગણી, પ્રેમ—એની એક મોહકસૃષ્ટિ જ આખી ખડી કરી દીધી!

★

# આસો

વિનોદિની નીલકંઠ

આસો માસ બેસે છે, ત્યારે કાં તો નાનપણમાં દિવાળીની બહુ ઉત્સુકતાથી વાટ જોતાં, તેથી કે કેમ ? પણ જાણે એમ જ લાગે છે કે જેની રાહ જોતાં હતાં તે મહિનો છેવટે આવી પહોંચ્યો છે ! આસોમાં આપણું વર્ષ પૂરું થાય છે, એટલે જાણે એ ઘરડા વર્ષની સાથે આપણે પણ મુક્તિનો–છૂટકારાનો–દમ ખેંચીએ છીએ. આપણું અમદાવાદ તો વેપારી શહેર રહ્યું, એટલે આસોમાં બધા હિસાબ, કિતાબ, લ્હેણુંદેણું ચૂકતે થાય છે. પણ અનેક પાસાવાળા કોઇ રત્નની માફક આપણાં લોક–જીવનને પણ કેટલી બાજુઓ છે ! વેપારી અમદાવાદ : અને તે જ અમદાવાદમાં કેટકેટલાં સંગીત, નૃત્ય અને ચિત્રનાં કળાકેન્દ્રો, રંગ અને રૂપકમંડળો ! આસો માસને ગરબાને તાલે, નૃત્યને નૂપુર ઝંકારે અને નાટકોની ઝમકે આખું શહેર કેવું ગાજી ઊઠે છે !

આસો મહિનો શરૂ જ કેવા સુંદર દિવસથી થાય છે. નવરાત્રિનું પહેલું નોરતું બેસે ને આસો માસ બેસી જાય છે. ગામડે ને શહેરમાં, ઠેર ઠેર ગરબા ગવાય છે. સ્ત્રીઓનો આ ખાસ માનીતો મહિનો. પોતાનાં ઘર લીંપીગુંપી, વાળીઝાડી, છાજલીઓ ઉપર ગોઠવેલાં નાનાં મોટાં તમામ વાસણો માંજી ને ચકચકાટ કરી, સ્ત્રીઓ પોતાના હૈયાનો હર્ષ પ્રદર્શિત કરે છે.

ચોમાસામાં વાવેલું અનાજ, બેસતા આસોમાં લણી લઈ, ખેડૂતો 'હાશ' કરે છે; બારે માસનો હિસાબ પતાવી વેપારી નચિન્ત બને છે; નિશાળોમાં રજા પડતાં બાળકગણ અને તેથી પણ વધુ તો એમને ભણાવનો શિક્ષકવૃન્દ ધુંસરીમાંથી છૂટેલા ઘાણીના બળદ જેવો આનંદ અનુભવે છે; કારખાનાંઓમાં દિવાળીનાં તહેવારોની રજા, દિવાળીની મળનારી સુખડી વગેરેની આશામાં કામદારવર્ગ ખુશાલ બને છે. આપણા નિર્ધન, નિરુત્સાહી અને દુઃખિયારા દેશમાં આસો મહિનો ખરેખર આશીર્વાદસમો છે. વસંતઋતુમાં જેમ નાનામાં નાના છોડથી માંડી તે સૌથી પુરાતન વૃક્ષ સુધીની તમામ વનસ્પતિ નવપલ્લવિત થાય છે, તેમ જ શરદુત્સવ અને દીપોત્સવમાં આ બાલવૃદ્ધ માનવોદ્યાનિત થાય છે.

આ માસે આકાશ પણ કેવું સાચા 'આસમાની' રંગનું જણાય છે ! ચોમાસાનાં જળભર્યાં વાદળાં વિદાય થયાં છે, અને તેની જગાએ સફેદ રૂના કે બરફના ઢગલા જેવાં વાદળાંથી આભ વિરાજે છે. વળી ચોમાસાના ચાર માસ વાદળાંના પડદા પાછળથી ક્વચિત જ ડોકાયમાન થતો ચન્દ્રમા પણ શરદનો ઉત્સવ ઊજવવા જાણે વધારે ચાંદની રેડે છે. આસોના ચાંદરણાંનો મહિમા ગાતાં કવિજનો તો થાકતા જ નથી.

અન્ત અને આદિ, આદિ અને અન્ત એક બીજામાં એવાં ઓતપ્રોત હોય છે કે જ્યારે આપણે અન્ત આવ્યો સમજીએ છીએ, ત્યારે તો આદિનો આરંભ થઈ ગયો હોય છે ! આસો માસે પણ તેમ જ બને છે. દિવાળીને દિવસે અમાસની રાત્રે વર્ષનો અન્ત આવે છે, પણ અમાસની રાત પૂરી થતા પહેલાં તો જાણે પડવાનું વહાણું વાય છે. અને એ રીતે જૂનું વર્ષ આથમતાંમાં તો નવાનો ઉદય થઈ જાય છે.

બેસતે વર્ષે સબરસ વેચનારા શિશુઓ પણ એ જ રીતે નિદ્રાધીન લોકોને જગાડી નવા વર્ષના શુકન કરાવે છે:

અમાસની રાતે–પડવાને વહાણે ' સબ રસ ! સબરસ !

★

# આંસુઓથી ભીંજાયેલાં ગ્રામ-ગીત

લે૦ અક્ષયચન્દ્ર શર્મા
અનુ૦ નિષાદચંદ્ર

ડુંગર ઉપર, મારુજી, ઘર કરું જી,
કાંઇ બાદલરા કરસ્યૂઁ ( ઓ જી ઓ ) કિવાડ,
બિજલીરે પલકે દેખું, ભંરથવાને આઁવતાજી."

હે પ્રિતમ ! એકાદ ડુંગર પર હું ઘર બનાવીશ. એના વાદળના કમાડ હશે. અને હે પ્રિતમ ! વીજળીને અજવાળે હું તને ફરીથી આવતો દેખીશ.

આવા ગ્રામ્ય-ગીતોની મધુરતા અને સુંદરતા કોને ન લોભાવે ? ઉલ્લાસ અને આંસુઓનાં બસ ઝરણાંઓ જ ઊભરાય છે. રસ-પ્રવાહમુક્ત વેગથી વહે છે. આ ગ્રામ્ય-ગીતો જ્યારે કોઇ વિરહિણી બાળાનાં આંસુઓમાં પલળીને, ખેતરના ખળામાં, તારાજડિત રાત્રિમાં, શ્રાવણ ભાદરવાની અંધારી રજનિમાં અથવા વસન્તના ઉન્માદક સૌંદર્યમાં ગુંજી ઊઠે છે. ત્યારે થાય છે કે આ સૂકી ધરતી આ આંસુઓને લીધે જ આટલી સરસ છે.

આ આંસુઓ સાહિત્યમાં મોતી પેઠે જગમગી ઊઠે છે. હૃદયની તીવ્ર વેદના, ઊંડી અનુભૂતિ અને સહેજ અભિવ્યક્તિને અંગે આ ગીતો અમર થઇ જાય છે. આજે પણ આ ગીતોની મધુરતા જ ગ્રામવાસીઓનાં શ્રમથી જર્જરિત બનેલા જીવનમાં રંગ પૂરે છે.

જુઓ, આ નવવધૂ હૃદયમાં કેટલી મધુર અભિલાષાઓ લઇને સાસરે આવી છે ! પોતાના પ્રિયતમને એ મીઠાશભર્યા સ્વરે કહી રહી છે:

ઇક થંભિયો, ઢોલા મહલ ચિણાય;
ચ્યારું દિસામેં રાખો ગોખડા, જી મારા રાજ !
ગોખે ગોખે દીવલો સંજોય, રાજીન્દા ઢોલા:
હિયે રે ચાનણિયે ઢાલું ઢોલિયો, જી મારા રાજ.
બાદલ વરણી સેજ બિછાય, રાજીન્દા ઢોલા.

હે પ્રિતમ ! એક થાંભલાવાળો કોઇ ઊંચો મહેલ ચણાવો, એની ચારે દિશામાં ઝરૂખા મંડાવો, હું ગોખે ગોખે દીપ જલાવીશ અને એ દીપના પ્રકાશમાં ઢોલિયે ઢાળીને ઉપર આસમાની સેજ બિછાવીશ.

પરંતુ એની એ અભિલાષા પૂરી નથી થતી. એના પ્રિયતમને દૂર દૂર નોકરી માટે નિમંત્રણ મળે છે. વિયોગની આ કરુણ વેળાએ એ તરુણી મૂંગી ઊભી રહીને ફક્ત પોતાના આંસુઓની ઝડી બાંધી દે છે. અને કહે છે

આંસુ તો છલકાયા કાયર મોર જ્યું, જી મારા રાજ !

કાયર મોરની પેઠે મારાં આંસુ છલકાય છે, હે પ્રિતમ, તમે રોકાઇ જાઓ !

પરદેશ જતા પતિની સાથે મર્યાદામાં રહીને એ આસપાસનાં વૃક્ષોનાં રૂપક આપીને કહે છે.

બાય ચાલ્યા છો, ભંવરજી પીંપલીજી
હાંજી, ઢોલા, હો ગઇ ઘેર-ઘુમેર
બૈઠણકી રુત ચાલ્યા ચાકરીજી.

હે પ્રિતમ ! આ પ્રેમરૂપી પીપર તમે જ વાવી હતી. આજે એ ફાલીફૂલી છે. એની ઘાટી શાખાઓ આજે ચારે બાજુ ફેલાણી છે. આ ઋતુ તો આવી શીતળ છાયામાં બેસીને વિશ્રામ કરવા માટે છે. આવા મધુર સમયે તમે ક્યાં ચાલ્યા પ્રિતમ ?

એ તરુણી 'પીપર'દ્વારા પોતાના યૌવન તરફ સંકેત કરે છે. પરંતુ એનો પતિ લાચાર છે. તેને છોડીને દૂર પરદેશમાં એને જવાનું જ છે. હવે એ યુવતી કરુણ સ્વરે કહે છે—કહેતી વેળા જાણે એની સમક્ષ બુઢાપાની કાળી છાયા ન દેખાતી હોય !—

" જોબન સદા ના, ભંવરજી, થિર રહેજી
હાંજી, ઢોલા, ઢળતી ફિરતી છાંય,
પુલરા વાયોડા મોતી નીપજે જી."

પ્રિયતમ ! આ જોબન હંમેશાં ટકવાનું નથી ! વાદળની ચંચળ છાયાની પેઠે આ જુવાની પણ ચાલી જવાની છે. સમયસર વરસવાથીજ છિપલીઓમાં મોતી પાકે છે !

પરંતુ આ બધી વિનવણી વ્યર્થ ગઇ. પાસે ઊભેલી સખી પણ એના પ્રિયતમની સિફારીશ કરવા લાગી.





"સોનારે સરીખી ધણુ પીલરી જી
રૂપા રે સરીખી થારી ધણુ ઉજલી જી
પરભાતે સિધાજ્યો, આજ રૈયોની રાત."

તમારી સ્ત્રી સોના જેવી સુંદર અને ચાંદી જેવી ઊજળી છે. રાત્રે કયાં જાઓ છો? રાત તો રોકાઓ. સવારે જજો.

પરંતુ પ્રિતમે જ્યારે માન્યું જ નહિ ત્યારે તે બોલી,

"બરજ ચઢો ન આભાકી બીજલી,
બરજ ચઢો ના બાગાં માંયલી કોયલી જી રાજ,
બરજ ચઢો ના પડોસિનકો દીવલો જી."

હે પ્રિતમ! જો તમારે જાવું જ હોય તો પછી જાઓ, પણ જરા વાદળમાં ચમકતી વીજળીને અને બાગમાં ટહુકતી કોયલને મનાઈ કરતા જાઓ! સૂની રાતમાં જ્યારે પડોશણના શૃંગાર-મંદિરના દીપકને ઝગમગતો જોઈશ તો નહિ સહી શકું. તેને તો મનાઈ કરતા જાઓ! પ્રિયતમ જવાબ આપે છે કે "એ તો એનો સ્વભાવ છે. હું એને શી રીતે મનાઈ કરું?" ત્યારે એ ગુસ્સે થઈ ને કહે છે કે

"મિસરો પિયાલો થારી ધણુને દે ચઢો."

મને તો વિષનો પ્યાલો જ દેતા જાઓ, પછી સુખેથી તમે સિધાવો.

પરંતુ એનો પ્રિતમ ન રોકાયો તે ન જ રોકાયો. તે પ્રેમ-ભર્યા પાલવને છોડાવીને સામે તૈયાર ઊભેલ ઘોડા તરફ આગળ વધ્યો.

"અંચલ સામે ચાલિયો, અંચલ છોર છુડાય. જબ પગ મેલ્યો ઢોલે પાગડે

ડબડબ ભરીયા છે નૈણ,
આંસુ તો પૂંછ્યા ઢોલો પેચ સું જી,
લીની છે હિવડે લગાય."

જ્યારે પ્રિતમે ઘોડાની પેગડીમાં પગ મૂકયો ત્યારે તેની આંખો આંસુથી છલકાઈ ગઈ. ડબડબ કરતાં ટીપાં પડવા માંડયા. પ્રિતમે પોતાની પાઘડીના છેડાથી તેના આંસુ લુછ્યાં અને એને હૈડાં સરખી ચાંપીને ધીરજ આપી.

એનો પ્રિતમ તો ઘોડા પર બેસીને ચાલી નીકળ્યો. એ બિચારી ઊભી ઊભી કહેવા લાગી.

'નાગજી, ઘડી દોય ઘુડલા થામ, રે
બૈરી, ઘૂંઘટકી છાયા કરું, ઓ નાગજી,
તાવડિયો પાપી પડે.'

હે પ્રિતમ! ઘડી-બે-ઘડી તો ઘોડાને રોકો! જોતાં નથી કેવો આકરો તડકો છે? આવો તો ઘુમટાની છાયાથી તમને તડકામાં શાંતિ આપું.

પરંતુ એનો પ્રિતમ રોકાતો નથી.

એ તો એકલી ઉદાસી બેસી રહે છે. એને તો બધે એકલું એકલું જ લાગે છે.

'મ્હારો આંગણિયું સૂનો યૂં પડયો જી
કોઇ પાણી બિના એ તાલાવ'

મારું આંગણું આજ સૂનું પડયું છે—જાણે પાણી વિનાનું તળાવ! પોતાના પ્રિતમના વિયોગમાં એ માછલીની જેમ તરફડે છે. એટલામાં કાળા કાળા વાદળાંઓ આકાશમાં પથરાઇ જાય છે. પ્રિયતમની મધુર સ્મૃતિ એને અધીર અને વિહ્વળ બનાવે છે. તે પોતાના પ્રિતમને સંબોધીને કહી ઊઠે છે—

'સાવન તો લાગ્યો પિયા, ભાદવો જી
કોઇ બરસણ લાગ્યો, બરસણ લાગ્યો જી મેહ,
અબ ઘર આજ્યા ગોરીરા બાલમાજી રાજ.'

—હે પ્રિતમ! શ્રાવણ-ભાદરવો તો આવી પણ ગયા. વર્ષા પણ શરૂ થઈ ગઇ. હવે તો ઓ પ્રાણ-પ્યારા, ઘરે આવો!

દેવલોકમાં ગોપીઓ પણ 'બરુ યે બદરવા ઉપરસન આવે' કહીને કૃષ્ણને બોલાવી રહી હતી. પોતે પણ પ્રિતમને કોઇ પણ રીતે બોલાવવા ઇચ્છે છે. ઘરના કામકાજના બહાને પણ એકવાર આવે તો ઠીક એમ એને થાય છે—

'છપ્પર પુરાના પિયા પડ ગયા રે
કોઈ ટપકણ લાગ્યો, ટપકણ લાગ્યો જ ભુણ.'

હે પ્રિતમ! ઘરનું છાપરું યે જુનું થઇ ગયું છે.



એની અંદરથી પાણીનાં ટીપાં ટપ ટપ કરતાં નીચે પડે છે.

આમ કહીને એ પોતાની ઢળતી જુવાનીનું સૂચન કરે છે. તે પોતાના પ્રિતમને ચોખ્ખું કહી દેવા માગે છે જોબન વારે વારે નથી આવતું.

'ઉજડ ખેડા ફિર બસે મારુજી, નિરધનિયા ધન હોય
ગયેડા જોબન ફિર નહિ બાવડે, અબ ઘર આવોની
અંધેરે ઘરકા ચ્યાનણાજી.'

હે પ્રિતમ! ઉજ્જડ થયેલું ગામ ફરી વાર શ્રીમંત થઇ શકે છે પરંતુ હે પ્રિતમ! ચાલ્યું ગયેલું યૌવન ફરી પાછું નથી આવતું. એ માટે હે મારા અન્ધારા ઘરના પ્રકાશ, તમે પાછા ફરો.

એનો પ્રિતમ તો દૂર દૂર છે. પોને તો ફક્ત આ ઘર જોયું છે અને જોયું છે વાળીચૂંકી નાગણ જેવી જતી કેડીને. સામે વિરહનો અફાટ સાગર પડ્યો છે. નિરાશ થઇને તે પોતાની લાચારી ગાઇને સંતોષ માને છે—

'કુવો તો હુવે તો ઢોલા, ડાક લુંજી,
કોઇ સમદર ડાક્યો, સમદર ડાક્યો ના જાય.'

હે પ્રિતમ! તું તો બહુ જ દૂર છે. કૂવાને તો હજી યે ટપીજવાય પણ સાગરને તો હું શી રીતે ઓળંગી શકું!

'ટાબર હુવે તો પિયા રાખ લુંજી
ઢોલા, જોબન રાખ્યો ના જાય.'

નાનું બચ્ચું તોફાને ચડે તો તો એને શાંત કરી શકું. હે પ્રિતમ, પરંતુ આ જોબનને તો હું કેમ શાંત કરી શકું?

એ વિરહિણી રાતની રાત તારા ગણવામાં જ પસાર કરે છે. મિલનની સેંકડો સ્મૃતિઓ એની ધીરજની પાળ તોડી નાખે છે.

'બિનડાં વિલખ્યી પિયા, વેલડીજી.'

જોતા નથી, હે પ્રિતમ! વેલો પણ વૃક્ષ પર વિંટળાઇ વળી છે!

'તારા તો છાઇ, પિયા રાતડીજી
ઢોલા, ફુલડાં છાયા, ફુલડાં છાઈ જી સેજ
અબ ઘર આ જા, ગોરીરા, બાલમા હો જી.'

તારાથી છવાયેલ સુંદર રાત છે, હે પ્રિતમ! શય્યામાં મેં ફૂલ પાથરી રાખ્યા છે, હું તારી પ્રતીક્ષા કરું છું, હવે તો પાછા ફરો, પ્રિતમ. આવો—' જોબન છાઈ ઘણુ ભલી, તારા છાઈ રાત'—જેવો સુયોગ ફરી કયારે સાંપડશે?

ગડગડાટ કરતાં વાદળને જોઇને એને થાય છે કે 'શું મારા પ્રિતમ રહેતા હશે ત્યાં વર્ષા નહિ હોય! પપીહો ત્યાં 'પિયુ' 'પિયુ' નહિ રટતો હોય? જો ત્યાં વર્ષા હોય, પપીહો 'પિયુ' 'પિયુ' બોલતો હોય તો મારા પ્રિતમ કેમ પાછા ન આવે!' તે પપીહાને વિનંતિ કરે છે—

'સાવણ આયો, સાયબાજી, વેલાં સુર રહી વાડ,
ચાતક સુર રહ્યો મેઘ ને, પિવન સુર રહી નાર
પપૈયા તું બોલ રે, જિત મ્હારે આલીજે ભંવરરો
સુકમામ.'

હે પપૈયા! શ્રાવણ તો આવી યે ગયો. આ લતાઓ વૃક્ષને માટે ઝૂરે છે, ચાતક વાદળને માટે તડસે છે, વિયોગી સ્ત્રી પોતાના પ્રિતમ માટે તડપે છે, મારા પ્રિતમ જ્યાં હોય ત્યાં જઇને તું 'પિયુ, પિયુ' બોલ પપૈયા!

એની સખીઓ એને પૂછે છે:

'મૈ તને પૂછું, એ સખી,
થારા કિસવિધ ખુલાજી કેસ,
નૈણ રે, ટપકા પડે,
થારા કિસવિધ બિરંગા જી ભેસ!'

પ્રિય સખી! તારા વાળ આજે કેમ વણઓળાયેલ છે! તારી આંખોમાં આંસુ કેમ ટપકે છે? તારો વેશ આવો કઢંગો કેમ છે?

પરંતુ તે આનો શો ઉત્તર આપે!

"સારસ પરણી ઠોકરા જી ધસમસ પતલી હોય;
પરદેસીણ ગોરડી જી સુરસુર પિંજર હોય.'

પછી તે પોતાના પ્રિતમને પક્ષીઓ દ્વારા સંદેશા મોકલે છે. વિયોગ એટલો તીવ્ર બને છે કે એને બીજું સૂઝતું જ નથી છેવટે તે પોતાના પ્રિતમને પત્ર લખે છે.

' દોસેને કાગદ લિખું, બૈઠ મહલકે જી માંય,
આંગલિયાંરી મૂંદડીજી, ઢોલા, હત્ર આવે મ્હારી બાંય '

હું મારા મહેલમાં પત્ર લખવા બેઠી છું. વિરહને અંગે હું એવી સુકાઈ ગઇ છું કે આંગળીમાંની વીંટી, હાથમાં કંકણ તરીકે વપરાય છે! પત્રમાં પોતાના પ્રિતમને અનેક ઠપકા સંભળાવવા છે પણ પ્રેમનો પ્રવાહ એને બીજી દિશામાં જ લઇ જાય છે. તે ઠપકાઓ તે પત્રમાં ન લખી શકી. તે બધા ઠપકા તેણે પત્રની કોર પર એવી રીતે લખ્યા કે એ બરાબર વાંચી ન શકાય!

' એવડ છેવડ ઓલમા જી, બિચ બિચ, સાત સલામ. '

આવા તો સેંકડો ગ્રામ-ગીતો વિયોગિનીઓના આંસુઓથી ભીંજાયેલ છે. એ વિરહિણીઓ વર્ષાની ઝડીઓમાં પણ ગરમ લૂથી પીડાતી હોય છે.

'કર લુઆં કિત જાવસ્યો, પાવસ કાક પરિયાંહ:
હિહે નવોઢા નારકો, બાલમ બિછડિયાહ. '

હે લૂ! ' જ્યારે વર્ષાઋતુ આવશે, તડામાર વરસાદ પડશે ત્યારે તું ક્યાં જઇશ ? ' લૂએ ઉત્તર આપ્યો કે ' ત્યારે હું પતિઓથી વિખૂટી પડેલી નવોઢા સ્ત્રીઓના હૃદયમાં વાસ કરીશ. '

( હિંદી પરથી )



## ચિત્રકાર રવીન્દ્ર

ચિત્રકલા તેઓ કદી કયાં શીખ્યા નહોતા. તેમ જ નિયમ પૂરઃસર એનો અભ્યાસ પણ નહોતો કર્યો. વૃદ્ધાવસ્થામાં તદ્દન સ્વાભાવિક રીતે જ એ એમનામાં આવી વસી હતી. એમના ચિત્રોની ભાવ વ્યંજના-ટેકનિક બધું જ એમનું પોતીકું હતું. કોઇપણ શાળાની અસર એમના પર ન હોવાથી જ એ આટલા મૌલિક અને બલિષ્ટ ભાવવાહી થયા હતા.

તેમના ચિત્રો મનોભાવને વ્યક્ત કરનાર ચિત્રો છે એમ તેઓ કહેતા. અને એ ચિત્રો એ ભાવ વ્યક્ત પણ કરતા એમ ઘણાનું માનવું છે.

એમણે સદાયે વિચારોને અને ભાવનાઓને દેહ આપવા મહેનત કરી છે. અક્ષર દેહ આપવામાં તો એમની કુશળતા જગપ્રસિદ્ધ છે. ચિત્રદેહ આપવા માટે એ કોઇ રૂપકારની પીંછી લઇને નહોતા આવ્યા. અંતરના ઊંડાણેથી જે અને જેવી કલ્પના આવતી, મનની આંખો સામે જે ચિત્ર-દૃશ્ય ખડું થતું, તેને બરાબર તેવા જ અવિકાર ભાવ,-રૂપ એમના ચિત્રોમાં રંગ અને રેખામાં આપવા એ સાધના. એમની ચિત્રકળા વિષે એમણે એક સ્થળે બે લીટીઓમાં જ ઘણું ઘણું કહી આપ્યું છે—

জেমুন তেমুন এরা বাঁকা বাঁকা—
किछु भाषा दिये, किछु तुलि दिये आंका.
( જેમ તેમ અને વાંકું-ચૂંકું—
કંઈક ભાષાએ, કંઇક પીંછીએ દોર્યું )

પરંતુ ચિત્રો દોરવાનું એમણે શરૂ કર્યું હતું તો એક અકસ્માતથી. પોતાના કાવ્યોની મૂળ પ્રતમાં સુધારાવધારા કરવા જતાં, એની છેકછેકીના આડાઅવળા લીટાઓમાં એમણે એક દિવસ એક ચિત્ર જોયું; ને એમને મનસા થયું કે જો જરાક કાળજીપૂર્વક આવા લીટાઓ જ દોરું તો એ સારું ચિત્ર બને: ને ત્યારથી જ રવીન્દ્રનાથ ચિત્રકાર બન્યા.

અનુ. રમણીક મેઘાણી.

# ગુરુદેવ—અમારે આંગણે

મૂળ લેખિકા : શ્રી. મૈત્રેયી દેવી

અનુવાદક : રમણીક મેઘાણી

[ ૧ ]

[ મંગપુ તે રવીન્દ્રનાથ (મૈત્રેયીદેવી)માંથી ]

૧૯૩૮ની ૨૧ મી એ પૂજનીય ગુરુદેવ પહેલીવાર કાલિમ્પોન્ગથી મંગપુ આવ્યા હતા. ૯મી જૂન સુધી અમારે ત્યાં રહી તેઓ કાલિમ્પોન્ગ પાછા ફરેલા. બીજીવાર ૧૯૩૯ના મે મહિનાની ૧૪ મીએ પુરીથી મંગપુ આવી ગ્રીષ્મની છુટ્ટી ગાળી ૧૭ મી જૂને કલકત્તા પાછા ફરેલા, એ જ વર્ષમાં શરદમાં ૧૨ મી સપ્ટેમ્બરે મંગપુ આવ્યા હતા અને બે મહિનાથી થોડું વધુ રોકાઇ નવેમ્બરના પહેલા અઠવાડિયામાં કલકત્તા પાછા ફર્યા હતા. અને છેલ્લે ચોથી વાર ૧૯૪૦ના એપ્રિલની ૨૧ મીએ અહીં આવેલા, ૨૫ વૈશાખનો એમના જન્મદિનનો ઉત્સવ અહીં જ ઉજવાયો, તે પછી તેઓ કાલિમ્પોન્ગ ગયા હતા. એ જ વરસે શરદઋતુમાં પણ અહીં આવવાની વાત હતી, અને તે માટે તેઓ પોતાનો કેટલોક સર-સામાન પણ અહીં મૂકી ગયા હતા,—પરંતુ અમારા દુર્ભાગ્યે તે પછી તેઓ આવી ન શક્યા. ૧૯૪૦ના સપ્ટેમ્બરમાં અસ્વસ્થ શરીર મંગપુ જેવા-દાક્તરોવિહોણા ગામડા-ગામમાં આવવું યોગ્ય નહિ ગણાય ધારી તેઓ પહેલા કાલિમ્પોન્ગ આવ્યા, જરા સ્વસ્થ થયા પછી મંગપુ આવવાની વાત હતી, પરંતુ તેમ ન બન્યું. ઓચિંતાની એમની માંદગી વધી, ને ૨૮મી સપ્ટેમ્બરે બેભાનાવસ્થામાં એમને કલકત્તા લઈ જવામાં આવ્યા.

મારી આ કૃતિનું લખાણ વેરણ-છેરણ કાગળોમાં જેમ તેમ લખેલું હતું, તેમાં રોજેરોજની તારીખો પણ ટાંકવામાં નહોતી આવી. તે કારણે અહીં આ કૃતિમાં તેની તારીખો બરાબર નથી મૂકી શકાઈ. ઇતિહાસ સાચવવાનો કે સાહિત્યસર્જનનો કોઇ ઉદ્દેશ મારો હતો પણ નહિ. તક મળતાં જ હું એમના શ્રીમુખની વાતો લખી લેતી, અને બીજાં કામો કરતાં કરતાં મનોમન એ ગણગણ્યા કરતી. એને મનમાં જાળવી રાખતી, પણ એ બધું માત્ર મારા નિજાનન્દ માટે જ હતું. અને બીજી એક વાત પણ અહીં નોંધવી જરૂરી છે કે ગુરુદેવે મારું આ લખાણ જોઇ જવા વારંવાર મારી પાસે તેની માગણી કરેલી, રમૂજ-મશ્કરી પણ કરેલી, પણ મેં ક્યારેય એમને આ લખાણ બતાવ્યું નહોતું. જે વાતો એમણે તદ્દન કૌટુંબિકભાવે કહેલી, જે વાતો છપાવવાની હોત તો કદાચ તેઓ જુદી રીતે કહેત, તે પણ અહીં મુકાઇ હશે. કૌટુંબિક વાતો જાહેરમાં આવે છે, ત્યારે અપરાધ કરવા જેવું કંઇ થાય તો તે અસંભવિત નથી. છતાં એમની વાતો પર આખાયે દેશનો અધિકાર છે એ સ્મરણ સાથે આ ડાયરી પ્રગટ કરી છે.

મંગપુ — મૈત્રેયીદેવી

એપ્રિલ ૧૯૪૩

: ૧ :

આજે જે વાત લખવા બેઠી છું, તે માત્ર સ્મૃતિ કથા જ નથી, એ મારા જીવનનું જીવનદાયી ઝરણું છે. એમના આખરી પ્રયાણ પૂર્વે ચાર વર્ષ ઉપર થોડા દિવસો માટે તેઓ અમારે ત્યાં આવ્યા હતા. એ અપાર સૌભાગ્યવંતા આનંદોજ્જવલ દિવસો આજે જીવનવાટની વચ્ચે જીવંત ઊભા છે, એને આધારે મૃત્યુ-વેદનાના ઊંડા આઘાતને પણ આવરી શકું છું. અનેક પ્રકારનાં કામમાં, નાની-મોટી મેળ વિનાની કેટલીયે વાતો ને વિચારોમાં દિવસ વીતે છે; પરંતુ નિવૃત્તિ મળતાં જ મન એનાં છૂપા ખૂણે જઈ પહોંચે છે, જ્યાં સુધી અમૂલી સમ્પદ સચવાઇને પડી છે. એથી જ કહેતી હતી કે આ માત્ર સ્મૃતિ-કથા નથી. આ તો જીવનનો એ આનંદધારા છે, કે જેનાં સરસ સજીવ હૃદયાવેગને મૃત્યુ પણ બાધક નીવડી શક્યું નથી. કવિ—મહામાનવ; જ્યાં હોય ત્યાં તેનાં અંતરતમ ચિત્તનું પ્રાગટ્ય કવિતા, ગીત, ચિત્રો વગેરે અનેકવિધ રૂપે થવાનું જ. એમનાં ગીતોમાં ને કવિતામાં પરમ માનવનો એ અલૌકિક અનિર્વચનીય સ્પર્શ ઘણા પામ્યા છે, પરંતુ એમની સામાન્ય છૂટીછવાઇ પળોનું,—રોજેરોજ વીતતી એ પળોમાંયે જે અનન્ત માધુર્ય ને સુકુમાર સૌન્દર્ય હતું, તે તથા તેમની





એકેએક વાત, ને તેમનું પ્રત્યેક વર્તન કેવું ઉપભોગ્ય, કેવું મનોરમ હતું તે લખીને યા બીજી કોઇ પણ રીતે, જાળવી રાખી શકાયું નથી. જેમ કોઈ પ્રાણીને પીંખી પીંખીને જોવા છતાં યે એના પ્રાણનો પાર પામી શકાતો નથી, તેજ રીતે માનવીની વાતને લખી રાખીને તેમાંથી જ એને શોધવા જતાં આપણે એનું સાચું પૂર્ણ સ્વરૂપ ખોઇ બેસીશું; કારણ એની આજુ-બાજુનું વાતાવરણ એમાં નથી હોતું. ગુરુદેવ પાસે જે મધુર હાસ્ય હતું, અર્ધા ગવાયેલા ગીતના જે વહેતા સૂર હતા, ચારેબાજુ કુદરતનો જે સુન્દર સ્પર્શ હતો, અને એ સૌથી વધુ તો એમના અજબ એવા કંઠનું જે સભર અમૃત હતું, તે બધાથી વેગળું વાતાવરણ વિહોણી બે–ચાર વાતોને જાળવી રાખવાની મથામણમાં એક અત્યંત કરુણ વ્યર્થતા રહી છે, પણ શું કરું! જે ખોવાઈ જવા કાજે જ સર્જાયેલું છે એને પણ મન સાચવી રાખવા માગે છે—"सम्मुख उर्मिरे डाके पश्चातेर ढेउ–दिबो ना दिबो ना जेते" (આગળ ધસતાં મોજાંઓને પાછળના મોજાંઓ કહે છે કે તમને નહિ જવા દઇએ, નહિ જવા દઇએ) એથી જ વખત મળતાં એમની આખા યે દિવસની વાતચીત, રમૂજ, મશ્કરી વગેરે લખી રાખવાનું ગમતું. તેઓ એ જાણતા. અને સપ્રેમ હસીને કહેતા "जीवने कोतो स्मृतिमंदिर बानाबे? ता होय ना, जानो ना जीवनटा मरणेरई यज्ञ." જીવનમાં કેટલાં સ્મૃતિમંદિર બનાવીશ? એ નહિ બને, જાણતી નથી જીવન એ મરણનો જ યજ્ઞ છે. એ વાત એટલી સાચી છે કે એનો અસ્વીકાર નહિ કરી શકાય. બધું જ એ ભડભડતા યજ્ઞ કુંડમાં સળગીને ખાખ થઇ જશે. એમ ન હોત તો ક્યાં ગયા એ મધુર કંઠનાં ગીતો, એ સહાસ્ય સરસ પ્રાણનો પ્રકાશ, એ લૌકિક દેહને આવરીને રહેલી એ અલૌકિક જ્યોતિર્મય આભા! પરંતુ તેમ છતાં 'आयुक्षीण दीपमुखे शिखा निब्'-निब', आँधारेर ग्रास हते के टानिछे तारे, कहिछेच्छे शतवार–जेते दिब ना रे' (બુઝાતા દીવાની ટમટમતી જ્યોતને એકદમ અંધકારમાં વિલિન થઇ જતી રોકીને એ કોણ વારંવાર કહી રહ્યું છે કે તને હું નહીં જવા દઉં, નહીં જવા દઉં.)

આ પ્રકારની કૃતિમાં બીજી પણ એક મુસીબત છે. અને તે એ નિત્યનાં ગૃહજીવન લખાણમાં ખેંચી લાવે છે તે. એમાં એક એવું પાસું આવી જ જાય છે જે તદ્દન વ્યક્તિગત હોય છે, અને તેથી કરીને એ સહુની વચ્ચે મૂકવા જેવું કે સહુને માટે માણવા જેવું નથી હોતું. પરંતુ ગુરુદેવનાં રોજરોજનાં નિત્ય-જીવનની વાતો, રમૂજ, કાંઇ ખાસ વાત કે ખાસ ચર્ચા નહિ, તદ્દન સામાન્ય વાતો જે તેઓ તેમનાં નોકર વનમાળી સાથે યા કોઇ બાળક સાથે પણ કરતા, તેમાં પણ એક એવું કદીયે ન સાંભળેલું અજબ સૌંદર્ય રહેતું, કે જે સૌંદર્ય અંગત વાતોમાં પણ સાર્વજનિક રસ જન્માવતું. એથી જ 'અંગત વાત' એ શબ્દો દ્વારા સમજાતી મર્યાદા જેવી કોઇ મર્યાદિતતા એમની કોઇ જ વાતોમાં ન હતી એમ લાગે છે. જે ભાષામાં તેઓ તદ્દન મૂઢ, અભણ ને ગમાર લોકો સાથે વાતો કરતાં તે પણ સાહિત્યની ભાષા જ હતી. રસથી સભર હતી એની છટા–એથી જ અમારી બીજી બધી વાતોને બાજુએ મૂકી એમની વાતચીતોમાંથી થોડા થોડા ટુકડા જ એ આનન્દો-જ્જવલ દિવસોના થોડાંક ચિત્રો જ અહીં એકત્ર કર્યાં છે. અત્યંત પંગુ અને અધૂરી છે આ કૃતિ; એમાં ઘણું ઘણું રહી ગયું હોઇને સમગ્રતાનો ભાવ પણ આમાં નિષ્પન્ન થઇ શકયો નથી. કોઇ પણ કૃતિમાં માનવીનું જે ચિત્રણ હોય છે તે એક જુદા પ્રકારનું હોય છે, પરન્તુ માનવી સાથેના માનવીના વ્યવહારમાં જે ચિત્ર ખડું થાય છે તે તો એ ખાસ પળો સાથે જડાયેલું હોય છે, એ પળોથી એને જુદું કરી, એને શબ્દદેહ આપવા જતાં એનો એ સૂર નાશ તો પામવાનો જ આમ છતાં થાય છે કે શકય એટલું તો લખી જ રાખું.

જે કેટલીકવાર તેઓ અમારે ત્યાં આવ્યા હતા તે કેટલાક મહિના અમારા જીવનમાં સહુથી ઉજ્જવળ સહુથી આનન્દમય સમય હતો. એમાંનું કંઇ જ ગુમાવવું પોષાય તેવું નથી જે આનંદ–ધામનું એ સર્જન કરતાં તેમાં ડૂબકી મારીને જાણ્યું છે કે જીવનમાં કેટલો આનંદ મેળવવો શકય છે. જો આવા



સભર પ્રાણનું ઝરણુ લઇને, આવી હાસ્યસહ પ્રશાન્તિ સાથે તેઓ અમારી વચ્ચે આવીને ઊભા ન હોત તો અમે કદીયે જાણી જ ન શકત કે આટલા આનંદિત થવાનું, આવો રાજીપો પોતાનો કરવાનું સામર્થ્ય અમારામાં પણ છે. એમને કેન્દ્ર કરીને ચારેબાજુ આનંદનાં ઝરણાં વહેતાં. અહીં એ કહેવું પડશે કે તેઓ જેમને પોતાની સાથે લાવ્યા હતા, તેઓ પણ એ આનંદમાં અમારા સાથી હતા. એ કેટલાક દિવસનાં ઉત્સવમાં તેઓનો ભાગ પણ ભુલાય તેમ નથી. આ કૃતિમાં એ બધીયે આનંદ-સ્મૃતિઓનો સમાવેશ નથી થયો, પરંતુ એ મહામૂલા દિવસોનું કંઇ જ જીવનમાં ભુલાવાનું નથી, એટલે સુધી કે તેમાં આ વનમાળી ને આ કાનુ પણ અંતરનાં ઊંડાણે પ્રવેશી ચૂક્યાં છે.

પર્વ પહેલું

કાલિમ્પોન્ગથી તાર મળ્યો: 'Have just arrived. will be leased to see you.'

હું હમણાં થોડા દિવસથી કવિને અમારે ત્યાં તેડી લાવવા ઇચ્છતી હતી, પણ અમારે ત્યાની જેવી તેવી સગવડમાં એમને આમંત્રણ આપતાં હું ખચકાતી હતી. આ વિષે એમને કહેતાં એ બોલી ઊઠ્યા, 'ના ના, તમારા પહાડી બંગલા તો બહુ સુંદર હોય છે તે હું જાણું છું પરંતુ મારી કાયા જ હવે જરા કથળી છે, એટલે હરવા-ફરવાનું મારે માટે જરા મુશ્કેલ બન્યું છે.'

આ વખતે એમના જન્મદિન ૨૫ પચ્ચીસમી વૈશાખે તેઓ અહીં કાલિમ્પોન્ગ જ હતા. એ દિવસે ટેલિફોન દ્વારા Broadcast(વાચન-પ્રવચન) કરવાની ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી, એમણે 'જન્મદિન' નામક એક લાંબી કવિતા તેમાં વાંચી સંભળાવી હતી. પ્રભાતના પહોરમાં જ અમે ત્રણે ત્યાં હાજર થઇ ગયા. મારી નાની બહેન ચિત્રિતાને જોઇ એ બોલી ઊઠ્યા, 'અરે! આ અહીં ક્યાંથી? દાક્તર, તમે નસીબદાર છો હો, એક હસતી, ને એક ઉપર લટકાતી! અમારું તો બાઇ આવું સદ્ભાગ્ય નહોતું!'

બપોર વેળાએ એકાએક ગુણ ગુણ ધ્વનિ સાંભળી બેઠકગૃહમાં જઇને જોયું તો ચિત્રિતા એમના પગ પાસે બેઠી છે, ને ગુરુદેવનાં હાથમાં 'સંચયિતા' આપીને કવિતા સાંભળવાની મઝાની ભૂમિકા બાંધી રહી છે, મને જોતાં જ કવિ બોલી ઊઠ્યા: 'આ શું! તને ક્યાંથી ખબર પડી? અમે અહીં છાનાં છાનાં કાવ્યાલોચના કરતા હતા—જેને 'કવિતા-પાઠ' કહે છે તે 'जदि भरिया लइबे कुंभ एसो ओगो एसो मोर हृदयनीरे' પ્રેમના વિવિધ સ્તર, વિવિધ ઊંડાણની આ કથા છે. જો માત્ર ઉપરથી થોડુંક લઇ લેવું હોય તો પણ છે, જો ભરી લેવું હોય તો તે પણ છે. અને જો માત્ર જરાક સ્પર્શ જ કરવો હોય યા ઘડો વહાવી પાણીમાં બેસી રહેવા ઇચ્છતા હો તો તે પણ ચાલશે, જો ડૂબકી મારી હૃદય-ધારામાં નહાવા ઇચ્છતા હો તો તો એ પણ કંઈ ખોટું નથી અને જો મૃત્યુ જ ઇચ્છતા હો તો આવો અહીં ઝંપલાવો, તો પછી ઘડો વહાવીને પાણીમાં બેસી રહે નહિ ચાલે પાણીમાં ઝંપલાવવું જ પડશે. પ્રેમ-આહ્વાનના વિવિધ રૂપોની આ વાત છે.'

તે દિવસે 'જન્મદિન' કવિતા પણ અમને સંભળાવી. એમાં 'ऐकेच्छे पेलव शेफालिका'—વાળી જે લીટી છે તેની સાથે એને બદલે મૂકી શકાય એવી એક લીટી હતી, 'ऐकेच्छिलो तन्वी शेफालिका' એમણે પૂછ્યું. કઇ રાખું કહો તો?'

'મને પૂછો છો?' —મેં ખૂબ જ વિસ્મય પામી પૂછ્યું.

'શા સારું નહિ! કેમ કંઇ વાંધો છે?'—એમણે સામો સવાલ કર્યો.

'પણ એનો ઉત્તર આપવો એ મારે માટે અતિશય અજુગતું નહિ કહેવાય!' મેં કહ્યું.

એ જ વખતે ટપાલ આવી. મોટો એવો એક કોથળો, બધી જ ટપાલ જન્મદિનના ખાસ અંકો, જન્મદિન-પ્રણામના પત્રો, કવિતાઓ વગેરેની હતી.

'તેં એક કવિતાયે ન લખી? હમણાં થોડા દિવસથી જોઉં છું કે તારી મારે માટેની ભક્તિ





ગગનના વેગથી ઘટતી જાય છે. જો પણે રહ્યા કાગળ-કલમ, જરા સપાટાથી 'हे रवीन्द्र कवीन्द्र' કરીને કંઇક લખી નાખ જોઉં. મારું નામ ભારે મઝાનું છે, કવિઓને બહુ સરળતા થઈ ગઇ છે. માત્રામેળ ને પ્રાસાનુપ્રાસ માટે ખગાડા પાડતા આંટા ન મારવા પડે. रवीन्द्र પછી कवीन्द्र મૂકી દો એટલે કામ ચાલ્યું—' મારા તરફ જોઇ એમણે કહ્યું.

તે દિવસે પારાવાર ફૂલો આવ્યા હતા, કાલિમ્પોન્ગવાસીઓ ગુરુદેવને ફૂલ-હાર પહેરાવી ગયા હતા. ચિત્રિતા અને નંદીનીએ એ ફૂલોથી એમની પાટ શણગારી દીધી હતી.

'દાદામોશાય, ચાલો જુઓ તો તમારા ઓરડામાં અમે શું કર્યું છે તે!' એ બન્નેએ આવી ગુરુદેવને કહ્યું.

ત્યાં જઈ બધું જોઇને એ બોલી ઊઠ્યા—'આ શો ગઝબ કર્યો! આ બધું જોતાં મન ઉદાસ થઇ જાય છે. સંગિનીવિહોણી ફૂલશય્યા!'

સાંજે ઘેર પાછા ફરતી વેળા ચિત્રિતાના ચશ્માનું ઘર કયાં યે ન મળ્યું. ઘરમાં હતા તે સહુ આખું મકાન-ખૂણેખૂણો શોધી વળ્યા. વનમાળી તે દરમિયાન એકવાર બોલેલો પણ ખરો કે 'બાબામોશાયના ગજવામાં જોયું?'

ને ત્યારે ગુરુદેવ બોલી ઊઠ્યા હતા કે—'લો, સાંભળો વાત! જો કંઈ ઊઠાવવું જ હોય તો સારી ચીજ ન લઉં, ચશ્માનું ઘર શા માટે લઉં? મારી પસંદગી ઓછી તારા જેવી છે!'

પણ વળતે જ દિવસે એક ચિઠ્ઠિ સાથે ચશ્મા મંગપુ આવી પહોંચ્યા. વનમાળીની શંકા ખરી હતી, ચશ્મા એમના ગજવામાં જ હતા. પરંતુ એમણે એ જાણીજોઈને નહોતા લીધા, એ ચશ્મા પોતાના જ છે એમ માનીને ઝભ્ભાના મોટા ગજવાની ગૂફામાં એ મૂકી રાખેલા. ત્યાંથી એ ચશ્માનો પુનરુદ્ધાર કરવાનું વનમાળીનું એ કામ—અજબ કામ હતું. ત્યારથી કોઇનું કંઇ પણ ખોવાતા પ્રથમ યાદ આવતું —'બાબામોશાયના ગજવામાં જોયું!'

'અમે રહેતા એ મકાનથી જરા ઊંચે વન-રાજિ વચ્ચે એક ખાલી મકાન હતું ત્યાં બધી ગોઠવણ કરીશું એમ નક્કી કર્યું. કાગળ મળ્યો કે આવતા બુધવારે તેઓ મંગપુ પહોંચે છે. સરસામાન વગેરે લઇ અમે બધાં ખૂબ ઉત્સાહસહ એ મકાનમાં ગયા, ને ત્યાં બધું વ્યવસ્થિત કરવા લાગ્યા, તેવામાં ખબર મળ્યા કે નિયમ મુજબ કાર્યક્રમમાં ફેરફાર થયો છે, એ કેવી ભયંકર નિરાશા હતી! અમારા મેદનીપુરના રસોયાએ સાંભળેલું કે બુધવારે રવિબાબુ આવવાનાં છે, પણ સાંભળેલી વાતનો જરા ગોટો કરીને એ સમજેલો કે બુધુબાબુ રવિવારે આવશે. એણે પૂછ્યું 'વારુ મોટી બહેન, બુધુબાબુ માણસ કેવા છે!' એ વાત ઉપર અમે એમની સાથે ખૂબ ખૂબ હસ્યા હતા.

એ પછી બે ચાર દિવસે જ આવવાનો દિવસ નક્કી કરી એમણે ખબર મોકલ્યા. કાગળ મળતાં જ અમે કાલિમ્પોન્ગ જઇને હાજર થઇ ગયા. રથીદાએ કહ્યું: 'આ વેળા પોકેપોકા બંદોબસ્ત કરીને જજો. હાલે તમે જ્યારે ફળની ટોકરી મોકલાવી ત્યારે બાપુજીએ કહ્યું હતું કે—'હવે મોકું કર્યું પાલવશે નહિ. મૈત્રી રોષે ભરાઇ છે એથી જ મારે માટેની બધી ચીજો અહીં મોકલવી શરૂ કરી દીધી છે.'

પગ ઉપર એક શ્વેત ચાદર વીંટાળીને લક્ષ્મિત થઇને તેઓ કંઇક લખ્યે જતા હતા, હું જઇને ઊભી રહી કે તુરત એ બોલી ઊઠ્યા—'આ આવ્યા! કેમ મને ના પાડવા આવ્યા છો કે પછી સુભદ્રાની જેમ મારું હરણ કરી જવાની છે? પણ તમે ઉઠાવી જાવ એ પહેલા હું આપ મેળે જ તમારે ત્યાં આવી પહોંચીશ જોઇ લેજો—'

જે દિવસે સુરેલવાળાં મકાનમાં એમનું આવવાનું નક્કી હતું, તે દિવસે સવારથી જ અવિરામ વર્ષા ચાલુ હતી. અહીં પહાડી પ્રદેશમાં વર્ષા એકવાર શરૂ થયા પછી ધોધમાર ચાલુ જ રહે છે. ચારે બાજુના બધા પહાડોને આવરી લેતાં વર્ષાના વાદળાં ઉપર-નીચે દોડદોડા કરી રહ્યા છે. હું દિધાસહ રાહ જોઈ



રહી છું કે આવા દિવસે તેઓ અહીં આવશે કે નહિ.

લગભગ ત્રણ વાગ્યા ત્યાં મોટરનો અવાજ સંભળાયો. મનમાં આ શંકા એટલી બધી હતી કે મોટરમાંથી તેઓ હાથ હલાવતા હતા છતાં હું તે પણ જોઈ શકતી ન હતી. મનમાં થતું કે ના કોઈ નથી મોટર નજીક આવીને ઊભી રહી ન રહી ત્યાં તો એ બોલી ઊઠ્યા ' આજ તો ગજબ થઈ જાત, તારા ડ્રાઈવરે એક મોટા સાહેબની ગાડી સાથે આ ગાડી અટકાડી દીધી. એ સાહેબ એને એ જ વખતે પકડીને લઈ જતો હતો, પછી શું ! બહુ સમજાવી કરીને માંડ માંડ એને છોડાવ્યો માંડ બચ્યા. શરૂઆતમાં આમ થયું, તમારે ત્યાં અહીં હવે નૈવ નૈવ ચ' ( રહેવામાં માલ નથી. )

હું સાથોસાથ જરા ડરી ગઈ હતી. સૌના મોં પડી ગયેલા. મેં ધાર્યું, એમ :જ હશે—ત્યાં તો એ બોલી ઊઠ્યા—' જવાદો તમારી પરીક્ષા થઈ ગઈ જો કહીશ એ વાત ખરી માની લેશો એ સમજાઈ ગયું. પણ સદાયે જો સાચું જ બોલું તો વાત કહેવાની મઝા રહે ખરી ?

વરંડામાં,આવી એક ખુરશી પર જરા થાક ખાઈને પછી તેઓ બોલ્યા,—' રસ્તે મને કંઈ તકલીફ નથી પડી હો. કેવો મઝાનો વન—પથ છે. તમારું આ વન પણ અજબ છે હો લાંબા લાંબા આ બધાં વૃક્ષો આકાશ સામે જોતાં ઊભાં છે, ને નીચે એની ગાઢ છાયામાં ઘેરું ઘેરું અંધારું આને જ તો કહેવાય અરણ્ય.'

એમને ખુરશીમાં બેસાડી દાદર વાટે ઉપર લઈ જવાની વાત થઈ, પણ તેઓ તો એ વાતને કાન ન આપતાં સીધા જ ઉપર જઈ પહોંચ્યા ઉપર જતાં જતાંએ બોલ્યો, ' મારે માટે સગવડની આટલી બધી ચિન્તા તમે શા માટે કરતા હતા ? આ તો રાજમહેલ જેવું છે. ઉપર એમને માટેના ખાસ ઓરડામાં બારી પાસેની ખુરસી પર બેસી પગ એમણે બારીના ઓટા પર ટેકવ્યા. સાંજ ત્યારે થવા આવી હતી, કેટલાક પંખીઓએ અમારાં છતનાં કબૂતરિયામાં માળો કર્યો હતો, તેઓ કલરવ કરતા આવજા કરતા હતા.—દૂરના પહાડ ઉપર એક—બે દીવા પ્રગટી ચૂક્યા હતા. અંદર ઓરડામાં આછું અંધારું હતું. બહાર મેઘછાયા આકાશ તરફ - જોતાં જોતાં એ બોલ્યા,— ' તું જીતી, આ સ્થળ મને ગમશે તે તું જાણતી જ હતી, એથી જ તો મને આટલો આગ્રહ કરી શકી. કાલિમ્પોન્ગમાં બીજા બધા કહેતા હતા કે—' પહેલા અમે જગ્યા જોઈ આવીએ ' મેં એમને કહ્યું કે—'ના એવી કંઈ જરૂર નથી, હું ત્યાં જઈશ ત્યારે આપમેળે બધું જોઈ લઈશ. '

ગુરુદેવની ઉપલી વાત સાંભળી મારું આખુંયે અંતર આનન્દે નાચી ઊઠ્યું. માંડ માંડ મને સંભાળતા હું બોલી—' આપ અમારે ત્યાં આવ્યા છો ! ' અને મારે માથે હાથ મૂકી એ બોલ્યા—' કેમ ન આવું ? આ તમારે ત્યાં આવ્યો જ છું ને ! '

વળતે દિવસે સવારે હું રસોઈની તૈયારીમાં પરોવાયેલી હતી, ત્યાં આવીને મારી બહેન ચિત્રિતા બોલી—' આ જો એમણે *પત્રો લખી ત્રણ આના ટપાલ ખર્ચનાં આપ્યા છે. હું કેમે કરી ન—હોતી લેતી, તો એમણે કહ્યું કે ' જઈને દેજે તારી બહેનને ' હવે શું કરું આનું ? "

' બાંધો દે મારા પાલવને છેડે—' મેં કહ્યું

એણે બિચારીએ નિરૂપાય થઈને અનિચ્છાપૂર્વક એમ કર્યું. થોડીવાર પછી ઉપર પહોંચીને જોઉં છું તો તેઓ એક ચિત્તે ' বাংলা ভাষা পরিচয় નામનું પુસ્તક લખી રહ્યા હતા—' આજ તો પ્રભાતના પહોરમા જ ત્રણ આના કમાણી ' કહેતા મેં પાલવ છેડે બાંધેલ પૈસા દેખાડ્યા.

' વાહ, બાંધ્યાં ને ગાંઠે ! ઠીક તમારી બહેન તો બિચારી ભલું માણસ છે, કહેવા લાગી ના, ના, એ શું ? તમારે તે ટિકિટના પૈસા આપવાનાં હોય ? હું ટિકિટ ચોડી દઈશ—મેં કહ્યું ' આપી દેજે તારી બહેનને, જે આ બધી ચીજોની કિંમત સમજે છે, તારે ક્યાં દુનિયાદારીની ચિન્તા છે. તે તું આ ત્રણ આનાનું મૂલ્ય સમજે ? એકવાર એને સાચે ઠેકાણે





પહોંચાડ, ને પછી જો જે કે આને અપનાવી લેતા એ જરાયે વાર નહિ લગાડે. ઠીક, પણ હવે શું? વદ્ધ દિકરીએ આઠ આનાનાં પૈસા આપ્યા હતા, તેમાંથી ત્રણ આના તો ગયા, બાકી પાંચ આનાની પૂંજી રહી છે! સાવચેત રહેવું પડશે કહી પોતાનું 'પેન'નું-'ઝરણાં કલમ'નું બાકસ હાથમાં લઇ તેઓ તેમાં પાંચ આના શોધવા લાગ્યા.

'પણ તમારી એક ઝરણાં-કલમ તમારે મને આપવી પડશે.' મેં કહ્યું, અને તુરત એમણે ગંભીર થઈ પાછળ-વળી વનમાળી તરફ જોતાં કહ્યું:—' અરે આ અહીં ક્યાં આવી ચડયા? વધુ નહિ,-હવે ગાંસડાપોટલા બાંધવા માંડ, નહી તો એકેય ચીજ અહીંથી પાછી નહિ લઇ જઇ શકાય' વનમાળી હસતો હસતો ચાલ્યો ગયો. કલમના એ બાકસમાં બારોએક કલમની સાથે બે-ચાર આના જેટલા પૈસા—જે એમની પૂંજી હતી—હમેશાં પડયા રહેતા, અને એ પૈસા ઉપર મારી નજર પડી છે—મને એનો ગજબનો લોભ છે આવી એમની શંકા તેઓ સદાયે જાહેર કર્યા કરતા.

થોડા દિવસ પહેલાં એક ગમ્મત પડે તેવો બનાવ બની ગયો હતો. તેઓ બોલપુરથી કલકત્તા જતા હતા. બર્દવાન સ્ટેશને એક લેમોનેડ પીઈ મહા મુસીબતમાં પડી ગયા. ગાડી ઉપડું ઉપડું થતી હતી, એમની સ્થિતિ સમજી લેમોનેડવાળો પૈસા લીધા વિના એમ ને એમ જ ચાલ્યો ગયો. એ બનાવ પછીથી તેઓ પોતાની પાસે કંઇક પૈસા રાખે છે. જો કે તેઓ કહે છે કે વધુ સગવડ તો પૈસા પાસે ન હોય એમાં જ સચવાય છે. જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ખિસ્સાં ફંફોળવા લાગીએ એટલે સાથે જે કોઇ હોય—ખાસ કરીને તમારા જેવી કોઇ સહૃદયા હોય તો તો કંઈ ચિન્તા જ નહિ.—એ બોલી ઊઠે કે—' ચિન્તા ન કરો. હું આપી દઉં છું' હકીકતમાં આપણે તો બિન્દુમાત્ર પણ ચિન્તા ન કરતા હોઇએ, છતાં શકય એટલી નિરુપાયતાનો ને કરુણતાનો દેખાવ કરીને કહીએ કે ' ના, ના, તમે શા માટે હેરાન થાવ છો! એ શું!' આ રીતે બહુ મજાથી ચાલ્યું જાય છે!

એ જ દિવસે એક પેલિકન પેન (ઝરણાં કલમ) મને આપી, એની સાથે નીચે મુજબની એક ચબરખી હતી—

સુરેલ, દાર્જિલીંગ

હું વિખ્યાત ઠાકુર કુટુમ્બમાં જન્મેલો કવિ સાર્વભૌમ રવીન્દ્રનાથ—

શ્રીમતી મૈત્રેયીદેવીને આજે જેઠ વદ દશમના દિવસે બપોર પહેલાં, અંગ્રેજી સાડા નવ વાગે પેલિકન કૃત એક ઝરણાં-કલમ ( उत्सलेखनी ) મારી પૂરેપૂરી રાજીખુશીથી-હૈયું સાબિત રાખી ભેટ આપું છું. તે એ કલમને પુત્ર, પ્રપૌત્રાદિ વંશ-વંશજ વારસો પર્યંત વાપરવાને હકદાર છે. આના બદલામાં તે જો એની કોઇ અમૂલ્ય કલમ મને ભેટ આપશે તો તે હું વિના સંકોચે તત્ક્ષણ સ્વીકારીશ એનો પણ સહુ સમક્ષ સ્વીકાર કરું છું. કદાચ એ અફળ નહિ જાય. સૂર્ય-ચંદ્રની સાખે. ૯ મી જેઠ ૧૩૪૫ (બંગાબ્દ).

રવીન્દ્રનાથ ઠાકુર

'કેવો સુંદર વિનિમય! તમે જો એક કલમ આના બદલામાં આપશો તો તે લેવામાં મને જરા યે વાંધો નથી એ વાત પણ સ્પષ્ટપણે લખી રાખવી સારી પણ મારા સાક્ષીઓને જોવા—જાણવા યે મુશ્કેલ બન્યા છે, તમારા મેઘની પછી તે સૂર્યદેવ તો અદૃશ્ય જ થઇ ગયા છે'—તેઓ બોલ્યા.

'વાહ! તમારો ન્યાય પણ મજાનો હો! તમારે ચંદ્ર-સૂરજ અને મારે મેઘ! વરસો-વર્ષે તમે એમ જ કહેશો, કેમ, જાણે એ મારો જ દોષ ન હોય!'—મેં કહ્યું.

તો પછી દોષ દઉં કોને! નજીકમાં જ કોઈ વિરોધી ન હોય તો તો દિવસ આખો કજિયા વિના જ કાઢવો પડે ને!' એમણે ઉત્તર વાળ્યો.

સુરેલવાળા મકાનમાં પ્રભાતના પાંચ વાગે ચા વગેરે પતાવી નવ-સાડાનવ સુધી એમનું કાગળો લખવાનું ને बांग्ला भाषा परिचय પુસ્તક લખવાનું કામ



ચાલતું. એમના બેઠક–ગૃહની પછવાડી બારીમાંથી એક મોટું તાડ-વૃક્ષ દેખાતું, વિશાળ વૃક્ષ, એની સીધી ડાળીઓ—જાણે બે બાજુ હાથ લાંબા કરીને કોઈ ઊભું જ હોય તેમ લાગતું. એની નીચે એક બીજું વૃક્ષ હતું 'કેમેલિયા' એના ફૂલોને લઈને એ ધોળું દેખાતું. ગુરુદેવ એને કહેતા મીણનાં ફૂલ. ઘણીયે વાર જોતી, કે લખતા લખતા વચ્ચે વચ્ચે અટકી જઈ તેઓ એ વિશાળ છાયા પાથરતા વૃક્ષો તરફ જોતાં બેઠાં છે.

દસ વાગતાં વાગતા ભોજન પતાવી ખુરશી પર આરામ કરતાં કરતાં તેઓ એક સંસ્કૃત અંગ્રેજી ડિક્શનેરી વાંચતા. બે કલાક પછી ઊભા થઈ ફરી લેખનમાં પરોવાતાં. અને ક્યારેક ક્યારેક તો છેક સાંજ સુધી એમનું એ કામ ચાલતું. કેટલીકવાર તો મેં કહેલું કે આરામખુરશી પર બેઠા બેઠા જ પાટિયું રાખીને લખવાનું રાખો. તો થાક ઓછો જણાશે.' પણ એ તેઓ સાંભળતા જ નહિ, એ કહેતા કે—'ખુરશી પર બેસી ટેબલ પર ઝૂકીને નથી લખતો તો મારી વિચારધારાનો પ્રવાહ બરાબર નથી વહેતો. આરામખુરશી પર ઝૂલતા ઝૂલતા કદી લખી ન શકાય. આ પણ એક તપશ્ચર્યા છે, એટલે આરામ કર્યે કંઈ ચાલે!'

ત્રણ સાડાત્રણે ટપાલ આવતી, એ વખતે છાપાં ને કાગળો વાંચવામાં બહુ મઝા થતી. એક દિવસ એક કાગળ આવ્યો, એક સજ્જન સન્નારીએ તે લખ્યો હતો—તેમાં હતું કે 'આપ શ્રીમતી મૈત્રેયીને ત્યાં ગયા છો, એનાં આ સૌભાગ્યથી ખૂબ આનન્દિત થઈ છું'—વાચના વાંચતા જરા હસી અમારી તરફ જોઈ એ બોલ્યા—'અર્થાત કે 'એની મને ઈર્ષા આવે છે.' એ વખતે એમને મળવા બીજા કેટલાક જણ આવવાની વાત હતી, તેઓ અમારે ત્યાં નહીં પણ બીજે ઊતરશે એમ તે લોકોએ જણાવેલું. એ જ કાગળ સૌ પહેલો મોટેથી વાંચવો શરૂ કર્યો, ને પછી તો એ રહી ન શક્યા. મને ખરાબ લાગ્યું, જરા દુઃખ થયું, હું બોલી—'બરાબર છે, અમારે—ગરીબને ત્યાં એ લોકો શા માટે આવે?' ને તરત કવિ બોલી ઊઠ્યા—'બેશક, બેશક, તેઓ ઓછા મારા જેવા અપાત્રો છે, કે તમારા જરા જેવા સંકેત માત્રથી અહીં આવી પડે અને તે પછીના તમારા શત શત સંકેતો છતાંયે અહીંથી જવાનું નામ જ ન લે.



## ઝરણું

( મંદાક્રાન્તા )

"નાના માગ ચરણ થકી શે' પંથ લાંબો કપાશે?  
અદ્રિ, હે જલધિ સુધીના શે' પ્રવાસે પગાશે?"  
એવું ધારે ગભરુ ઝરણું, સ્વાન્તમાં ધ્યેય રાખે,  
ને ચાલે જ્યાં ડગડગ ભરી, પંથ પૂરો કપાયે.

—શંભુપ્રસાદ ભટ્ટ.





છું કે ઘડીભર મારો આ સંતુષ્ટ જીવન વિષેનો અસંતોષ અપવાદ જેવી મનોદશાને આભારી તો નહિ હોય એમ મને પ્રશ્ન થાય છે. પરંતુ એનો કોઇ ઉપાય હોય એમ જણાતું નથી. મને તો કોઇ આવું નિશ્ચિંત સુવ્યવસ્થિત અને એકધારું જીવન જીવવા માટે ગમે તેટલી લાલચ આપે તો પણ હું માનું છું કે હું એમાં સુખી તો ભાગ્યે જ થઇ શકું. કદાચ એમ જ હશે કે કેટલીક પ્રકૃતિઓ એવા જીવન માટે ઘડાયલી જ નહિ હોય! અને એમ પણ જરૂર બને કે જેના હૃદયમાં આવી કોઇ અપ્રાપ્ય કે અસિદ્ધ આદર્શની તમન્ના ન હોય તેને એ નીરસતા સાલતી પણ નહિ હોય.

મદ્રાસ મ્યુઝિયમના કયુરેટર મિ. અય્યપન એમના એક મિત્ર મિ. મેનનની મારી સાથે મુલાકાત કરાવવાને બહુ આતુર હતા. અને આ મિ. મેનનને મળ્યા પછી મને લાગ્યું કે એ એક મુલાકાત કરવા લાયક વિશિષ્ટ વ્યક્તિ પણ હતી. હિંદનું સ્વાતંત્ર્ય સર કરવામાં જે અનેક અજ્ઞાત વ્યક્તિઓનો ફાળો પેઢીઓથી ચાલ્યો આવે છે અને જેની એકત્રિત અને વધતી જતી અસરને પરિણામે સ્વતંત્રતા હાંસલ થઈ છે તેમાંની એક વ્યક્તિ મિ. મેનન ગણી શકાય. બાહ્ય કાર્યની દૃષ્ટિએ જોવા જઇએ તો તો કદાચ એમનું કાર્ય બહુ જ ઓછું છે એમ કહી શકાય. પરંતુ સંકલ્પના પાલનની દૃષ્ટિએ એમનું કાર્ય મોટું નહિ તો પણ ઊંચા પ્રકારનું તો જરૂર ગણી શકાય. મિ. મેનન મલબારના મોપલા ડીસ્ટ્રીકટના એક પ્રધાન કાર્યકર હતા અને અહિંસાત્મક સત્યાગ્રહના આદર્શનો પ્રચાર એ લોકોમાં કરતા હતા. ગંભીર ગેરસમજૂતીનો ભોગ તેઓ એ રીતે થયા કે જ્યારે જ્યારે તેઓ મોપલાઓને બોધ આપતા કે તેમણે અહિંસક રહેવું જોઈએ ત્યારે ત્યારે મોપલાઓ એમ જ સમજતા કે 'આ તો ફક્ત આપણને બહારથી કહેવા પૂરતું છે. ખરેખર તો આપણે હિંસા જ કરવાની છે અને એવું જ મિ. મેનન આપણને કહે છે.' પોતાના હેતુનો આટલો વિપર્યાસ, જાહેર કરેલ હેતુથી આટલી ખોટી અને વિરોધી ગેરસમજૂતી—ભાગ્યેજ સંભવી શકે. પરિણામે જ્યારે કટોકટીનો સમય આવ્યો ત્યારે મોપલાઓએ તોફાન કર્યું, રમખાણ મચાવ્યું, ખૂનો કર્યા, હિંદુઓને અને સરકારી ઓફિસરોને પણ માર્યા. સરકારે આ બધાને માટે મિ. મેનનને જવાબદાર ગણીને એમની ધરપકડ કરી! કેસ ચાલ્યો તેમાં એમની પ્રત્યક્ષ સાક્ષી એમના પોતાના ભાષણો રૂપે પડી હતી તે છતાં એમને સજા થઇ! સજાના લાંબા વર્ષો દરમિયાન સરકારી ઓફિસરો, મિત્રો, સગાઓ અને કેટલાક મહાસભાવાદીઓએ પણ એમને કેવળ ઔપચારિક રીતે એવી બાંહેધરી આપવાનું કહ્યું કે પોતે એવી ચળવળમાં ભાગ નહિ લે. પરંતુ મિ. મેનને એ બધાનો ઈન્કાર કરીને સ્વતંત્ર નાગરિક સિવાય બીજી કોઇ પણ અવસ્થા સ્વીકારીને બહાર આવવાની ચોખ્ખી ના પાડી. જેલમાં જે સમય મળ્યો તેનો એમણે પૂરો સદુપયોગ કરવાનો નિશ્ચય કર્યો અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ જેલમાં જ આરંભીને ઘણી સારી રીતે આગળ વધાર્યો તથા તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પણ ઘણાં વાંચ્યાં. ૧૪ વર્ષને અન્તે જ્યારે ફરીને મહાસભા સત્તા ઉપર આવી ત્યારે મિ. મેનનનો બિનશરતી છુટકારો થયો, ત્યારે એ એમના થોડા જીવતા રહેલા કુટુંબીઓને મળી શકયા, અને ઉપેન્દ્રનાથ બેનરજી પોતાની કાળાપાણીની યાત્રા કરીને પાછા ફર્યા તે વખતને માટે પોતે લખે છે તેમ મિ. મેનને પણ 'પોતાનું ઠીંમલા ઠીંગલીનું ઘર ફરીથી માંડ્યું.' મિ. મેનનના મનમાં સરકાર પ્રત્યે રોષ નથી, તેમ પોતાને થયેલા ઘોર અન્યાય વિષેનું વધારે પડતું દુઃખ પણ નથી. એમણે પોતાના પર ગુજરેલી વિપત્તિ પ્રકૃતિના અનંત ઘમસાણમાં અનિવાર્ય એવી એક પરિસ્થિતિ તરીકે સ્વીકારી લીધી હોય એમ લાગ્યું—એટલું જ નહિ પરંતુ પોતાને જ્ઞાનપ્રાપ્તિને માટે આટલો બધો નવરાશનો અને નવરાશમાં અભ્યાસ કરવાનો સમય મળ્યો તેથી જાણે એક પ્રકારની છુટકારાની લાગણી એ અનુભવતા લાગ્યા! બહાર હોત તો કામમાં ને કામમાં રચ્યાપચ્યા રહેવું લગભગ ફરજિયાત થાત, જ્યારે આ લાંબા કારાવાસમાં પૂરતી નવરાશ અને



અભ્યાસને માટે સમય મળ્યાં તેનો એક પ્રકારનો સંતોષ તેમના બોલવામાં દેખાતો હતો. સાધના વિષે એમની ધગશ હજી જોઈએ તેવી તીવ્ર અને લાગી નહિ પણ આટલું એ ખાતરીપૂર્વક કહેવા જેટલો લાંબો અમારે પરિચય થયો હતો એમ હું કહી શકું નહિ.

બીજુ એક સંસ્મરણ ભાઈ મોહનલાલ પરીખને આભારી છે. અમદાવાદમાં તે વખતે લગભગ વસવાટ વગરના જંગલ જેવા લાગતા—અને હવે તો શહેરના ભાગ બનેલા—ગુજરાત કૉલેજની પાસેના ડૉ. ચંદુલાલના બંગલામાં હું રહેતો હતો તે સમયની, એટલે કે ૧૯૧૬–૧૭ ની, એ હકીકત છે. મોહનલાલ અને પૂંજાલાલ તે વખતે મારી સાથે રાત્રે સૂતા હતા અને ઉપર અગાસીમાં કાંઈ અવાજ થયો. લાગ્યું કે કદાચ કોઈ ઉપર હોય. સ્વાભાવિક રીતે જ મોહનલાલ એવા હિંમતને કસનારા પ્રસંગોથી ટેવાયલા ન હતા એટલે એમના મન પર કાંઈક ભયની છાયા મેં જોઈ હોવી જોઈએ. પછી તો એને દૂર કરવા માટે જ જાણે હોય તેમ મેં મોહનલાલ અને પૂંજાલાલને પાછળની નિસરણી પર ચઢીને ઉપર જઈને તપાસ કરવાને કહ્યું. ગયા વગર ચાલે તેમ ન હતું. અને જતાં છાતી પૂરેપૂરી ચાલતી ન હતી ! ! આખરે પૂંજાલાલ અને મોહનલાલ બન્ને ઉપર ગયા અને ભયનું કાંઈ જ કારણ ન હતું એની ખાતરી કરીને પાછા આવ્યા. મોહનલાલને તો આ ઘટના ભયની લાગણી દૂર કરવા લેવાયલા ઉપાય તરીકે યાદ રહી ગઈ હતી. હું માનું છું કે ત્યાર પછી એમનામાં ભયની લાગણી ઘણી ઓછી તો થઈ ગઈ હશે.



## વ્યથિતને

વેદના અફળ, મિત્ર, છે ન કો,
ને ત્વદીય ભરી મૌન–દુઃખથી
વેદનામય અશાન્ત જિન્દગી
છે ન વ્યર્થ ક્ષણજીવી સ્વપ્ન શી.
સાગરે સભર વારિ–રાશિને
જો ધરાનું ઉર હોય સીંચવું,
તો તપીજ રવિ આતપે રહ્યો
તેહને જલધિ–અંક છોડવો.
અગ્નિમાં નહિ તપ્યા વિના પડે,
માટીથી જુદું સુવર્ણ કોઈ દી;
ને ચહે વિવિધ ઘાટ તે કદી
તો રિસાવું કયમ એરણે અને?
તાહરે ય જગપંકમાં રહી
છે લલાટ મહીં ઊગવું લખ્યું,
પંકને ય પછી તો ન શે સખા,
અર્પવી હૃદય–પદ્મથી સુધા?

[ આગામી 'પનઘટ'માંથી ] સ્નેહરશ્મિ

# ફાની જીવનનું એક કડવું સ્મરણ

વ્રજલાલ ત્રિવેદી

જેમાં મથુરી નંદાનો ત્યાગ કરે છે

'બારણું ઉઘાડ જોઉં ! આ માટે અંદરથી ઇસ્ટાપડી દઇ દીધી ?'

'એ...ના! ના! બારણું હવે નહિ ઊઘડે! હવે હું બારણું નહિ ઉઘાડું!'

એ મા...આ...રે...? મારે તારી પાસે આવવું છે...એ. હું ઘાસલેટ છાંટીને બળી મરું છું રે...એ. હવે મારે જીવવું નથી રે...'

અંધારા ઓરડાના એક ખૂણામાંથી ઉપર પ્રમાણેના અવાજ બહાર ફળીઆમાં સંભળાવા લાગ્યા.

પૃથ્વી ઉપર આભમાંથી કાળી ચાદર ધીમે ધીમે પથરાતી જતી હતી. ફળીઆ પાછળના ઘરની વચમાં મસ્ત પીપળો પોતાનું કલેવર હવામાં ફફડાવતો હતો. દુકાન વધાવીને ઘેર આવેલ પાડોશી વાણીઆને સાંસતા પહેલાં ચા તૈયાર કરવા સ્ટવનો ઊહકો ભભડાટ શરૂ થઇ ચૂક્યો હતો. આખી શેરી નિરવ શાંતિ લેવા તૈયારી કરતી હતી. શરીર ઉપર વાળ વગરનો એક દમયેલ કૂતરો 'ભગત' રાતની ચોકી કરવા માટે હાંફતા હાંફતા પોતાની ફરજ ઉપર હાજર થઇને હાઉં હાઉં કરતો બીજી શેરીના કૂતરાઓને આલએલ આપતો હતો. ફાની દુનિયાના બદકીસમ માનવીઓના કુટુંબ કલેશની વેદનાનું દર્શન કરવા સપ્તર્ષિનું મંડળ, ધીમે ધીમે આભમાં ડોકિયા કરતું ઉપર ચઢતું હતું, એવે સમયે ઉપરપ્રમાણે એક જીવન નાટકનો સત્ય પ્રવેશ ભજવાવાની શરૂઆત થઇ ચૂકી હતી. અને ગામના ચોકમાં ટાવરે તરત જ અગિયારના ટકોરાની સંજ્ઞા કરી.

બંધબારણાની, લોઢાના સળીઆવાળી જાળી પાસે ઊભા રહીને નંદાએ એની પત્ની મથુરીને વિવેકથી બે ત્રણ વખત કહ્યું કે:

"આવું કરવું એ આપણે માટે શોભે નહિં, બહાર કોઇ સાંભળે તો ખરાબ કહેવાય ઉઘાડી નાખ જોઉં બારણું!

પૂનઃ અંદરથી જવાબ આવ્યો...

વોય, વોય, મારી મા! મારે બારણું હવે નથી ઉઘાડવું રે...એ. મારે તો હવે આવી જ રીતની શોભા કરવી છે મારે...એ, બધાં સાંભળશે તો શું થઇ જવાનું છે...રે...એ.

સ્ટેશનના યાર્ડની બહાર જેમ ગાડીનો વેગ વધવા લાગે તેવી રીતે મથુરીએ એને જે કાર્ય કરવું હતું એનો વેગ વધારવા માંડ્યો.

આ ચરિત્રની અસર ધીરે ધીરે નંદાના શરીર ઉપર થવા લાગી. એની જાતી ઉપર મૂંજવણની અસર થવા લાગી. એનું કારણ એટલું જ કે, ઉંઘા કેટલાક મહિનથી નંદો ગંભીર માંદગીમાંથી નવે અવતારે બચ્યો હતો. એક ઓરારીએ બાજુના ઘરમાં, નંદાના મામા અને મામી, છોકરાં, વગેરે સૂતા હતા. તેમને જગાડ્યા. અને આ હકીકતે જાણી નંદાના મામાએ પણ શાંતિથી સમજાવી બારણું ઉઘાડવા કહ્યું.

મથુરીઃ-(તરત જ અંદરથી પ્રત્યુત્તર સંભળાયો).

એ...ના...ના...હવે હું આ બળી મુઇ. તમે બધા સુઇ જાઓ. મારે માથે દુઃખના ડુંગર ઊગ્યા રે...એ બાડી...રે...તું કયાં છો. રે...દેખાતી કેમ નથી...રે...એ.

નંદે તથા એના મામાએ વિચાર કર્યો, હવે આનું કરવું શું. કોઇ વાતે સમજે નહિ. પાડોશમાંથી બે ત્રણ બૈરાંઓને બોલાવ્યા. અંદર આવી અને તેમણે પણ સમજાવવાની શરૂઆત કરી. શેરીમાં પણ બાંધા આગળ, રેડિયો મથક આગળ કોઇ નેતાનું ભાષણ સાંભળવા માણસો ભેગા થઇને એકચિત્તે સાંભળે તેમ શાંત અને સ્વસ્થ એકચિત્તે આ હકીકત કાન દઇને સાંભળવા લાગ્યા.

બેટા મથુરી...ઉઘાડ બાપા ઉઘાડ! ગામનું માણસ સાંભળે અને ઠેકઠેકાણે જોવે ઈ એમાં આપણી આબરૂની શી શોભા! દીકરા ઉઘાડ જોઉં મથુરી! ડાહી થઇ જા જોઇએ. લે બોલને હવે? તારી જેવું કોલેજમાં ભણેલું સિનિયર થયેલું છોકરું આવું કરતા કરશું હશે વળી?



આગળ કરતાં વેગ વધ્યો અને ભુમરાણ સથે અવાજ આવ્યો.

"હવે તમે બધા અહિંથી વયા જાવ રે,.. હાય... હાય...હાય, મારૂં બધું બળીઓલાણું, હવે હું જ બાકી રહી. તમે બધા જાઓ પછી મારે શાંતિથી બળી મરવું છે. અરેરેરે...ઘાસલેટ તો આ ડબામાં જોયાણું પણ...દીવાસળી ક્યાં હળગી ગઈ ! તાકડે છયે જડતી નથી, મા...રે, હવે હું કેવી રીતે બળી મરીશ માડી રે...એ ?"

"હે બાઈ રામ્ય રામ્ય હવે હદ થઈ. આમ સક-ડોળ શું જોઈને સડવા માંડી. બારણું ઉઘાડી નાખને બાઈ...તારી કરતા અભણ બાઈડી હારી. આવા સરીતર તો ભણેલાને જ આવડે બાઈ, રોગાં હવે તો સુધરેલા છોડીયુને ભણાવા જ ઉમટ્યા છે. જાણે મોટી હાકેમ ને કરવી હોય !"

કંટાળીને આવેલાં બૈરાંઓ, બારી પાસે ઊભા રહીને એકબીજાના કાનમા ગણગણાટ કરે છે. બે હાથ લાંબા કરીને ! આવું તે ક્યાંઈ ભાળ્યું છે રોયુ ? આ તો વરી નફ્ટાઈ નહિ તો બીજુ શુ ? ભણી ભણીને તો ચોપટીની જેમ ધણીની હામે બોલકીયુ જ કરવી છે ને ?

બે એક મિનીટની શાંતિ પથરાઈ, મથુરીએ ઘણી જ બારણું ન ઉઘાડવાની હઠ પકડી લીધી હતી. નંદાનું સાસરું ગામમાં જ હતું. અને એ રહેતો'તો, એનાથી ૨૦ થી ૨૫ કદમ દૂર જ મથુરીના પિતા રહેતા હતા. એમને બોલાવવા માટે માણસ મોકલ્યું. દરમિયાન બારની હિલચાલ સાંભળવા મથુરીએ અંદરનું કબાટ અંધારામાં જ ઉઘાડયુ, નંદાને વધુ ડર લાગ્યો. કે હવે ચોક્કસ અંદરથી દીવાસળીનુ બાકસ લેવા તૈયારી કરે છે. એટલે ફરી નંદે કહ્યુ, કે હવે તું બારણું ઉઘાડી નાખ, તારા બાપાને બોલાવવા માણસ મોકલ્યું છે.

નંદાના આવા વાક્યોનો જવાબ નંદાને મળ્યો નહિં. એટલે એને વધુ ચિંતા થઈ બહાર બધા વધુ ગભરામણમાં પડયા. અને એમ થયું કે કદાચ ગળા-ટુંપ ખાધો લાગે છે...

પણ આ નાટક ભજવાઈ ગયા પછી નંદાએ જયારે અંદર તપાસ કરી ત્યારે કબાટમાંથી બે સોનાની બંગડી અને એક ચેઈન ધીરે રહીને આ બે ત્રણ મિનિટના ગાળામાં કબાટમાંથી સેરવીને મથુરીએ પોતાના હાથ તથા ગળામાં પહેરી લીધા.

જીવન નાટકના પ્રવેશનો બીજો પડદો બહુ જોસથી ખુલે છે. મથુરીના બાપા ઓઘડશંકર તથા બીજા ચાર પાંચ પડોશીઓ પણ ઘરમાં પ્રવેશ કરે છે. ઓઘડશંકરના ઓશરીરમા પ્રવેશ થતાં મથુરી વધુ આવેશમા આવે છે.

ઓઘડશંકર કહે દીકરી ! મથુરી ઉઘાડ તને આ શું થયું ! આ બધુ શું ? તું મારી બધેકા કુટુંબની દીકરી, તારે વળી દુઃખ શું ? તારી પાછળ તો હું પીસ્તાળીસ વરસનો સીંહ જેવો બેઠો છું તને કાંઈ કોઈ કહેતો ફાડી જ ખાઉંને ! મારી દીકરી જલદી ઉઘાડ, જલદી ઉઘાડ.

(ભયંકર કકળાટ કરી) અંદરથી. મથુરી કહે:

"એ...તા. બાપુજી...તમે શું કામ આવ્યા, તમારે નહોતું આવવું હું તો એ આ બળી મરૂં છું. આ મારા હાથમાં ઘાસલેટનો ભરેલો શીશો છે, માથા ઉપર રેડું એટલી જ વાર છે"

ઓઘડશંકર : એ ના. ના. ના. મથુરી બેટા, એવો બળી મરવાનો જુલમ તું કરીશ નહિં, ઈ તો આપઘાત કહેવાય. સાત જનમારા બળવું પડશે, તું મારી દીકરી ભણેલી છો જરા સમજ તો ખરી ! તને કોણ બળી મરવાનું કહે છે ? એની જીભ જ કરડી ખાઉંને ?

મથુરી : (અંદરથી) એ...બાપા... મને એમણે ઘાસલેટનો શીસો અને બાકસ ચીંધ્યા. મને નરક ઠહેરવાનું કીધું...! મારી મરી ગએલી માને ગાળ્યું દીધી. મારે માથે દુઃખના ડુંગરા ખડકાણા બાપુજી...ઈ, હવે તમે એકદમ વયા જાવ હું હવે એકદમ બળી મરૂં છું. આ ઘાસ-લેટનો શીસો રેડયો, હવે દીવાસળી ચાંપુ એટલી





જ વાર છે. પણ દીવાસળી જડતી જ નથી. બાપા...રે

પછી તરત જ ઓઘડશંકરે બારી પાસેથી નંદાને ધક્કો માર્યો નંદા થાંભલી સાથે ભટકતો રહી ગયો. અને અસ્વસ્થ શરીરે ફળીઆમાં પથારી ઉપર મન કાબુ રાખી શાંત બેસી રહ્યો. નંદા તરફ તાકીને રાક્ષસની જેવી ભયંકર મુખમુદ્રા કરીને ઓઘડશંકર ગર્જના કરી ઊઠયા જાણે અષાઢ ગહેંકયો.

આવડા ચશ્માએ કીધું તને ? ઓય મારા હાળો ચશ્મો. મારી દીકરીનો ધાંસલેટનો સીસો બતાવ્યો લે... અને એની મરો ગમેલી આને સાચવ્યું દીધી કાં ? ચાકુએ ચાકુએ હુલાવી નાખું હાળા ચશ્મા ! બ્હાર નીકળી જો બ્હાર પછી ખબર પાડું અને વળી કર્મોનો દીકરો રોજ હવારમાં મારી દીકરીને હનડી નાખે, દાતણ કરવા બેહે, તે ચશ્માને કોયળો પાથરી દેવો પડે, દાતણને પલાળી દેવું પડે, પાણીનો ગલાસ જોવે, અંદર કોગળા કરવા મીઠું જોવે, હ્યો કો જાણે ઘરે તિજોરી ફાટી જાતી હોય એમ લોઈ પી ગ્યો લોઈ મારી કુટડી મથુરીનું.

ઉઘાડ જોઈ બાપા ! ઉઘાડ જોઈ ! હું તને કરગરું છું. આ મારી ઉંમર જો. હું વિધુર. હજી તારે એકનો એક ભાઈ પરણાવવો છે. અને આ ઓલી તારી નાની બહેન, મરણ પથારી ઉપરથી માંડમાંડ બેઠી થઈ છે એની પણ તને દયા નથી આવતી ?

( અંદરથી ) મથુરી...એ ના...ના...બાપુજી... હવે હું નહિં ઉઘાડું હું તો આ બળી મરી. એ... બા...રે...હું આ આવી.

( ધાંસલેટનો સીસો અંધારામાં ઢલવાય છે. અને એની વાસ ચારે તરફ ફેલાય છે. )

ભયંકર મુખમુદ્રા સહિત એનો બાપ ઓઘડશંકર હાથમાં ગોળ પત્થર લઈ જાળિયા પાસે જાય છે.

જાળિયા બહાર બીજા આપઘાતનું નાટક શરૂ થયું.

ઓઘડશંકર : ત્યારે જો આ મારા હાથમાં પથરો છે. જેવી તું દીવાસળી ચાંપ એ પહેલાં જ હું અહિં સામે જ માથું ફોડું છું. એ...રહેવા દેજે હો... એ...તું સળગીશમાં હો...હું માથું ફોડું છું, આ જો...મારા હાથમાં પથરો ભટકાડું એટલીજ વાર છે.

મથુરી : ( અંદરથી ) એ–ના–ના–બાપુજી–ઈ.

ઓઘડશંકર : ( બ્હારથી ) એ–હા–હા...મારી મથુરી તારી અને મારી હાડકી બજારમાં હારે જ નિકળશે બેટા મથુરી. લે જોઇ લે તારે દીવાસળી સળગાવી જો જોઇએ, એટલે લોહીની ધારાવડી જ કરું આ ઘડીએ.

એટલામાં મથુરીના દૂરના કાકા અને બીજા બે ત્રણ પાડોશીઓ જાળી નજીક આવીને—

મથુરીના કાકા : આઘા ખસો ઓઘડભાઇ...કેમ બેઇ, શું છે તારે, ઉઘાડવું છે કે નહિં હવે ? કે આમ ધાંધલ જ મચાવવી છે ? પહેલાં ઉઘાડી નાખ ઝટ પછી તારે જે કહેવું હોય ઈ કેજે. નહિં તો હમણાં બારણું ખેડવી નાખવું પડશે સમજીને ?

મથુરી : (અંદરથી) એ...મારે હવે બળી મરવું છે. કાકા...મારે હવે કશું કહેવું નથી કાકા. હવે તો બળી મર્યે જ છુટકો છે. કાકા.

મથુરીના કાકા : તો પણ હવે બળી મરવું હોય તો પછી વાર કેટલી ? આખા ગામને ભેગું કરીને બળી મરવું છે તારે ? બળતા હશે ઈ ગામ ગજવીને બળતા હશે ખરુંને ? લે ઉઘાડ હવે પોપાગાળા કરતી નકામી. ખોટા ઢોંગ કરતી. એલા કોણ છે ? કોશ લઇ આવો કોઇ બારણું જ ખેડવી નાખવું પડશે, આણે તો ફજેતી જ આદરી છે.

બે જણા કોશ-લેવા દોડે છે.—શેરીના માણસોને આ નેપથ્યમાં ભજવાતા પ્રવેશને સાંભળવામાં તીવ્ર રસ પ્રગટે છે—

વાતાવરણ વધુ ગમગીન બને છે. હવામાં ઝુલતો પીંપળો શાંત થઇ જાય છે. વાણીઆના રટવનો



ભભડાટ એકાએક બંધ થઇ જાય છે. ઓલ્યો દમલેલ બગત પણ મોઢાની લાળ ઉડાડતો શેરીના માણસોના ટોળા પાસે કાન અને પૂંછડી ઉલાળતો બારણા પાસે ખડો થઇ જાય છે. અંધારપછેડીની પાછળ નભમાં ઊંચે, ચઢતા સપ્તર્ષિમંડળે પણ વધુ ઉપર ચઢીને ડોકિયાં કરવાનું માંડીવાળી, એટલેથી જ અદ્દશ્ય થવાનું નક્કી કર્યું. બીચારા સાતે જણા આંગીરસ જામદાગ્નેય, કશ્યપ, ભારદ્વાજ, વગેરે આ પોતાના ઊંચા કુળના વારસદારોના અહકુકુંભના ભવાડા જોઇને શરમાણા તે ઠેઠ પાતાળમાં ઉતરી ગયા; કે ભાગો ભાઇ, આ તો હવે આપણા કુળમાં સતીઓને બદલે શંખણીઓના ચરિત્રો આપણાં પવિત્ર કુળોને બુડાડવા પેદા થવા લાગી, એટલે એ પણ બધા ભાગી ગયા.

કોશ લઇને બીજી તરફથી તાબડતોબ બે માણસો હાજર થઇ ગયા તે અગાઉ બીજી તરફથી નંદાના મામાએ પણ પોતાના જીવને હોડમાં મૂકયો, એક વીસ વર્ષના જુવાનને સાથે લઇ ઓરડાના મેડા ઉપર વિલાયતી નળીઆનો ખપેડો તોડીને અંદર ઉતારવા પ્રયત્ન કર્યો.

નંદાનાંમામા : એલાભાઇ! જુવાન. જો જે હો! અંધારૂ ઘોર છે. જરાક ભૂલ્યો તો તો સોએ સો પુરા. કયાંથી ચઢશું ખોરડા ઉપર ! માળું... કયાંઇ લાગ નથી ઉપર ચઢવાનો.

જુવાન : હા માળું કયાંયથી ટીકી લાગે એવું નથી. એક વાતે બની શકે. કાકા! તમે આ રાંધણીઆ વાળા ખોરડા ઉપર ઘોડો થાઓ તો હું ટીંગાઇને ઉપર કૂદી પડું. ઇ શીવાય બીજો ઉપાય નથી.

નંદાનામામા : એલાભાઇ! ઇ તો સાહસ કહેવાય. કયાંક તું તો કાળાટીલી દઇને ઘડીકમાં, નાસકણીમાં વળી કયાંઇ કૂદકણું ઊભું કરીશ.

જુવાન : હવે કાંઇ નથી થાવું તમુ તમારે ઘોડો પલાણોને, આ ઘડીએ ખોરડા ઉપર કુદયો જુઓને.

મહામહેનતે બંન્ને જણા અંધારામાં ખોરડા ઉપર ચઢે છે. હવે કયાંથી ખપેડો તોડવો એ વિચારમાં ક્ષણવાર આજુબાજુ જાતા નળીયા આઘાપાછા કરવા લાગે છે.

જુવાન : એ આંપથી કરો ઉંચા નળીયા આવડો આજ ઓરડાના અંદરનો ભાગ લાગે છે. જુવાને નળીઆના ખપેડાના ચોકઠામાં પોતાના મજબુત શરીરને અંધારા ઓરડામાં તોળ્યું.

જુવાન : મેડાના નીચેના ભાગથી ખપેડો ઘણો ઊંચો હતો, લાકડાનું પીઢીયું કયે ઠેકાણે છે કાકા! પીઢીયાના આધાર વગર પડાય એવું નથી. અહીંથી તો ટાંટીઆના ટુકડાજ થાય.

ખપેડાના ચોકઠા સાથે તોળાએલા જુવાને અંદર ઝુલતા પડકારો કર્યો.

નંદાનમામા : એલાભાઇ બાળા તું ઉપર આવી જા અહિંયા શુરાતનનું કામ નથી અહિંયા કળે કામ કરવું પડશે. જુવાનને ઉપર ખેંચી લીધો.

તુરતજ નંદાના મામા અંદર સોળાણા. ધીરે રહીને દિવાલ ઉપરની લાકડાની ખીલી પર પગ ટેકવ્યો. એક નાની પીઢડી ઉપર બન્ને પગ મૂકી હળવે રહીને નીચે લટકી પડયા. શરીર જરા ધ્રુજી ઉઠયું. પરસેવો રેબઝેબ છુટવા લાગ્યો. હવે તો ડયા વગર છુટકો ન હતો. પાછળથી જુવાન પણ અંદર ઉતર્યો બન્ને જણા મેડા ઉપર તો ઉતર્યા. રૈ ટલામાં દોઢ કલાકથી બળવાની તૈયારી કરતી મથુરીએ ઊભા થઇને દાદરાનું કમાડ પણ અંદરથી દઇ દીધું. બારે મુશ્કેલીમાં મૂકી દીધા, ઘાસલેટનો સીસો શરીર ઉપર રેડવાને બદલે જમીન ઉપર ઢોળી નાખ્યો. ઓલ્યો જુવાન અને નંદાના મામા પણ ગભરાણા. ઘાસલેટનો ડબો દાદરા નીચે ખૂણામાં ભરેલો પડયો હતો. ન કરે નારાયણ અને દીવાસળી ડબામાં ચાંપે એકાદ લુગડાનો ગાભો નાખી દે તો દાદરો આખો સળગે, જમીન પર રેડયું છે ત્યાં પણ ચાંપે તો આખી ખાટ ભડભડ સળગવા માંડે, એટલે દાદરામાં ઊભેલા પેલા જુવાન તથા નંદાના મામાને પણ ભાગવું બોં ભારે થઇ પડે, બન્ને જણાએ વિચાર કર્યો કે એક સાથે પગનું પાટું મારીને દાદરાના આડશના પાટીઆ ઉખેડી નાખવા





આ પ્રમાણે અહિં બંન્ને પાટુ મારવાની તૈયારી કરે છે ત્યાં બ્હારથી બે ત્રણ માણસો લોઢાની કોશો ધરાવીને ઓરડાના બારણાં ભેડવી નાખવાની તૈયારી કરવા લાગ્યા.

મથુરીના કાકા– લે હવે બારણું ઉઘાડવું છે કે અમે બારણું ભેડવી નાખીએ !

મથુરી–(ઓરડાની અંદરથી) બારણું ભેડવશો નહિં... મારે બળવું જ છે. પણ અંધારામાં મને દિવાસળી નથી જડતી. હવે મારે શું કરવું...રે (બહાર બધા એકી સાથે) એવા મારો ઝાટકો ! શાબાશ હો કરો બળ ! કરાક કરતીકને અંદરની ઈસ્ટાપડી લાકડાની સાથે ઘસાઈને બારણું કડાક દઈને ઊઘડી ગયું એની સાથે જ દાદરામાં ઉભેલા જુવાને અને મ્હારા મામાએ પગના જોરથી પાટુ મારીને દાદરાનું પણ તોડી નાખ્યું અને ઢુડુડુડુ કરતાકને બધા અંદર દાખલ થઈ ગયા.

અંદરનું દૃશ્ય જુદું જ હતું. નંદાની પત્ની મથુરીએ ઘણી જ સીફતથી આખો પે ઘાસલેટનો બાટલો પોતાના શરીરને એક પણ છાંટો અડાડયા સિવાય જમીન ઉપર, પોતે જે ખુણામાં બેઠી હતી તેનાથી ચાર હાથ દૂર ખાટ નીચે, જમીન ઉપર ઢોળી નાંખ્યો હતો. જે ઠેકાણે પોતે બાકસ' દીવાસળીનું રાખતી હતી. ત્યાં જ દોઢ બાકસ ભરેલું બારી પાસે પડેલું હતું, ઉપરાંત અડધો ડઝન બાકસ ભરેલાં, અંદર રહીને એણે જે કબાટ ઉઘાડયું તેમાં તેની સામે જ પડ્યાં હતાં. ફાનસ સાફ કરવાના ગાભા ત્રણ ચાર જુદા જુદા અસ્તવ્યસ્ત ગોઠવી રાખ્યાં હતાં અને પોતે સહીસલામત રેડીઓના મથક ઉપર લાઉડસ્પીકર સામે જેવી રીતે કોઇ ગાવાવાળું કે ભાષણ કરવાવાળું શાંતિ અને સ્વસ્થતાથી બેઠું હોય તેવી રીતે ઓરડાના એક બાજુના ખુણામાં લપાઈને સ્થાન મેળવી લીધું હતું. ઘર નંદાના મામેનું બળવાનું હતું. ઘાસલેટ મોંઘા ભાવનું નંદાનું ઉંધું વાળ્યું.

મથુરીની જીભ અને ગળામાં આજે ભણતરની ખુમારીનો જે તરવરાટ પેદા થયો હતો, એણે શેરીના અને ગામના ઉંઘતા માણસોને જગાડીને, આજની ભણેલી ચાલાક સ્ત્રીઓ ગૃહકલેશના બાના પાછળ બળી મરવાનો ખોટો ઢોંગ કરવાની કેટલી તૈયારીઓ કરે છે તેનું આબેહૂબ નાટક ભજવી બતાવ્યું અને નંદાની જેવા દુનિઆના ભોળા પતિઓને ખ્યાલ કરી બતાવ્યો કે સ્ત્રીઓ ભણતરને ટોડલે પહોંચ્યા પછી કેટલો ભાવપૂર્વક અભિનય કરે છે. તેનો આ તાદૃશ દાખલો જોઇને અમારા અભિનયની તમારે મુક્ત કંઠે પ્રસંશા કરવાની છે.

(પ્રવેશ છેલ્લો)

દૃશ્ય

કડકડાટ અને ભડભડાટ સાથે બંન્ને બાજુનો દરવાજા ઊઘડી જાય છે. બધા ઓરડામાં પ્રવેશ કરે છે ઉપર પ્રમાણે વર્ણન કરેલું દૃશ્ય ઓરડાની અંદર દૃષ્ટિગોચર થાય છે.

ઓધવશંકર : (એક જબ્બર ધુરકાટ સાથે અંદર ધસી જાય છે) આઘા ખસી જાઓ ! આઘા ખસી જાઓ ! મારી કુંવરી મથુરી દીકરીને બધાયે ગભરાવી મૂકી, (દીકરીને બે હાથે પકડી લે છે)

મારી રતન,! દીકર્યો,! બેટા ! મથુરી ! તું શું કામ બળ્ય બાપા ! હાય ઉભી થા ઝટ. આઈ નરકમાં એક મિનિટ આપણે રેવું નથી મારો હાળો ચરમો નફ્ફટ, મારી રતનને રોળી નાખવા તૈયાર થયો.

મથુરી : (મોટેથી રડતી) એ...બા...પા... આ મારે તમારે ઘેર નથી આવવું. પછી મને અહિંયાં આવવા નો દયો; હું તો અહિંયાં જ રહીશ બાપા...રે

ઓધવશંકર : અરે વાત છે કાંઈ ! તને તો આવવા દે તો આપણે આવવું જ છે કયાં પાછું. પીસ્તાળીસ વરસનો હજી બેઠો છું ને હું ! છવડા ય રાંડના ચરમાને બીજી મળશે પણ મને કોઈ તું બીજી મળવાની છે. દીકર્યો ! હાલ્ય ઉઠ ઘરે. મારે તારી બહુ જરૂર છે. હું વિધુરે છું. ઇ તને નથી ખબર દીકરી ! મને રોટલા ઘડી દેવાવાળું



જોશેને ! રોટલાનો ક્યાં દકાળ પડયો છે આપણે ઘેર તે આ નરકમાં રાખું તને !

( છોકરીના કાકા તરફ લાંબા હાથ કરીને અભિનયથી )–સ્યો તમે આંધ કુવે નંખાવી મ્હારી દીકરીને, તમારે કાંઈ એમાં ! હાશ્ય બાપ ઉભી થઇજા -એક દિકરી છે એમ તું મારે બીજો ( ફિકરની ન્હેંચણીમાં નહિ માત્ર વિધુર બાપને રાંધી ખવરાવવામાં. )

- ત્હારી માએ ગામતરૂં કર્યું અને દિકરો હજી કુંવારો એટલે જ મારે તને આટલી મમતાથી ઘેર લઈ જવી જોવેસને બાપા ! દીકરાને હજી પરણાવવો છે બેટા, ત્યાં સુધી તો ત્હારૂં ડગલે ને પગલે કામ છે. મ્હારી રતન ! મથુરી, હવે તો મરી જાઉં ત્યાં ત્યાં સુધી તને મોકલવાનો જ નથી. એ ઇ...ને લીલાલેર.

સાડલો સંકોરતી મથુરી એના પિતા ઓઘડશંકર સાથે ઝડપથી અદશ્ય થાય છે....બીજે દિવસે એક ભરવાડણ ઓઘડશંકરને ઘેર દૂધ દેવા જાય છે. એ મથુરીને પુછે છે.

ભરવાડણ : એલી બાઇ આ તને હું પુછ્યું. વાણીયા, બ્રાહ્મણનું સોરું થઇને આવું બળી મરવાનું તને શોભે ?

મથુરી : એ ના...ના કાકી તમે હમજો નહિં ને ? મારે બળવું-'તું ક્યાં, ઇ તો મારે દખાવવાતા બધાને, બળે નઈ ઇવડો ઇ ?

આવું કરીઇ તો જ આપણું ધાર્યું ઘરમાં થાય ને ? નકરતો આવા ઓતડા ધણી આપણે માથે પેધી જાય પેધી ! શું હમજ્યા ? તમે અબુધ ભરવાડ. આમા તમને હમજાણ નો પડે. અમે શેરમાં ભણેલા તે આવી કળું જાણીઇ.



## — વિચારપુષ્પ —

આ માનવીના ઉરથી ખીલીને
વિચારનું કોમળ પુષ્પ ન્હાનું,
નવા નવા રંગ ધરી મઝાનું
આશા ધરે – પ્રાણ પરાગ અર્પી,
દશે દિશામાં સુજ કીર્તિ સ્થાપું
ઉરે ઉરે પ્રેમ – સુવાસ પ્રેરું.
ના ભાન કે પુષ્પ અનેક એવાં
ઉગે ઉગે ત્યાં કરમાઇ જાતાં,
ને જો કદાપિ ક્ષણ એ ઉગે તો
વંટોળિયો માનવના અહંનો,
ક્ષણે ક્ષણે ભીષણતા વધારી
ઘુમંત એ ચક્કર માંહી તેને
જમીન સાથે પટકાવી દેશે.
ફસાવી, ટોળી; રગદોળી દેશે !

ભાસ્કર વ્હોરા

# રંગ સજાવટનું નવું વિજ્ઞાન

પદ્મકાન્ત ર. શાહ

બોંતેર ડિગ્રી ફેરેનહાઈટથી વધુ ઉષ્ણમાન ન હોવા છતાં 'એર કંડિશન' કરેલી એક કારખાનાની ઓરડીમાં કામ કરતી સ્ત્રીઓએ ઠંડી લાગવાની ફરિયાદ કરી હતી. તેની દિવાલોનો આસમાની હરિત રંગ બદલીને પીળો કરવામાં આવતાં એ ફરિયાદ મટી ગઈ, બીજા કારખાનામાં કાળા રંગની પતરાંની પેટીઓ ઊંચકતા મજૂરોએ પીઠ દુઃખી જવાની ફરિયાદ નોંધાવી હતી. એ જ પેટીઓને ઝાંખા લીલા રંગે રંગવામાં આવતાં પેલા જ મજૂરોએ કહ્યું, 'આ હલકા વજનની પેટીઓથી અમને ભારે રાહત રહે છે!'

રંગના આવા જૂલાવામાં નાંખતા ચમત્કારિક ગુણો વિજ્ઞાનને અજાણ્યા નથી, સામાન્ય માણસને નીલરંગી ઓરડીની ગરમી તેટલી જ ઉષ્ણતાવાળી રક્તરંગી ઓરડીની કરતા ઘણી ઓછી જણાશે. તે જ પ્રમાણે, ઘેરા રંગની વસ્તુઓ આછા રંગની વસ્તુઓ કરતાં સરખા વજનવાળી છતાં પ્રમાણમાં ભારે લાગશે. ગયા દસ વર્ષમાં રંગ આયોજનનું એક નવું શાસ્ત્ર (Science) ઊભું થયું છે, જે રંગના આવા ચમત્કારિક ગુણોને લક્ષમાં લઈ જીવનના અનેક ક્ષેત્રોમાં બહોળા પાયા ઉપર રંગોની અનુરૂપ સજાવટ કરવાનું વૈજ્ઞાનિક જ્ઞાન આપે છે.

શ્વેતરંગ એ સાત રંગોનો બનેલો છે એ વાત જાણીતી છે, શ્વેતરંગનું ત્રિપાર્શ્વ કાચ વડે વિભજન કરતાં તેનું મેઘધનુષના રંગોમાં રૂપાન્તર થઈ જાય છે. આ રંગોમાં નીચેના સાત રંગો છે. જાંબલી, ભૂરો, આસમાની, લીલો, પીળો, નારંગી અને રાતો. હવે આ રંગોમાં જાંબલી, ભૂરો, આસમાની અને લીલો એ ઠંડા અને આહ્લાદક રંગો છે અને પીળો, નારંગી અને રાતો એ ગરમ અને તંગ રંગો છે. હોવર્ડ કેચામ ( Howard ketcham ) નામના એક જાણીતા રંગ નિષ્ણાતે પેટ્રોલ પંપ સ્ટેશનોના રંગોનું યોગ્ય આયોજન કરીને સ્ટેશનોનું પેટ્રોલ વેચાણ પ્રથમના કરતાં દોઢું કરી આપ્યું હતું. રક્ત રંગ માણસને કાર્યરત બનવાની પ્રેરણા આપે છે જ્યારે લીલો રંગ ( જે રંગ નિસર્ગનો પણ છે ) શાંતિ અને સુખ ઉત્પન્ન કરે છે. લંડનની અંદર 'બ્લેક ફ્રાયર્સ બ્રિજ' લોકોને આત્મહત્યા કરવા ઉશ્કેરતો એમ મનાતું. એનું કાળું લોખંડી સ્વરૂપ જ્યારે તેજસ્વી લીલા રંગમાં બદલી નાંખવામાં આવ્યું ત્યારે આત્મહત્યાનું પ્રમાણ એક તૃતીયાંશ ઓછું થઈ ગયું હતું.

ઘણા પ્રાણીઓ ઉપર રંગની અસર બિલકુલ હોતી નથી. પણ જંતુઓ ઉપર આની ઘણી અસર થાય છે. આસમાની રંગ માખીઓનું અપાકર્ષણ કરે છે. શિકાગોમાં એક કંદોઈએ પોતાની દુકાનની કાચની એક બારી સૂર્યનો તડકો ઓછો કરવા ભૂરી રંગી હતી. તે વખતે એમ જણાયુ કે જ્યારે બીજી બારીઓ ઉપર માખોનું જૂથ જામેલું હતું ત્યારે એ બારી આગળ એકકે માખી ફરકતી ન હતી! પરંતુ મચ્છરો ભૂરા રંગથી આકર્ષાય છે. યુદ્ધમાં નૌકાદળને ભેજવાળી જગ્યામાં કામ કરતા નાવિકોનો ભૂરો યુનિફોર્મ બદલી નાંખવો પડ્યો કારણ કે એના વડે તેમને વધુ મચ્છરો કરડતા હતા! મચ્છરો અને બીજા રાત્રે ઊડતા જંતુઓ તેમજ જીવડાં ઘેરા નારંગી રંગના પ્રકાશ વડે દૂર હટી જાય છે. રાત્રિનું નિયોન લાઈટ મચ્છરોને આવતાં અટકાવવામાં મદદરૂપ થઈ પડે છે.

રંગની આ પ્રતિભાનો ઉપયોગ કરી વહાણના માલિકોનું ઘણું દ્રવ્ય બચી શકશે. બાર્નેકલ નામના જંતુઓ ઘેરા રંગોથી ઘણા આકર્ષાતા અને વહાણના તળિયામાં આવા ઘેરા રંગો લગાડવાને પરિણામે વહાણો પર બાર્નેકલ જંતુઓની સારા પ્રમાણમાં જમાવટ થતી અને તેથી તળિયાં જલદી ખવાઈ જતાં. તળિયાં પર શ્વેત અથવા આછો લીલો રંગ કરવાથી બાર્નેકલનો હુમલો બંધ થઈ ગયો અને અમેરિકન વહાણવટાને પ્રતિ વર્ષ ૧૦૦,૦૦૦,૦૦૦ ડોલરનો બચાવ થઈ શક્યો.

યુદ્ધ દરમિયાન ઉદ્યોગોનો વિકાસ થતાં આ રંગ



–આયોજનની કળાને સારો એવો વેગ મળ્યો છે અને હવે દરેક કારખાનામાં રંગોની સુયોગ્ય સજાવટ કરી કાર્યકરોને એકલી રાહત જ નહિ પણ પ્રકાશનું પ્રમાણ વધારી ઉત્પાદનની વૃદ્ધિ આણી શકાઈ છે. એક લોખંડના કારખાનામાં યંત્રોના સ્થૂળ ભાગોનો રંગ રાખોડી અને ગતિમાન ભાગોનો રંગ ઝાંખો કેસરી કરવામાં આવ્યો છે. ત્યાં છતનો રંગ સફેદ રાખેલો છે અને દિવાલો તથા સ્તંભોનો રંગ આઠ ફૂટની ઊંચાઈ સુધી ભૂખરો લીલો રાખવામાં આવ્યો છે, જ્યારે ભોંય તળિયું રાખોડી રંગનું છે. આગ હોલવવાના સાધનો લાલ રંગના છે અને પ્રાથમિક સારવારનાં સાધનોની પેટી લીલા રંગે રંગેલી છે. છેડાના ભાગો અને કિનારો પીળા રંગના રંગી તેમના પર કાળા પટ્ટી મારવામાં આવી છે અને સ્વિચો તથા ચાવીઓની પેટીઓ ભૂરી રંગવામાં આવી છે.

આવી રીતે રંગની સજાવટ જોનારના મનની અંદર પ્રસન્નતા ઉત્પન્ન કરે છે. પ્રકાશનો પણ વ્યય થતો તે બચાવે છે. કેમ્બ્રિજ ઇન્સ્ટ્રુમેન્ટ કંપની, ન્યુયોર્ક, જણાવે છે કે આ 'કલર કંડિશનિંગ'ને પરિણામે તેના ઉત્પાદનમાં ૧૫ ટકા કામ કરવાની ચોક્કસતામાં ૪૦ ટકાનો વધારો તો થયો હતો. તે ઉપરાંત કાર્યકરોની ગેરહાજરીમાં ૬૦ ટકા જેટલો ઘટાડો પણ થયો હતો! બીજી એક ફેક્ટરીએ એવું નિવેદન કર્યું હતું કે બે મહિનાની અંદર જમીન પર પડીને કચરા ભેગી વળાઈને ખોવાઈ જતી વસ્તુઓ બંધ થઈ જતાં રંગામણીનો થએલો ખર્ચ વસુલ થઈ ગયો હતો! અકસ્માતોના આંકડામાં પણ સુયોગ્ય રંગામણીને લીધે સારો ઘટાડો નોંધાયો છે તેમજ આંખોનું સંરક્ષણ થઈ શક્યું છે.

રંગોની શોધ સર આઇઝેક ન્યુટને વર્ષો પહેલાં કરી હતી પણ તેમના ચમત્કારિક ગુણો તો હમણાં જ લક્ષમાં આવ્યા હોઈ એવું સર્જાયેલું શાસ્ત્ર તદ્દન આધુનિક છે.*

* Popular Science, June 1947 ના એક લેખ ઉપરથી.



## મનવા

ઓ મનવા રે મનવા!
ભૂલ નહિ– ભૂતકાળ ભયાનક
પા પા પગલી પાડી અચાનક
વ્યોમ સદનમાં– સાગર મધ્યે
કૂદી રહ્યો – ઉડી રહ્યો. ૧

ઓ મનવા રે મનવા!
મંત્ર યુગે મહાનલ પ્રગટાવી
યંત્ર યુગે અણુશક્તિ સજાવી
વિશ્વ શક્તિનું સત્ય સનાતન
ફૂંઢી રહ્યો – યોજી રહ્યો. ૨

ઓ મનવા રે મનવા!
પરમ બ્રહ્મના નિગૂઢ તત્ત્વને
ગ્રહ ઉપગ્રહની ભવ્ય સફરને
કાળ કિનારે ઘૂમી ઘૂમીને
શોધી રહ્યો – યોજી રહ્યો. ૩

ઓ મનવા રે મનવા!
યુગયુગ કેરા રંગ પુરેલું
જગત સિદ્ધિનું ચિત્ર મધુરૂં
કોણ કહેતું રહ્યું અધુરૂં?
પૂછી રહ્યો – મોહી રહ્યો. ૪

ભાસ્કર વ્હોરા

[ ૧૫ ]

## અવધિ રે! અવધિ!

ધૂમકેતુ

રે ચિતોડી રાણા વીર લખમશી! તને સંભારીએ છીએ અને અમને લાગે છે કે કાં તો તું આ ભૂમિનો નથી, કાં અમે આ ભૂમિના નથી!

બલિદાનનો મહિમા ગાતી કેટલી કેટલી ચારણ બિરદાવલિઓએ, રજપૂતીના વીરરસને વીરસહરી છંદમાં ખડો કર્યો છે, પરંતુ એ વીરસહરી છંદ પોતે પણ, તારી આ વીરતા વિષે સાંભળીને એક ઘડીભર તો ઠરી જ ગયો! એના દેહમાં સમાય એના કરતાં વધારે વીરરસ—વીરરસ શું? નર્યો લોહરસ—એમાં હતો!

તેં જે વીરચરિત રેખ્યો'તો, રાણા! તારે તોડને આંગણે, એણે તો ડુંગરમાળા અરવલ્લીનાં તજજર જેવાં ખડકની આંખમાંથી પણ આંસુ વહેતાં કર્યાં—હર્ષનાં, અને વળી શોકનાં! અને તું તો નરકેસરી, તારા શોણિત ભીના રંગમાંથી, ન ડગ્યો, ન હઠ્યો, ન ઝાંખો પડ્યો, ન મોળો પડ્યો, ન થાક્યો, ન ભય પામ્યો—તે તો તારો કેસરિયો વાઘો ધાર્યો તે ધાર્યો!

એટલે જ અમને આશ્ચર્ય થાય છે કે રે રાણા લખમશી! તારી એ શમશેરનું લોહ તું કઈ ભૂમિમાંથી ઉપાડી લાવ્યો હતો એ તો કહે! આજ અમારે આંગણે બાપ! એની ખોટ પડી છે! લોહની! પાણી પીધેલ લોહની!

તારી એ વીરરસની ઉદ્રેક મૂર્તિ જોઈને, ભગવાન રૂદ્રને મન થઈ આવ્યું, તારા માથા ઉપર હાથ મૂકીને કહેવાનું કે, 'ચિતોડી રાણા!' વિષપાનનું કંઠાભરણ આજ દિવસ સુધી અદ્વિતીય ગણાતું—આજ તું એનો ભાગ પડાવનારો આટલાં વર્ષે, આ ડુંગરમાળામાં જન્મ્યો!'

રે! રાણા લખમશી! તારી આ વીરકથા સાંભરીએ છીએ—અને અમારાં તો આજ, આટલાં વરસે રૂંવેરૂંવાં ખડાં થઈ જાય છે! અમને કોકને એ ભાગ્યનો એક સહસ્રાંશ તો મળે!

તારે આંગણે જુદ્ધ આવ્યું હતું. તેં એ નોતર્યું ન હતું. પણ જ્યારે હાલતું હાલતું તારે આંગણે આવ્યું, ત્યારે તું રજપૂતનો દીકરો, કાંઈ ડુંગરમાળામાં થોડો ભાગી જવાનો હતો? તેં તો ખીલજી અલાઉદ્દીનની સામે ચિતોડના દુર્ગને આધારે, તારી નિતસંગાથી સમશેરનો આધાર લીધો.

પદ્મિનીને લેવા આવ્યો'તો, આ દિલ્હીનો બાદશાહ, ત્યારે એક વખત તો, પેલા સાતસો મીયાનામાં બેઠેલા ને ઉપાડનારા થઈને ઓગણપચાસસો રજપૂતોએ, એ એક નારીને માટે, જાનન્યોછાવારી કરીને, રજપૂતીનો જયજયકાર વર્તાવ્યો હતો!

આ જ એ જ બાદશાહ, તારે આંગણે પાછો ફરીને આવ્યો છે! રજપૂતીનું પાણી માપવાની એને નેમ છે!

હિંદભરની રજપૂતીની મીટ તારા ઉપર મંડાઈ છે. તું પડે તો રજપૂતી પડે. તું ડગે તો રજપૂતી રંડાય. તું શરણે થાય તો રજપૂતની નારીના મોં ઉપર એક હજાર મણ કાજળના કાળા શેરડા પડે!

તારે તો ગઢ અજિત રાખવો'તો. પણ



અજિત રહેલું—એ કેટલું આકરું છે એનું દર્શન એક મધરાતે તને થયું. મા ભવાનીનું રણચંડી રૂપ તારી સામે આવીને સ્વપ્નમાં ખડું થઈ ગયું. હાથમાં એને ખડ્ગ છે. કંઠે કરેણની માલા છે. શોણિતભીના એના હાથ છે. ભયંકર વિષધરોની જટાજૂટમાં વીંટાયલાં માનાં અગ્નિનેત્ર છે. તું તો રાણા જોઈ જ રહ્યો! પછી તેં હાથ જોડીને કહ્યું: 'કોણ છો દેવી! તમે? શું છે તમારે? રજપૂતી મારીની, જે વખતે આજ તાવણી થઈ રહી છે, તે વખતે આવું રૂપ મારા પોતાના મહેલમાં શું કરવા લાવ્યાં છો?'

'મને ન ઓળખી રાણા! હું તો ભવાની! રણક્ષેત્રની દેવી!'

'મા! ત્યારે તો તમે જ મને રસ્તો બતાવો, મારી આ રજપૂતી શી રીતે અવિશુદ્ધ પાર ઊતરે?'

'રાણા! પહેલાં તો તું મન સાથે નક્કી કર. તારે શું જોઈએ છીએ? અવિશુદ્ધ રજપૂતી કે વિજય?'

'મા! રજપૂતી!'

'અલ્યા એ રાણા! ફરીને બોલ, ફરીને બોલ, ફરીને વિચારીને બોલ! રજપૂતી તો ખંડેરોમાં વસે છે. વિજયધ્વનિ મહાલયમાં મહાલે છે. તારે શું જોઈએ છીએ, હવે કહે! રજપૂતી કે વિજય?'

'માં! મને તો રજપૂતીની ખેવના છે!'

'હું જાણું છું—મને ખબર જ હતી, કે આ ભૂમિનો કોઈ બાળક, રજપૂતી વિના બીજી કોઈ વસ્તુને મહામોલી નહિ ગણે, અરવલ્લીની ડુંગરમાળાનાં પાણી પી પીને, રજપૂત માત્ર ગાંડાતુર બન્યા છે પણ રાણા! મારે તો આજે એ હવે રજપૂતોનો ખપ પડયો છે જે, આ જુદી જ જાતના માણસો સામે, પોતાનો હાથ ખેલી શકે; પણ તમારે સૌને તો એ રજપૂતીનો મોહ છે—જે ખંડેરોમાં વસે છે! તો ભલે, તું ઉજ્જવલ રજપૂતીનો વારસો લે, પણ જો, ચિતોડની ગાદીના બાર રાણાઓ જ્યારે મરશે, ત્યારે એક રાણો—ને એક વંશવેલો પાંગરશે અને લડાઈ રજપૂતીની ત્યારે જીવતી રહેશે! તારી રજપૂતી નિષ્કલંક રહેશે. પણ આ તારી સામે પડયા છે એને રોળીટોળી નાખનારો તો તારી બારમી પેઢીએ થાશે* તમારે સૌને રજપૂતી—રજપૂતીનો મોહ છે. પણ આ કાંઇ રજપૂતીનાં ઘરાક નથી! આની સામે લડનારાની તો જુદી જ માટી જોઈએ! હું હવે એ માટી માગું છું!'

દેવી તો અદશ્ય થઈ પણ રાણા લખમશીને પછી ઊંઘ ન આવી એને તો ચિતોડના બાર રાણાઓનાં માએ બલિદાન માગ્યાં હતાં, એ કયાંથી લાવી આપવાં, એની મનમાં ગડમાંગ થઈ રહી

અને એને સાંભર્યું. 'આહા!' એ પોતાની શય્યામાં જ બેઠો થઇ ગયો. 'વાહ! મા! વાહ! તેં રજપૂતીને અમર રાખવાનો કેવો ભીષણ પંથ આજ મને બતાવ્યો છે! મારે દીકરા બાર છે—એમાંથી અગિયાર ચિતોડના રાણા બનશે, અને બારમો હું! આવતી કાલથીજ એક એક રાણાનો રાજ્યાભિષેક થાશે, એક એક રાણો જુદ્ધે ચડશે! છેલ્લો હું! વાહ!

* લખમશી રાણાની બારમી પેઢીએ શિવાજી મહારાજ થાય, એમ દંતકથામાં કહેવાય છે. લખમશીનો અજયસિંહ, અજયસિંહનો સજ્જનસિંહ દક્ષિણમાં ગયો. તેની ૧૧મી પેઢીએ શિવાજી.





માં! વાહ!'

રાણાનો એ નિશ્ચય થયો ન થયો અને માનો આકાશી શબ્દઘોષ ફરીને એને કાને પડયોઃ

'રે મેવાડી રાણા! મેં આ ભોગ માગ્યા છે પણ મને નરમાંસની કોઈ તૃષા જાગી છે એમ તું માનતો ના. પણ જમાનો એક, આ જમીન ઉપર એવો આવી રહ્યો છે, જ્યારે માણસો, આતતાયીઓને હણી નાખવાનો શુદ્ધ ગીતાધર્મ પાળવાને બદલે, એમની સામેથી, મૂરખની જેમ, પશુની જેમ, અરે કોઈ ઘેલછા પામેલા વિહ્‌વળની જેમ ભાગશે--સ્ત્રીઓનાં શિયળ માટે પણ નહિ લડે, ધરતી માટે પણ નહિ લડે, ધર્મ માટે પણ નહિ લડે, વારંવાર વિશ્વાસ મૂકશે ને શાંતિ માગ્યા કરશે, છેતરાશે તો પણ શાંતિ માગશે, ભીરુપણાથી એવા ડરશે કે જેની પાસે કોઇ જ વિશ્વાસબિંદુ રહ્યું નથી, ત્યાં વિશ્વાસ મૂકવા જશે—એ વખતે આ દેશમાં, ભીષણતાની કોઇ પરંપરા જાગતી રહે, અને માણસોના દિલમાં, રહેલો માણસ ન જાગે તો કાંઇ નહિ, પણ પશુ જાગીને પણ સામેના પશુ સામે લડીને મરી છૂટે—માટે મેં આ ભોગ માગ્યા છે રાણા! એવી કોઈક ભીષણવાત, જ્યારે ભીષણતા જ રેલાઈ રહી હોય ત્યારે, કોઈ ચારણી છંદનો કવિ ગાઈ ગાઈને પણ કોઈકને જગાડે, તો આંહીં કોઇક જાગે—હે રાણા! આ તારી ભૂમિની ઉજ્જવલ રજપૂતી ચાલતી રહે, માટે મેં આ ભોગ માગ્યા છે! મને તું નરમાંસની ભૂખી માનતો ના! પણ એ જમાનો આવે જ્યારે નરમાંસ સોંઘાં બને, ને પશુઓ મોંઘાં થાય, ત્યારે આ તારા રજપૂતો—બીજું કોઈ નહિ તો છેવટે રજપૂતો—પણ, એટલું સમજે કે ભીષણતા સામે તો એ જીવશે જે ભીષણ બનશે, માટે મેં આ ભોગ માગ્યા છે રાણા! ભીષણ રજપૂતી જ નરપીશાચી ભયંકરતાને રોકશે—એ પરંપરાને જીવતી રાખવા, આ ભોગ મેં આપ્યા છે એમ માનજે રાણા!'

મા ભવાનીના શબ્દના પડછંદા જાણે અરવલ્લીની ડુંગરમાળામાંથી ઊઠતા હોય તેમ, ઘેરો, ગંભીર, કોઈ ચારણી છંદનો નાદ ઊપડયોઃ

'ધર જાતાં ધ્રમ પલટતાં, ને ત્રિયા પડતાં તાવ,
એ તિહુંહી દિન મરણરા, કહા રંક કહા રાવ!'

ધરતી, ધરમ ને ધરણી પર, પડે ભૂંડ કેધાવ,
સમા ખરા ત્રણ મરણના, હોય રંક કે રાવ!

[ ૨૧ ]

## રૂપ રૂપ ને અરૂપ!

કલિંગાધિપતિએ એક વિશ્વખ્યાત મંદિર આદર્યું છે.

દૂર-દૂર સમુદ્રપારથી આવેલા વિદેશીઓ એને નિહાળે અને નિહાળ્યા જ કરે, જમાનાના જમાના જાય પણ એના જેવું કોઈનાથી ન થાય, વિજેતા એને જોતાં થંભી જાય, શિલ્પીઓ આશ્ચર્યમૂઢ બની જાય, એક વખત ત્યાં આવેલો-ફરી ફરીને એક હજાર વખત ત્યાં આવ્યા જ કરે, કલિંગરાજે, એવું અદ્ભુત મંદિર ઊભું કરવા ધાર્યું છે!

સોનું, રત્ન, માણેક, મોતી એણે સોંઘાં કર્યાં છે. અને પથ્થર-પથ્થરને મોંઘા કર્યા છે.

મંદિર ઊભું થયું. અને સૌને લાગ્યું કે વિશ્વમોહિની માયાને ત્યાં, જાણે પથ્થરમાં, કોઇ પોઢાડી ગયું છે! એવી અદ્‌ભુત મોહિની સ્થળે સ્થળે પાથરેલી છે! સૌંદર્ય દેવીને આવેલું સ્વપ્નું, શિલ્પીએ જાણે કે ચોરીને ત્યાં નખશિખ



ઉતારી લીધું છે! જોનારો તે શું જુએ ને શું ન જુએ? એની આંખ થાકે, પણ કલ્પના ન થાકે!

ત્યાં ઊભેલી નૃત્યશાલાઓની મોહક જુવાની જોવા તો કાલ પોતે પોતાનું કામ ભૂલી જાય, એવી ત્યાં નાજુક કારીગરી, કરનારાઓએ કરી છે! પ્રેમસમાધિમાં પડેલાં આંહીંનાં યુગલ જોઈને તો છેટે ઊભેલા ખોખડધજ વૃક્ષોને પણ નવાં અંકુર ફૂટયાં છે! એવી ધનુષશાલાઓએ માંડેલાં ધનુષ, જુવાનોને પ્રેમનાં શરથી વીંધે છે, તો વૃદ્ધોને ફરીને રણના કોડ જગાડે છે! ત્યાં ઊભેલી દર્પણકન્યાઓ રૂપ જોતાં પોતે થાકતી નથી, તો એમને જોતાં, જોનારા થાકતા નથી! આંહીં તો ખૂણેખૂણામાં, કદોરે કદોરામાં, કુંભીએ કુંભીમાં, સ્તમ્ભમાં, ગજયૂથમાં, નરયૂથમાં, દેવવાહનમાં, રાસલીલામાં, ચાંદની-ખેલતી નારીઓમાં—ઠેકાણે ઠેકાણે એટલું તો રૂપ ઢોળાયું છે કે હવે નવી રૂપલીલા સરજવા માટે, બ્રહ્મદેવે પોતાના હૃદયમાં નહિ, આ મંદિરમાં, દૃષ્ટિ માંડવાની રહેશે!

ધન્ય છે રે! શિલ્પી! તને ધન્ય છે. મંદિરને છંટકાવ કરતો સમુદ્ર આ રૂપ જોશે ને માનશે કે મારી પુત્રી લક્ષ્મી ઊભી છે, લક્ષ્મી જોશે ને માનશે કે એ તો બ્રીજભાન કુમારી રાધાનું પ્રેમસપનું છે! ભક્તો માનશે કે આ દેવલોકની રચના છે, દેવલોક તો સમજશે કે આવી તો ભક્તિની જ પ્રેમકલ્પના હોય! તેં—'હે શિલ્પી! તારી જીવનની સઘળી મૂડી અંહીં ખરચી નાખી, અને તું ધન્ય બન્યો!

એટલે જ જ્યારે કલિંગરાજે કહ્યું કે 'હે શિલ્પી! જેવું મંદિર બનાવ્યું છે, એવી હવે ભગવાન જગતનાથની મૂર્તિ બનાવો, ત્યારે તારી આંખમાંથી અશ્રુની ધારા ચાલી નીકળી તેં કહ્યું: 'હે મહારાજ! આ તમે મને પહેલાં કહ્યું હોત! મારી રંકની તો સઘળી મૂડી હવે ખરચાઈ ગઈ! હું દરિદ્રી—હવે શું આપી શકવાનો હતો? જગન્નાથની મૂર્તિ સરજનારો તો હવે કોઇ, બીજો શિલ્પી, મહારાજની પાસે આવી ચડશે! મારું રંકનું એ ભાગ્ય નહિ હોય, ભગવાનની ચરણરજ મસ્તકે મૂકવાનું!'

સભા તારાં પ્રેમાશ્રુ નિહાળી રહી! પણ જ્યાં પ્રેમને કોઈ સમજતું નથી, ત્યાં પ્રેમાશ્રુની તો શી વાત કરવી? કોઈને એમાં ગરીબી લાગી કલ્પનાની, કોઈને ભક્તિની, કોઇને વ્યવહારની, કોઈને શિલ્પકૌશલ્યની.

—અને તું તો નતમસ્તકે રાજસભાને પ્રણમીને ચાલી નીકળ્યો!

કલિંગરાજે ઘોષણા કરાવી. એણે ફરીને રૂપું, સોનું, હીરા, મોતી, માણેક સસ્તાં કર્યાં દેશવિદેશથી અનેક શિલ્પીઓ આવવા માંડયા! સૌ મંદિર જુએ છે—અને દિઙ્મૂઢ બની જાય છે! આ વિધાનકૌશલ્ય? આ રમણીય ભવ્યતા? પૃથ્વીના કોઈ શિલ્પીની એ કારીગરી ન હોય!

એનો ઘડવૈયો કાં ગાંધર્વલોકનો કાં સ્વર્ગલોકનો! પૃથ્વી લોકનો તો કોઈ ન હોય!

આ મંદિરને યોગ્ય મૂર્તિવિધાન કરવું—એ તો એ જ કરી શકશે, જેણે આવું મનોરમ સ્વપ્ન ઊભું કર્યું છે! બીજા કોઈનું એ કામ નહિ!

મંદિરને શોભે એવું જગન્નાથનું સ્વરૂપ-વિધાન કરનારને, ભારોભાર સોનું, રૂપું, હીરા, માણેક, મોતી મળવાનાં હતાં, પણ બગાડનારને—મૃત્યુ! કોઇ આહ્‌વાન ઉપાડવાની હિમ્મત





કરતું નથી. આ રૂપલીલા સામે રૂપ સરજવું—અને તે પણ જગતના નાથનું—કોઈ કહેતાં કોઈ શિલ્પી પગ માંડતો નથી!

—માથું ધુણાવી ધુણાવીને એક પછી એક અનેક ધુરંધર શિલ્પીઓ ચાલ્યા જાય છે!

અંતે એક શિલ્પી આવ્યો. એણે કલિંગરાજનું આહ્‌વાન ઉપાડી લીધું. પણ એણે એક શરત મૂકી. 'હું આમાં ભગવાન જગન્નાથનું એ સ્વરૂપ મૂકીશ, જે આ મંદિરના ઘડવૈયા શિલ્પીના હૃદયમાં રમી રહેલું, હું દેખું છું! મારુ રૂપ પણ નહિ મૂકું, તમે ધાર્યું છે એવું રૂપ પણ નહિ મૂકું! મારે તો જેણે આ મહાન મંદિર સરજ્યું છે એને અંજલિ આપવાની છે! આંહીંના પથ્થરેપથ્થરમાં મને એ રૂપ દેખાય છે! જે એના હૃદયમાં વસી રહ્યું છે! બોલો છે કબૂલ?'

'કબૂલ-કબૂલ—અમારે પણ મંદિરને અનુરૂપ રૂપ મૂકવાની જ નેમ છે!' સૌએ કબૂલ કર્યું. સૌના દિલમાં આશા પ્રગટી.

મંદિરનું આ રમણીય રૂપ નિહાળીને જે શિલ્પી ડોલી ગયો છે, એ શિલ્પી ભગવાન જગન્નાથનું જે રૂપ સરજશે એ કાંઈ જેવું તેવું નહિ હોય!

'પણ જુઓ,' શિલ્પીએ કહ્યું: 'હું જે રૂપ ભગવાનનું જોઈ રહ્યો છું-એ રૂપ ઘડતાં, એક મહિનો થાશે!'

'કબૂલ—એ પણ કબૂલ—!'

'મહિનામાં એક પળ—પણ ઓછી હશે, ને-તમે જો. કોઈ ઉતાવળ કરશો તો ઉપાસના મારી અફળ જાશે, તમારી મૂર્તિ જાશે!'

'ભલે એમ તો એમ.'

'પણ તમારે મને, એ દરમ્યાન બોલાવવો નહિ. કોઈ પ્રશ્ન પૂછવો નહિ. હું કામ કરું ત્યાં આવવું નહિ. કાંઈ અવાજ દેવો નહિ. હું ગમે તે કરું એમાં હરકત કરવી નહિ!'

શિલ્પીની શરતોએ જરાક સૌને વિચાર કરતા કરી મૂકયા, પણ થોડીવાર પછી એ શરતો પણ સ્વીકારી લીધી.

મંદિરમાં શિલ્પી કામ કરવા બેસી ગયો. ત્યાં કોઈને ફરકવાની મના છે. અવાજ કરવાની પણ મના છે. થોડા દિવસ તો શાંત કામ ચાલતું રહ્યું.

પછી એકાએક મોટામોટા અવાજ થવા માંડયા. મંદિરમાં જાણે ભાંગતોડ થઇ રહી હોય એવી, આશંકાનો સૌના મનમાં, સંચાર થયો: 'આ અવાજ શા માટે?

'મૂર્તિવિધાનમાં આટલી બધી ગરબડ શી?' પણ શિલ્પીની શરત સાંભરી આવી. સૌ મુદ્દત પૂરી થવાની રાહ જોવા લાગ્યા.

પણ અઠવાડિયું આડે રહ્યું—અને સૌને ખાતરી થવા માંડી કે, શિલ્પી ભાંગતોડ કરતો હોય તો જ આટલા અવાજ આવે!

શંકા પેઠી—પછી તો મનમાં એકહજાર ગણી ચિંતા આવી. સૌને થયું હાય રે! આ તો અનુપમ મંદિરનું નખોદ વળી જાશે.

પણ—વચન શિલ્પીનું વચન? એનું શું? હજી તો મુદત થઈ નથી. વચ્ચે એને કેમ બોલાવાય?

ચાર છ દિવસ બાકી રહ્યા—અને રાજા, પ્રધાન, મંત્રીમંડળ સૌ ચિંતાતુર બની ગયા. અવાજ અસહ્ય થતો જતો હતો. ભાંગતોડ ચોખ્ખી સંભળાતી હતી. મોટા મોટા ગદેડા જાણે પડતા હતા! શંકાથી ક્રોધથી, ચિંતાથી, પરિણામના ભયથી, સૌ વ્યાકુળ બની ગયા.



પણ શિલ્પીને અપાયલું વચન ?...નિરાધારીથી એક દિવસ તો સૌ મૂગા રહ્યા

બીજા દિવસના અવાજે તો વિહ્‌વળતાને વધારી મૂકી. રાત ને દિવસ અવાજ આવવા લાગ્યો.

સૌનાં મન વ્યગ્ર થઈ ગયાં મૂર્તિ ન મળે તો કાંઈ નહિ–પણ મંદિર તો બચશે નહિતર આ તો બધું નાશ કરી નાખશે !

મુદ્દતની વાત પડતી મૂકીને સૌ અંદર દોડ્યા.

અંદર શું હતું ? કાંઈ જ નહિ ! પેલો શિલ્પી બેઠો એક આકૃતિ કોતરી રહ્યો હતો. હજી એ અપૂર્ણ ને અ–રૂપ હતી !

'અરે ! એ મોટા શિલ્પીના દીકરા ! આ તારી જગતના નાથની મૂર્તિ છે ? આ ?' કલિંગરાજે ક્રોધમાં કહ્યું. પણ મંદિર સહીસલામત હતું–એટલો એને સંતોષ હતો.

શિલ્પીએ શાંત નમ્રતાથી કહ્યું : 'આપણી શરત સાંભરે છે મહારાજ ? એમાં એક પળની પણ ઉતાવળ કરવાની ન હતી. ને હજી તો આખા કેટલા દિવસો બાકી રહ્યા છે ?'

'તો હવે મૂર્તિ પૂરી કરી આપો ! આને કાંઈ મુકાય ! ક્યાં આ મંદિર—ને ક્યાં આ ?'

'મહારાજ ! ત્યારે આ મંદિરના મહાન શિલ્પીના અંતરમાં તો હવે આવું કોઈ અરૂપ જ રમી રહ્યું હતું એમ હું સમજું છું ! એને ખબર હતી કે રૂપને મર્યાદા છે. પણ અરૂપ ને ? મર્યાદા જ નહિ ! જ્યારે રૂપ તમામ ખલાસ થાય, ત્યારે પછી અરૂપ આવે ! શિલ્પી એવું કોઈ અરૂપ આંહીં મૂકવાનો હતો ! રૂપનો મહિમા તો જાણે એણે પ્રગટાવ્યો–આ મંદિરમાં, હવે તો એને અરૂપનો મહિમા ગાવાનો હતો. આંહીં આવે, જે કોઈ ભક્તજન, એ આ અરૂપમાં એટલું રૂપ દેખે, જેટલું, એની પાસે પ્રેમનું પોટલું હોય ! રૂપભગવાન તો એવા માટે હતા, જેમને રૂપાળું મંદિર ને રૂપાળું પૂતળું જોઈતું હોય ! પણ આ શિલ્પી–ખરેખરો મહાન હતો એણે મંદિર તો સૌને માટે બનાવ્યું, પણ જગતના નાથનું રૂપ તો, જેનું જેટલું ગજું, તેટલું જ તેને મળે—એમ એ બનાવત ! પણ એ શી રીતે બને ? એક અરૂપ મૂકીને. સૌને એ દ્વારા એ કહેવાનો હતો કે જેટલું તમારું પોતાનું પ્રેમપોટલું હોય, તેટલું આ જગતના નાથનું રૂપ છે ! આ મંદિરમાં, મહારાજ ! શિલ્પીએ એટલું રૂપ મૂકી દીધું હતું, કે હવે એમાં રૂપનું એક વધુ ચાંગળું પણ ચાલે તેમ ન હતું. એ હતું સર્વાંગ સંપૂર્ણ.

હવે એમાં એક જ રૂપ વધુ સમાવી શકાય તેમ હતું. દરેક ભક્તજનના દિલમાં જે જુદું જુદું રહ્યું છે તે ! અને તેથી અ–રૂપ ! મહારાજ ! ભગવાન રૂપમાં વસે છે–એટલો જ એ અરૂપમાં વસે છે આ મૂર્તિવિધાનનું એ તત્ત્વ હવે સૌનું બનો–અને મહાન શિલ્પીની એ મહાન કલાને આપણે પિછાનો !'

સૌને નમીને એક પળમાં જ શિલ્પી અદૃશ્ય થઈ ગયો !

( ૨૭ )

## જનકસભા

**સાં**ભળ્યું કોઈએ ? આજ જનકપુરીમાં એક આશ્ચર્ય થયું !

મહારાજ * જનકની મિથિલાનગરીમાં બ્રહ્મસભા ભરાણી હતી મોટા મોટા ઋષિમુનિઓ

* દેવરાતનો પુત્ર, દૈવરાતિ જનક તે આંહીં સમજવાનો.





ત્યાં હતા. જેમના એક પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં લોહી ભારે પડી જાય, એવા વિદ્વાનો બેઠા હતા.

'જે શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ હોય એ સોનેરી શૃંગમંડિત આ એક સહસ્ર ગાયો લઈ જાય' —વિદેહસભામાં દેવરાતિની આ ઘોષણાએ એક ક્ષણભર તો કેકયમાંથી ને ગાંધારમાંથી, કુરુપાંચાલમાંથી ને કોશલમાંથી, દૂર મધ્ય દેશમાંથી ને કાશ્મીરમાંથી આવેલા સૌને સ્તબ્ધ કરી દીધા. આ વિદ્વદ્પરિષદ્ જ્યાં આશ્વલાયન ઋષિ હતા, ભુજ્યુ, ઉપસ્ત, કહોડ હતા, મુનિ ઉદ્દાલક હતા, ત્યાં કોની માએ સવાશેર સૂંઠ ખાધી હોય કે પોતાની બ્રહ્મનિષ્ઠ સ્થિતિને શ્રેષ્ઠતમ પ્રગટ કરવાની હિમ્મત કરે? અને હિમ્મત કરે તો આ પરિષદના એક પ્રશ્નનો ઉત્તર આપતાં તો એને નેવનાં પાણી મોભે ચડે!

સૌ અંદર સમસમી રહ્યા છે. એટલામાં ઋષિ યાજ્ઞવલ્ક્ય ઊભા થયા. પોતાના શિષ્યોને કહ્યું: 'ગાયો આપણે દોરી લ્યો!'

સૌ સાંભળી રહ્યાં. આ એ જ યાજ્ઞવલ્ક્ય હતા. જેને એના અભિમાન માટે, વૈશંપાયને શાપ આપ્યો હતો! ઋષિમુનિઓને યાજ્ઞવલ્ક્યની ધૃષ્ટતા ખૂંચી રહી.

પણ યાજ્ઞવલ્ક્યે સૌ સાંભળે તેમ ફરીને મોટેથી પોતાના શિષ્ય પ્રોક્તકારીને કહ્યું: 'અરે! પ્રોક્તકારી! તું કોની રાહ જુએ છે? આ ગાયો યાજ્ઞવલ્ક્ય બ્રહ્મનિષ્ઠ લઇ જાય છે, એમ બોલીને તું દોરી જા!'

સભામાં મોટી હોહા થઇ પડી. બ્રહ્મનિષ્ઠ આ સર્વશ્રેષ્ઠ છે એમ?

ટપોટપ યાજ્ઞવલ્ક્ય ઉપર બ્રહ્મવિદ્યા વિષે પ્રશ્નોની વર્ષા વરસવા માંડી!

પણ એક એક પ્રત્યુત્તર આવે છે ને વિદ્વાનોનાં મોં સિવાઈ જાય છે. શાકલ્ય ઋષિએ દલીલો ખૂટી ત્યારે નિંદા કરી! પણ એનો તરત વિનાશ થયો!

એ વખતે મહાબ્રહ્મનિષ્ઠ ગાર્ગી ઊભી થઈ. મહા પંડિતોએ જેની સમક્ષ પરાજય સ્વીકાર્યો હતો તેને હંફાવવાનું બીડું એણે ઝડપ્યું. એણે પોતાની તેજસ્વી વાણીમાં કહ્યું: 'હું પ્રશ્ન પૂછું છું?'

'પૂછો!' યાજ્ઞવલ્ક્યે કહ્યું.

'આ સૃષ્ટિ ઉત્પન્ન કરી કોણે?'

'ઈશ્વરે!'

'ચંદ્ર, તારા, સૂર્ય સઘળી સચરાચર સૃષ્ટિ એ શું છે?'

'એ પણ ઈશ્વર!'

'એણે સૃષ્ટિ ઉત્પન્ન કરી?'

'હા!'

'એ ઈશ્વરને કોણે ઉત્પન્ન કર્યો?'

'આ પ્રશ્ન નથી!'

'કેમ રે! યાજ્ઞવલ્ક્ય! મેં પૂછયું તેનો પ્રત્યુત્તર ક્યાં છે? ઈશ્વરને કોણે ઉત્પન્ન કર્યો?'

'એ કોઇ જાણતું નથી!'

'પણ હું જાણું છું!'

'કોણે? ઈશ્વરને કોણ ઉત્પન્ન કરે?'

'સૃષ્ટિ એ ઈશ્વર છે, માટે જે સૃષ્ટિને ઉત્પન્ન કરે તે ઈશ્વરને ઉત્પન્ન કરે! ઈશ્વરને ઉત્પન્ન કરનાર પણ ઈશ્વર!'



# શ્રી. ચુનીલાલ વ. શાહની ષષ્ઠિપૂર્તિ

ઈશ્વર પેટલીકર



એક દિવસ છાપામાં વાંચ્યું: 'જાણીતા નવલકથાકાર શ્રી ચુનીલાલ વ. શાહને આ મે માસમાં સાઠ વર્ષ પૂરાં થઇ એકસઠમું વર્ષ બેઠું હોઇ, તેમની ષષ્ઠિપૂર્તિ ઊજવવાની અમદાવાદ-મુંબઇ શહેર-ની સાહિત્ય-રસિક જનતા વિચારણા કરે છે. ત્યારબાદ નાનાં મોટા બધાં છાપાંમાં એ અંગે ઉત્સાહ બતાવતા સમાચારો આવવા લાગ્યા.

પણ આ વાત મારા માન્યામાં ન આવતી હોય તેમ હૃદય વારે વારે પ્રશ્ન કરતું 'શું આ સાચું છે? મુરબ્બી ચુનીભાઇને સાઠ વર્ષ થયાં?'

એમનો બેઠી-દડીનો ભરાવદાર દેહ જુવાનિયા જેવો ખમીસ-હાફકોટનો સુઘડ પહેરવેશ, સારી જાતની ચા પીવાનો શોખ અને સિગારેટનું ધૂમ્રપાન એ બધું ચિત્ર મારી દૃષ્ટિ સન્મુખ ખડું થયું સવાલ થયો— ખોટી વાત. ચુનીભાઇને સાઠ થયા કહેનારની બુદ્ધિ ઠેકાણે ન હોવી જોઇએ!

વળી એમની નવલકથાઓ પણ મને એ સાઠ વર્ષના થયા હોય તેમ માનવા દેતી નથી. છેલ્લી છેલ્લી એમની નવલો જોનારને લાગશે કે, 'જિગર અને અમી'નો પ્રેમ આલેખનાર વૃદ્ધ ન હોય. 'તપોવન' અને 'વિરાટ'નું આધુનિક વાતાવરણ હૂબહૂ સર્જનાર અને અદ્યતન પાત્રો—તારિકા, સુવર્ન, સુસ્મિતા, ગિરીશ વગેરેને જન્માવનારને વૃદ્ધ કહેનારની અક્કલ સાચે જ મારી ગઇ હોવી જોઇએ.

વળી છેલ્લી એમની નવલકથા 'એકલવીર' વાંચનારને એક ખાતરી તો જરૂર થશે, નવલકથા તરીકે એ સર્વશ્રેષ્ઠ છે એમ ભલે કોઇ ન સ્વીકારે, પણ ચુનીભાઇને સાઠ વર્ષ નથી થયાં તે વાત એ વાંચીને સર્વને કબૂલ કરવી પડશે. ઐતિહાસિક નવલકથાને આત્મકથાના રૂપમાં લખવાનો એમનો એ નવીન પ્રયોગ છે. વળી સાચે જ એ વૃદ્ધ થયા હોત તો 'એકલવીર'નો જે 'પ્રવેશક' એમણે લખ્યો છે, તે એ ન લખી શકત. વાચકોને ભ્રમમાં નાખવાનું એ ચાતુર્ય એક યુવક નવલકારનું હોય તેમ વાંચતાં ખાતરી થાય છે. કેવી હાવભાવથી બનાવટ કરી છે! અને એ બનાવટ પૂરેપૂરી કરી પણ જાણી છે!

જાણે કોઇ ગ્રંથ, પાટણનાં ખંડિયેરોમાંથી સાચે જ હાથ લાગી ગયો હોય, એમાં પોતાના ઘરનું કંઇ ન ઉમેરતાં જાણે એનો ગુજરાતીમાં અનુવાદ કર્યો હોય તે જ પ્રમાણે નવલકથા ઠેઠ સુધી જવા દીધી છે. અને અંત પણ જે બનાવટ કરી છે, તે સંપૂર્ણ દીપી ઊઠે તેવો આપ્યો છે. વાર્તા અધૂરી હોય તેમ અટકાવી છે, અને કહ્યું છે—જે ગ્રંથ મને પાટણના ખંડિયેરમાંથી મળ્યો હતો તેનાં તે પછીનાં પાનાં નહિ હોવાથી વાર્તા અહીં જ અટકે છે!

વાહ ચુનીભાઇ! તમે જુવાનને શરમાવે તેવા નવીન પ્રયોગ કરતા કરતા સારી નવલો નિયમિત આપ્યે જાવ છો એ જાણી હું રાચતો હતો અને માનતો હતો કે તમે દિવસે દિવસે જુવાન થતા જાઓ છો! ત્યાં કોણ જાણે કોને દુર્બુદ્ધિ સૂઝી કે તમારી જન્મ તારીખ ઉપરથી એણે સાઠ વર્ષ પૂરાં





એ દુર્બુદ્ધિ બતાવનાર જે ગુનેગાર હોય તેણે સાથે જ ચુનીભાઇની અને ગુજરાતની કુસેવા કરી છે! ચુનીભાઇને પોતાને પણ લેખનની એકરતતામાં ઉંમરનું સ્મરણ નહિ રહેતું હોય, તે આ ષષ્ટિપૂર્તિ પ્રસંગ ઊજવવાથી કાયમ રહેશે. અને ન કરે નારાયણ અને એમને પોતે વૃદ્ધ થઇ ગયા છે એ ખ્યાલ અંતરમાં ઘર કરી ગયો તો-એમને દિવસે દિવસે જે જુવાની ફૂટે છે તેનાં વળતાં પાણી થઇ જવાનાં. આશા રાખીએ કે એ ભ્રમમાં એ પોતે નહિ ફસાય. છતાં જો લેખનમાં પ્રગતિ અટકેલી લાગે તો એનો ગુનો ષષ્ટિપૂર્તિની પ્રથમ દુર્બુદ્ધિ બતાવનાર ઉપર છે.

તો શું ચુનીભાઈમાં ઉંમરના પ્રમાણમાં કોઈ ગુણાવગુણ હજુ સુધી આવ્યા નથી?

ના કેમ આવે! તો તો કુદરત હારી ગણાય.

ચુનીભાઈને 'પ્રજાબંધુ'ના એક અંગ તરીકે જોતાં મને નારિયેરી યાદ આવે છે. મનુષ્યે એને ઉછેરતી વખતે થોડું જળ સીંચ્યું હોય છે તે ઉપકારનો બદલો વાળવા નારિયેરી મોટી થતાં અમૃતસમુ જળ મનુષ્યને પાવા માટે પોતાને માથે નારિયેરનો ભારે બોજો જીવતાં લગી લેઇને ફરે છે. એક ક્ષણે ચુનીભાઇ 'પ્રજાબંધુ'માં દાખલ થયા ને પછી આજ ચાલીસ વર્ષ સુધી એ જ પત્રમાં ટકી રહેનાર એમના જેવો ગુજરાતમાં કોઈ દાખલો છે! 'પ્રજાબંધુ'ની ગુજરાતના પ્રથમ કક્ષાના સાપ્તાહિક તરીકે એકધારી જે પ્રતિષ્ઠા છે, નીતનવીનતા સાથે અંકને સમૃદ્ધ બનાવવાની પ્રયોગશીલતા છે, તે ચુનીભાઇને આભારી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આજે જ્યારે નવાં નવાં છાપાં પ્રસિદ્ધ થતાં જાય છે ત્યારે એવા સફળ અને પીઢ પત્રકારને વધારે પગારની લાલચ નહિ આવતી હોય શું? છતાં એ લાલચને વશ થયા વગર, નારિયેરીની જેમ એ 'પ્રજાબંધુ'નો નાની ઉંમરનો ઉપકાર અત્યાર સુધી ભૂલ્યા નથી, એમ એમની કાર્યથી એકનિષ્ઠા સાક્ષી પૂરે છે. આ ગુણ એમની ઉંમરનો છે.

કાર્ય પ્રત્યેની ચિવટ એ એમનો ઉંમરનો બીજો ગુણ છે. 'પ્રજાબંધુ'નું એક એક પાન મશીન ઉપર જતા પહેલાં ચુનીભાઇની આંખ આગળથી પસાર થાય છે. પુસ્તકોમાં પણ ભાગ્યે જોવા મળતી જોડણીની શુદ્ધતા 'પ્રજાબંધુ'માં જે જળવાય છે, તે પણ એમની ઉંમરનો ગુણ છે.

ચુનીભાઇનો તંત્રી તરીકેની તટસ્થતાનો મોટો ગુણ એ પણ એમની ઉંમરનો પ્રભાવ છે. એમના ટેબલ ઉપર પડેલા લેખની કિંમત, એ લખાણમાં કેટલું સત્ત્વ છે તે ઉપર છે. એ લેખક ઘણો જાણીતો છે કે મોટો ડિગ્રીધારી છે, એથી એ બિલકુલ દોરવાતા નથી. સાવ નવું નામ હોય તેથી એ લખાણની ઉપેક્ષા પણ થતી નથી. વળી લેખકોને તંત્રીઓ અંગે જવાબ ન આપવાની કે લખાણ ટિકિટ બીડ્યા છતાં પરત ન કરવાની જે ફરિયાદ હોય છે તેવું 'પ્રજાબંધુ'માં નથી બનતું એમ જો કોઈ અનુભવ કહે છે, તે ગુણ પણ ચુનીભાઇનો છે. આમ નારિયેરીની જેમ, જે 'પ્રજાબંધુ'એ મઇકાલે ચુનીભાઇને ધાર્યા હતા, તે 'પ્રજાબંધુ'ને ચુનીભાઈ આજે ધરી રહ્યા છે!

આવા જાણીતા નવલકાર અને પત્રકારને જેમણે એમના ગિરધરનગરના નિવાસસ્થાને જોયા હશે તેમને ઘરની સાદાઇ, બંડી સાથે ટૂંકું પહેરેલું ધોતિયું અને ટેબલ-ખુરશીને સ્થાને શેતરંજી ઉપર બેસી ઓશીકા ઉપર કાગળ રાખી લખતા નિરખવાનું સદ્ભાગ્ય મળ્યું હશે, એ બધી સાદાઈ પણ તેમની વયનો ગુણ છે.

પરંતુ સૌ કરતાં એમથી વયનો મોટો ગુણ કાર્યરતપણું. નિષ્ફળતા મળે છતાં જે કામ કરવાનું ધાર્યું તેને નિરાશ થયા વગર અમણા વેગે વળગી રહેવું. એનો સાહિત્ય-જગતમાં મોટો દાખલો ચુનીભાઇ છે.

નિષ્ફળતા એ સફળતાનો પાયો છે, એ સૂત્ર એમણે સાચું પાડી બતાવ્યું છે. એમનાં શરૂઆતનાં સર્જન સાવ સાધારણ છે. એથી એમને કંઇ પ્રોત્સાહન પણ મળ્યું નથી. છતાં એ લેખનને વળગી જ રહ્યા અને આજે સાઠમે વર્ષે પણ કોઇ નવલકાર



ગુજરાતમાં નિયમિત નવલ આપતો નથી ત્યારે એ સફળ નવલો આપે જાય છે.

આ સિવાય બે ગુણ તો એમનામાં એવા છે કે તે સફળતા મળ્યા પછી ટકાવવા મુશ્કેલ ગણાય છે. એક જાહેર સભાઓમાં મોખરે સ્થાન લેવાની ઇચ્છાનો અભાવ અને બીજો, પોતાની કૃતિની ત્રુટીઓ નાના માણસ પાસેથી પણ હસતે મોઢે સાંભળવાની-સ્વીકારવાની ખેલ દિલી.

આમ એમનામાં જેમ વયના ઘણા ગુણ છે, તેમ અવગુણપૂર્વગ્રહ પણ છે. પરંતુ એ અવગુણ ચંદ્રમાંના ડાઘ જેવા છે એટલે ઘણાને એ લાગતો નથી-ઊલટું અમુક વર્ગ એને મોટો ગુણ પણ માને છે. નવલકથાઓ બોધપ્રધાન હોવી જોઈએ એમ એમની નવલો વાંચતાં લાગ્યા કરે છે. કથામાં બોધ હોય તેનો મુદ્દલ વાંધો નથી. ટોલસ્ટોયની કૃતિઓ એવી જ છે. પરંતુ ચુનીભાઈની કથાઓનો બોધ મોટે ભાગે 'જૂનું એટલું સારું અને નવું એટલું ખોટું' એવા પૂર્વગ્રહવાળો હોય છે. એટલે પૂર્વગ્રહને લીધે એમનાં પાત્રો અને સંવાદ ક્યારેક ક્યારેક કૃત્રિમ બની જાય છે.

પણ ભૂલ્યો! ભગવાને એ પૂર્વગ્રહ જાણીને જ મૂક્યો હશે. એમની કૃતિઓ નજરાય નહિ તે માટે! ચંદ્રમાંના ડાઘનું પણ એવું જ હશે કે શું?

આવા ચુનીભાઈને એમના બને ક્ષેત્ર તરફથી માન મળ્યું છે. એમની સુંદર નવલકથાઓ બદલ સાહિત્ય સભાએ ૧૯૩૭ માં રણજીતરામ સુવર્ણચંદ્રક આપ્યો હતો. સફળ પત્રકાર તરીકેનું બહુમાન મુંબઇ ખાતે ભરાયેલ સાહિત્ય પરિષદે તેમને પત્રકાર વિભાગના પ્રમુખ ચૂંટીને કર્યું હતું.

આવા ગુણીજનની પૂજા આપણે એમની ષષ્ટિપૂર્તિ દ્વારા કરવા ઊભા થયા છીએ તે વયને લીધે નહિ, ગુણને લીધે જ. વય એ તો એક નિમિત્ત જ છે.

મુરબ્બી ચુનીભાઈ દીર્ઘાયુષ ભોગવી ગુજરાતની સાહિત્યસેવા વધુ સારી કરે એ જ પ્રભુને પ્રાર્થના!




## સંસ્કાર સાહિત્ય મંદિરની ત્રણ નવી નવલકથા

૧ આશાનું બીજ ભાગ ૧લો } રૂ. ૯-૦-૦
,, ભાગ ૨જો } ટ. ખ. ૦-૧૦-૦

૨ માતાનું હૃદય કિંમત રૂ. ૩-૦-૦ ટ. ખ ૦-૫-૦

૩ અથડાતા વાયરા નવેંબરની ૧૫મીએ પ્રગટ થશે.

**અમારાં બીજાં પ્રકાશનો**

લા મિઝરેબલ (દુનિયાભરની શ્રેષ્ઠ નવલકથા)

| | | | |
|---|---|---|---|
| | બન્ને ભાગના રૂ. | ૮-૦-૦ | ટ. ખ. ૦-૮-૦ |
| મહાદેવભાઈ | (જીવનપરિચય) | ૩-૦-૦ | ટ. ખ. ૦-૪-૦ |
| પથ્થરનાં પારેવાં | (નાટક સંગ્રહ) | ૨-૧૨-૦ | ટ. ખ. ૦-૪-૦ |
| ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે ભા. ૧-૨-૩-૪ | | ૧૧-૪-૦ | ટ. ખ ૧-૦-૦ |

: પ્રાપ્તિસ્થાન :

**સંસ્કાર સાહિત્ય મંદિર જોરાવરનગર (B. S. RLY.)**

આઝાદ ભંડાર-ડી/૧૧ માધવજી બિલ્ડિંગ સેન્ડહર્સ્ટ રોડ મુંબઇ-૪



આવી જ સ્થિતિ બીજી જાતિઓમાં માલૂમ પડેલ છે. જ્યાં સુધી લોકો પોતે જે પ્રદેશમાં રહેતા હોય ત્યાં ઊગતા કુદરતી ખોરાક લેવાનું રાખે ત્યાંસુધી તેઓ દાંતના સડાથી મુક્ત રહે છે, પરંતુ જેવા તે સાફ કરેલ અને સ્વાદિષ્ટ ખોરાક લેવાનું શરૂ કરે છે કે તરત જ દાંતની પીડા શરૂ થાય છે.

પહેલા એવી માન્યતા હતી કે દાંતનો સડો અમુક વસ્તુ—દા. ત. વીટામીન 'ડી' અથવા 'સી' અગર કેલ્સીઅમ—ની ગેરહાજરીને આભારી હોય. પરંતુ સારા પ્રમાણમાં માહિતી મળે છે કે દાંતનો સડો ખોરાકની અમુક વસ્તુઓની ગેરહાજરીને લીધે નહિ પરંતુ ખોરાકના વધારે પ્રમાણને લીધે હોય છે અને ખોરાકનો આ વધારો તે—સાફ કરેલા કાર્બોહાઈડ્રેટ પદાર્થો લડાઇના વખતમાં કેદખાના, કોન્સેન્ટ્રેશન કેમ્પો કે આવી બીજી જગ્યાએ રાખવામાં આવેલા અને ખરાબ પોષણના ભોગ થઇ પડેલા માનવીઓમાં દાંતના સડાનો વધારો જણાતો નથી. હિંદમાં એક દુકાળ પીડિત પ્રદેશકામાં જ્યાં અમેરિકાના આહાર ધોરણની સરખામણીમાં ખોરાક ઘણો ઓછો અને સત્ત્વહીન હતો અને આથી કરીને જ્યાં લોકોમાં તીવ્ર ખરાબ પોષણની નિશાનીઓ માલૂમ પડતી હતી ત્યાંથી મળતા અહેવાલ પ્રમાણે દર બે બાળકે સડેલા દાંતની હાજરી જણાતી હતી. ૩૦૦ બાળકો તપાસવામા આવ્યા હતા. ન્યુયોર્કમાં રોચેસ્ટરમા તેજ ઉંમરના બાળકોમાં ઓછું પોષણ પામેલા હિંદુ બાળકો કરતા ૩૫ ગણા વધારે સડેલા દાંત જોવામા આવ્યા હતા.

યુનાઇટેડ સ્ટેટસમાં ખાંડની વપરાશમાં ખૂબ જ વધારો થયેલ છે. ગઈ સદીની શરૂઆતમા દરેક માણસ દીઠ દર વર્ષે ૧૦ પાઉંડ ખાંડના વપરાશ હતો. હવે એવી ગણતરી થયેલ છે કે લગભગ ૧૨૫ પાઉંડ દર માણસ દીઠ દર વર્ષે વપરાય છે.

હવે આનો ઉપાય શો ? સારા પ્રમાણમાં સાબિતી મળે છે કે ખાંડ અને મેદાવાળા પદાર્થોનું પ્રમાણ ખોરાકમા ઓછું કરવાથી દાંતના સડાનું પ્રમાણ ઓછું કરી શકાય. ખાસ કરીને ખાંડ નુકસાનકારક છે. આવા કેસમા માણસને મધુપ્રમેહના દર્દીને જેમ કાર્બોહાઇડ્રેટ રહિત ખોરાક ઉપર રાખવામાં આવે છે તેમ દાંતનો સડો થતો હોય તેવી વ્યકિતને બેથી ત્રણ અઠવાડિયા માટે ખોરાકમાં કાર્બોહાઇડ્રેટ પદાર્થ આપવામાં ન આવે. થોડા વખત પછી આ પ્રતિબંધમાં થોડી છૂટ મૂકવામાં આવે અને બીજા બે કે ત્રણ અઠવાડિયા માટે કાર્બોહાઇડ્રેટ પદાર્થો થોડા પ્રમાણમા આપવામાં આવે. પરંતુ ખરી મુશ્કેલી એ છે કે માણસોને ખાંડ અને બિન કાર્બોહાઇડ્રેટ પદાર્થો લેવાની ટેવમાંથી મુક્ત કરવાનું કામ બહુ કઠણ છે કારણકે તેનો સ્વાદ એવો ઇષ્ટ હોય છે કે તેનો લાભ છોડી દેવાનું કાર્ય ઘણું કઠણ છે.

આ મુશ્કેલીને અંગે વૈજ્ઞાનિકોએ દાંતનો સડો અટકાવવા બીજી રીતો શોધવા પ્રયત્ન કરેલ છે. તેમાંની કેટલીક મુખ્ય રીતોનો અહીં ઉલ્લેખ કરીએ: એક તો મોમાં જે બેકટીરીઆ એના નુકસાનકારક તેજાબો ઉત્પન્ન કરે છે તેનો નાશ કરવો; બીજું દાંતની એવી પેશી ઉત્પન્ન થાય જે તેજાબમા ઓછી ઓગળી શકે; ત્રીજું મોમા એન્ઝાઇમ ઝેરનો ઉપયોગ કરવો જે બેકટીરીઆમાથી ઉત્પન્ન થતા, કાર્બોહાઇડ્રેટ પદાર્થોના તેજાબમા રૂપાતર કરતા, એન્ઝાઇમને નિષ્ક્રિય બનાવે, ચોથું જે તેજાબ દાંત ઉપર અસર કરે છે તેનુ ક્ષારમા પરિવર્તન ( neutraliZation ) કરવું; અને દાંતની સપાટી પરથી કાર્બોહાઇડ્રેટને, તેનું નુકસાનકારક તેજાબમા રૂપાંતર થાય તે પહેલા, ત્યાંથી દૂર કરવો દાંતનો સડો અટકાવવાની આ બધી શકય રીતો વૈજ્ઞાનિક તપાસમાં છે.

દાંતનો સડો અટકાવવા સૂચવાએલી કેટલીક રીતોનો અહીં નિર્દેશ કરવો યોગ્ય લાગે છે. હજુ તો તે બધી પ્રયોગાત્મક સ્થિતિમાં જ છે. તાજેતરમાં એવું માલૂમ પડેલ છે કે એમોનીઆના આલ્કલાઇન ક્ષારો દાંતનો સડો ઉત્પન્ન કરનારા બેકટીરીઆનો નાશ કરે છે. કેટલાક લોકો જેઓ દાંતના સડાથી બિલકુલ મુક્ત હોય છે તેમના મોમા કુદરતી રીતે એમોનીઆ ઉત્પન્ન થાય છે અને આને લીધે તેમના મોંમાં આ બેકટીરીઆ જંતુઓ હોતા નથી એવું માલૂમ પડે છે. એમોનીઆ મુક્ત કરતા દંતમંજનનો ઉપયોગ આ માટે થઈ શકે કે કેમ એ વિષે પ્રયોગાત્મક અભ્યાસ થઈ રહેલ છે.

કેટલાક વર્ષોથી એવું જાણવામાં આવેલ છે કે જે જગ્યાએ પીવાના પાણીમાં દર દસ લાખે એકના પ્રમાણમાં 'ફલોરીન' હોય તેવી જગ્યાએ જન્મેલા અને





ઊછરેલા માણસોમાં દાંતના સડાનું પ્રમાણ બીજી જગ્યાએ કરતાં ઓછું માલૂમ પડેલ છે. ફ્લોરીનની આ અસરનું કારણ એ છે કે તેનામાં દાંતને તેજાબમાં ઓગળતા અટકાવવાની શક્તિ છે. આથી જુદા જુદા ફ્લોરીનયુક્ત પદાર્થો દાંત ઉપર લગાડવામાં આવે છે. પરંતુ ફ્લોરીન ઝેરી તત્ત્વ છે અને તેથી તેનો બહુ સાવચેતીપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. ફ્લોરીન પેદા કરતી ગોળીઓ અને ટીકડીઓના ઉપયોગની શક્યતા વિષે અભ્યાસ થઇ રહેલો છે.

બેક્ટીરીઆ જે એન્ઝાઇમો મોંમાં કાઢે છે અને જે કાર્બોહાઇડ્રેટ પદાર્થોનું તેજાબમાં રૂપાંતર કરી, દાંતનો સડો ઉત્પન્ન કરે છે તે એન્ઝાઇમોનો નાશ કરવા 'એન્ઝાઇમ ઝેર'ના ઉપયોગનો વિચાર થઈ રહેલ છે. આવો એક પદાર્થ વીટામીન 'કે' છે, જે 'એન્ઝાઇમ ઝેર' તરીકે કામ આપે છે. આ તેમ જ બીજા આવા પદાર્થોનો ઉપયોગ હજુ પ્રયોગાત્મક સ્થિતિમાં છે.

અંતમાં, કાર્બામાઇડવાળા દંતમંજનનો ઉપયોગ સૂચવાએલ છે. આ કાર્બામાઇડ મોંમાં રહેલા યુરીએઝ નામના ખમીરથી એમોનીઅમ કાર્બોનેટમાં રૂપાંતર પામે છે, આ એમોનીઅમ કાર્બોનેટ આલ્કલાઇન હોઇ તેજાબનું ક્ષારમાં પરિવર્તન કરે છે. ૨૦૦ લોકોમાં આવા દંતમંજનના બે વર્ષના વપરાશથી દાંતના સડાની બાબતમાં ૬૦ ટકા ઘટાડો થયાનું પુરવાર થયેલ છે.

## ૧૦૦ ઓક્ટેઇન પેટ્રોલ

'૧૦૦ ઓક્ટેઇન પેટ્રોલ' વિમાનોમાં વપરાતું પેટ્રોલ. પણ આ પ્રવાહીને પેટ્રોલ તરીકે ઓળખાવવું એ મોટરને 'ઘોડા વિનાની ગાડી' કહેવી એના જેટલું અજુગતું લાગે છે. અત્યારે જે '૧૦૦ ઓક્ટેઇન' પ્રવાહી તૈયાર કરવામાં આવે છે તે એક વિશિષ્ટ ચીજ છે. તેની બનાવટની પ્રગતિ રાસાયનિક ઉદ્યોગના ક્ષેત્રની કલગીરૂપ છે.

એ સુવિદિત છે કે જમીનમાંથી નીકળતું પેટ્રોલિયમ કુદરતનો કિંમતી ખજાનો છે. તેમાંથી પેટ્રોલ, કેરોસીન, વેસેલીન ઇત્યાદિ ચીજો કાઢવામાં આવે છે. પેટ્રોલ ઓછી ઉષ્ણતાએ નીકળતો અંશ છે. પેટ્રોલિયમને ઓછી ગરમીએ આસવવાથી પેટ્રોલ નીકળે છે. આ પેટ્રોલ રાસાયનિક રીતે એક પદાર્થ નથીઃ અનેક જુદાજુદા પ્રવાહી પદાર્થોનું મિશ્રણ છે. આ પદાર્થો કારબન અને હાઇડ્રોજનના સંયોજનથી બનેલા છે, એટલે હાઇડ્રો-કારબન તરીકે ઓળખાય છે. આ હાઇડ્રો-કારબનો બળતણ તરીકે ખૂબ કિંમતી છે. મોટરગાડીમાં તો પેટ્રોલનો ઉપયોગ થવા લાગ્યો તે અગાઉ મોટે ભાગે તે એક નકામો પદાર્થ ગણાતો. તેને સાચવવાનું કામ પણ જોખમકારક લેખાતું કારણ કે તે સહેલાઇથી સળગી ઊઠે એવો પદાર્થ છે. પેટ્રોલિયમમાંથી તેને જો બરાબર કાઢી ન લેવામાં આવે તો ભયંકર પરિણામો આવે છે. પેટ્રોલ કાઢ્યા પછી કેરોસીન કાઢવામાં આવે છે. જો પેટ્રોલને કેરોસીનમાંથી બરાબર કાઢી ન લેવામાં આવે તો કેરોસીન પણ સળગી ઊઠે.

પેટ્રોલમાં હલકાં વજનના અને ઓછી ઉષ્ણતાએ ઊકળતા હાઇડ્રોકારબનો આવેલા છે.

ત્રીસ વર્ષ પૂર્વે પેટ્રોલ સંબંધી આ સ્થિતિ હતી. જેમ જેમ મોટરવ્યવહાર વધતો ગયો તેમ તેમ પેટ્રોલની માગણી વધતી ચાલી. એટલે તેનું ઉત્પાદન વધારવા પ્રયત્નો શરૂ થયા. ભારે વજનના હાઇડ્રોકારબનોને દબાણમાં ગરમ કરીને તેમાંથી હલકા હાઇડ્રોકારબનો બનાવવાની વ્યાવહારિક રીત અસ્તિત્વમાં આવી. આથી પેટ્રોલનું ઉત્પાદન બેવડું થઈ ગયું.

'૧૦૦ ઓક્ટેઇન વાળાની પેટ્રોલ' લડાઇની જરૂરિયાતને અંગે અસ્તિત્વમાં આવેલી તદ્દન નિરાળી વસ્તુ છે. તેનો લગભગ પોણો ભાગ નવી રાસાયનિક રીતો વડે ખાસ બનાવેલા પદાર્થોનો છે. વિમાનના ખાસ એન્જીનો ચલાવવા માટે યોજાયેલી આ વસ્તુ છે. મૂળ તો આ '૧૦૦ ઓક્ટેઇન' પેટ્રોલ પ્રથમ વિશ્વયુદ્ધમાં શરૂ થયેલી સંશોધન પ્રવૃત્તિમાંથી ઉદ્ભવેલું બન્યું છે.

આંતરદાહક એન્જીન (Internal comustion engine) માં દબાણ વધારવામાં આવે તો અમુક કદ અને વજનના એન્જીનની કાર્યશક્તિ વધે છે અને વધારે શક્તિ મળે છે, એમ સંશોધન દ્વારા એન્જીનીયરોએ શોધી કાઢ્યું હતું. પણ આ શોધને વ્યવહારમાં મૂકતાં ગંભીર અડચણો ઊભી થઇ. એમ માલૂમ પડ્યું કે દબાણનું પ્રમાણ વધારતાં બળતણ તરીકે વપરાતું પેટ્રોલ એન્જીનમાં ધક્કા (knock)





આવડે છે તે પણ આ પુસ્તક બતાવી આપે છે.

પુસ્તકમાં શ્રી રાધાકૃષ્ણનના ગીતા-પ્રકરણનો અનુવાદ તો ૬૪ પાનાં જ રોકે છે. પછી આવે છે કિસ્સી પાછી ઉચિત રીતે સ્થાન પામી શકે એવા એની પુરવણી લેખાય એવા શ્રી. રાધાકૃષ્ણનના એક કરાંચી-વ્યાખ્યાનનો 'ગીતાનો સંદેશો' નામનો અનુવાદ, મૂળ લેખકનાં ટિપ્પણોમાં ઉલ્લેખાયેલા શ્લોકોનો સમૂળ અનુવાદ, અનુવાદકનાં ૮૫ પાનાં રોકતાં ટિપ્પણો, અને કૃષ્ણની ગાસલીલા અને ગીતાના માયાવાદ પરનાં અનુવાદકનાં પરિશિષ્ટો—એ બધી સામગ્રી પુસ્તકની શોભા બને એવી છે. અનુવાદક શ્રી. ચંદ્રશંકર શુક્લ જેવા તત્ત્વવિદ્ અને તત્ત્વપ્રેમી છે, અને એમનાં શાસ્ત્રજ્ઞાન સ્વાધ્યાયતપ અને ધર્મ-તત્ત્વજ્ઞાનના સાહિત્યમાં ઊંડી પ્રીતિ જેવાં પૂર્ણ પ્રસંસા ને ધન્યવાદનાં અધિકારી છે તે એમણે પોતા તરફથી આપેલાં ટિપ્પણો તથા પરિશિષ્ટો સ્વયં કહી આપે છે. રાસલીલાના રૂપકને તેમાં છુપાડાયેલા આધ્યાત્મિક રહસ્યને નં કરી તેમણે સુંદર રીતે સાફ કરીને સમજાવ્યું છે. તેમાં તેમ જ માયાવાદનો સાચો ખુલાસો જે એમણે આપ્યો છે તેમાં એમના પુસ્તકિયા અભ્યાસ ઉપરાંત પોતાની તત્ત્વસમજ ને સાચી દૃષ્ટિ પણ તેમણે બતાવી આપ્યાં છે.

ગીતાના અને તેને કેન્દ્રમાં રાખી ભારતના સમગ્ર તત્ત્વજ્ઞાનને સમજવા માટે આ પુસ્તક જિજ્ઞાસુઓને ઘણું ઉપયોગી થઈ પડશે. આવાં પુસ્તકોના અનુવાદો થાય છે ને તે લોકોમાં જાય પણ છે તે આપણી પ્રજાના ભાવિ માટે એક ઊજળું ચિહ્ન ગણાવું જોઈએ.

### મહારાજ થયા પહેલાં

( લે. બબલભાઇ મહેતા; કમલ પ્રકાશન મંદિર, ઘીકાંટા રોડ, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા)

'માણસાઈના દીવા' પુસ્તકથી સ્વ. મેઘાણીએ જેમના ઊજળાં જીવનકાર્ય અને મૂંગી સિદ્ધિનું જાહેર સંકીર્તન કર્યું એ શ્રી. રવિશંકર મહારાજના પૂર્વજીવનની આ કથા છે. ૧૯૪૨ના કારાવાસમાં બાપુ કેમ્પ શ્રી. બબલભાઇ મહેતા મહારાજના સાથી હતા. તે વખતે એમની પાસે બેસીને બધું પૂછી પૂછીને એમની પાસેથી એકઠી કરીને જાણે આપણને પોતે એ કહેતા હોય એ રીતે શ્રી બબલભાઇએ તેમનું આ ચરિત્ર તૈયાર કરેલું, તે સંજોગવશાત્ આજે આટલે વર્ષે કમલ પ્રકાશન મંદિરની કિશોર ગ્રંથમાળાના મુહૂર્તવંતા પ્રથમ પુસ્તક તરીકે પ્રગટ થાય છે. આજથી ૬૨ વર્ષ પર ખેડા જિલ્લામાં એક નાના ગામડામાં સાધારણ સ્થિતિના મહેતાજીને ઘેર જન્મેલા રવિશંકર વ્યાસ આજના 'મહારાજ' અને 'દાદા' કેવી રીતે બન્યા તેનો પ્રેરક ઇતિહાસ આ લઘુ પુસ્તક રજૂ કરે છે. નાનપણથી શરીરે મજબૂત અને વૃત્તિમાં સાહસિક, નિર્ભય અને સેવાભાવી એવા મહારાજના ઘડતરમાં તેમની વિદ્યાર્થીદશામાં તેમના પિતા શિવરામ વ્યાસનો અને નાગરદાસ માસ્તરનો અને નિશાળ છોડયા પછી તેમને આર્યસમાજનો રંગ લગાડનાર છોટાલાલ કવિનો ફાળો નોંધી લેખકે ત્યાર પછીના તેમના વિકાસમાં સ્વામી નિત્યાનંદજી, મોહનલાલ પંડ્યા અને ગાંધીજીની પ્રેરક અસર વિગતે વર્ણવી છે. ગામડામાં ખેતી અને યજમાનવૃત્તિ કરનાર આ અલ્પશિક્ષિત બ્રાહ્મણ પ્રથમ આર્યસમાજ પ્રત્યે ઢળી શંકરાચાર્યની જોહુકમી સામે બંડ કરે, યજમાનવૃત્તિ મૂકી દઈ અધ્યાપકવૃત્તિ સ્વીકારે, મોહનલાલ પંડ્યા પ્રત્યે અને તેની દ્વારા ગાંધીજીના પ્રત્યે આકર્ષાય અને એક પછી એક જાહેર સેવાકાર્ય ઉપાડતો જાય જાહેર જીવનમાં ખેંચાય. 'સ્વરાજવાળો' બની પોષાક ખાનપાન ને આચારવિચારમાં ક્રાન્તિકારક ફેરફારો કરે, અને લોકસેવક અને સાચા સક્રિય રાષ્ટ્રીય કાર્યકર બને—એ કથા રસિક છે તેટલી જ ઉત્સાહક પણ છે. લખાવટ સ્વચ્છ અને સરળ છે, અને પુસ્તક વાર્તારસ પણ આપે છે, તેથી કિશોરોના હાથમાં આ પુસ્તક અવશ્ય મૂકવા જેવું છે. '...આજની તરુણ પેઢીને એ પવિત્ર પુરુષના જીવનમાંથી પ્રેરણા, બળ અને ઉત્સાહ મેળવવામાં મદદરૂપ થશે.' એ લેખકની શ્રદ્ધા સાચી છે.



## સીતા-વનવાસ

### શકુન્તલા

[ અનુ૦ રમણલાલ સોની; કમલ પ્રકાશન મંદિર, સો. એજન્ટ ઇંદ્રધનુ બૂક હાઉસ ભદ્ર, અમદાવાદ: મૂલ્ય સવા રૂપિયો દરેકનો. ]

કમલ પ્રકાશન મંદિરે શરૂ કરેલી ગૃહિણી ગ્રંથમાળાનાં સંખ્યાંક ૧ ને ૩નાં આ બેઉ લઘુ પુસ્તકો બંગાળના સુપ્રસિદ્ધ પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના 'સીતા-વનવાસ' અને 'શકુંતલા' એ બે કૃતિઓના અનુવાદ છે. પહેલા પુસ્તકમાં ભવભૂતિના 'ઉત્તરરામચરિત' અને વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડને આધારે કારુણ્યમૂર્તિ સીતાના વનવાસની કથા છે, અને બીજામાં કાલિદાસના 'અભિજ્ઞાન શાકુન્તલ' નાટકનું વાર્તારૂપ સંકલન છે. સંસ્કૃતથી અણુજાણ્યા બહોળા જનસમૂહને માટે પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે સરળ સુવાચ્ય વાર્તાઓ રૂપે સીતા ને શકુન્તલાની કથાઓ બંગાળીમાં લખેલી. તેને ગુજરાતી અનુવાદરૂપે ગુજરાતી બહેનો આગળ રજૂ કરવામાં એમને સ્ત્રીોપયોગી અને સ્વચ્છ શિષ્ટ સાહિત્ય પીરસવાની કમલ પ્રકાશન મંદિરના વ્યવસ્થાપકોની ઇચ્છા પ્રવર્તી જણાય છે.

### ભારતની વીરાંગનાઓ

[ લે. રામનારાયણ ના. પાઠક; કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; છૂટક મૂલ્ય સવા રૂપિયો. ]

આ લઘુ પુસ્તક ઉપર ઉલ્લેખાયેલી ગૃહિણી ગ્રંથમાળાનું બીજું પુસ્તક છે. એમાં રાણકદેવી, પદ્મિની ચાંદ સુલતાના, ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ અને અહલ્યાબાઇ હોલ્કર એ ભારતની પાંચ સુપુત્રીઓની બહેનોને પ્રેરણાદાયક ચરિત્રકથાઓ સંગ્રહવામાં આવી છે. અબળા મનાતી સુકુમાર નારી પ્રસંગ આવ્યે ધર્મની અને રાષ્ટ્રની રક્ષા કેવા વીરત્વથી અને કેવી દક્ષતાથી કરી શકે છે એ આ પાંચે કથાઓ પોતપોતાની રીતે બતાવી જાય છે. સ્વતંત્ર ભારતના હવે શરૂ થતા નવા પુરુષાર્થમાં સ્ત્રીઓએ ય પોતાનો પૂરો ફાળો આપવાનો છે. એવે સમયે ભારતનાં આ નારીરત્નોની ચરિત્રકથાઓનું વાચન તેમને માટે સ્ફૂર્તિકર નીવડશે.



### ઊન

આવતાં ત્રણેક વર્ષો સુધી હિંદની ઊનની જરૂરિયાત વાર્ષિક ત્રણ ક્રોડ રતલ જેટલી રહેશે એમ મનાય છે. હિંદમાંની ઊનની મિલો અત્યારની માફક બે પાળી કામ કરવું ચાલુ રાખે તો આ માંગને પહોંચી વળવા જેટલું ઉત્પાદન એ કરી શકશે. હિંદમા કુલ ૧૯ ઊનની મિલો છે. તેમાંની ૭ મુંબઈ-વડોદરામાં, ૪ યુક્તપ્રાંતમાં, ૪ અમૃતસરમા ૨ મૈસુરમાં, ૧ ધારીવાલમાં ને ૧ કાશ્મીરમા છે





સારું છે, પણ નિન્દાખોરો જેઓને એ સાંભળીને વેદના થાય એની પાસે જ વધારી વધારીને વાતો કરે છે,–એમાં જ એમને વધુ આનંદ આવે છે."

"આ વાત સાચી છે, કારણ અનેકવાર સહન કરવું પડ્યું છે." મેં કહ્યું.

"ત્યારે ના કેમ પાડી હતી ! ઘણીયે વાતો મારે કાને પડી છે–પડે છે. એક જણે કહેલું કે એણે સાંભળ્યું હતું કે સુન્દરી સ્ત્રીઓ સિવાય કોઈને હું મારી પાસે આવવા નથી દેતો. આહા, સાંભળીને રોમાંચ થયો હતો. એવી વ્યવસ્થા કરી શકાઇ હોત તો ખોટું ન થાત. તો શાન્તિનિકેતન સ્ત્રીજાતિ વિહોણું હોત. અને નક્કી જે આવી વાતો કરે છે એણે તમને જોયા નથી ! એમ બનત તો તમારી જ કેવી ગતિ થાત !"

"કેવું અપમાન ! માત્ર ઉંમર અને ચહેરાને અંગે આવું અપમાન કરો એ તો સહેવાતું નથી જ"

"ના, ના, ઉંમરને અંગે હં.. ખૂણામાં આવેલ હું તો સ્પષ્ટપણે જોઇ શકતી એ સ્થિર એની મૂર્તિએ લીશથી જરાય વધ–મનમાં એક અભૂતપૂર્વ આશ્ચર્યનો જે કાચનો કેવો. મારું હૃદય ભરાઇ આવ્યું, આંખમાં રાતે આવ્યા, શા માટે તે તો નથી જાણતી !... ......કેટલી વાર ત્યાં ઊભી રહી હઈશ તે યાદ નથી. ઓચિન્તા જાગી ઊઠ્યા હોય તેમ મારા તરફ જોઇ ગુરુદેવે પૂછ્યું :

"કેમ ક્યારે આવ્યા છો તમે ? આવો, આવો, સામે બેસો પેલી ખુરશી ખેંચીને. આટલા ગંભીર થઈને શું વિચારો છો ?"

"હું વિચારતી હતી કે કઈ રીતે એ શક્ય બન્યું. કઈ રીતે એ સંભવિત થયું કે અમે નિરાશ થયા હઇશું. અમને દુઃખ થયું હશે એ વિચારે આપને આખી રાત ઊંઘ ન આવી ? કેટલાંકનો એક ટેક્સી ડ્રાઇવર, એ દુઃખિત થશે એ વિચારે ભય હોવા છતાં તમે તેની ટેક્સીમાંથી ઊતરો નહિ ! તમે શું અમારા એટલા બધા અંગત છો ! એમ તો નથી લાગતું. તમે જ્યારે મૂંગા મૂંગા બેઠા હતા ત્યારે હું આ જ વિચા-

છે માત્ર પૈસો (વાલકુમડા) નો રસ,–બાબુ જાણે, બંગાળના ગામડા મેં જોયા નથી એ સાચું નથી– બંગાળના ગામડા મેં ખૂબ ઊંડાણપૂર્વક જોયા છે, જોયો છે એનો આનંદ ને જોઇ છે એની વેદના. હોડીમાં બેઠા બેઠા એ જોવાનું જ તો મારું કામ હતું. બેઠો બેઠો જોતો હતો. કલ્પગુચ્છની મુદ્રા ... છે તમને !"

એ દિવસે એમણે વાંચી "સમાપ્તિ." એ વાર્તા એમને વિશેષ યાદ હતી. કહેતા હતા–" ... રોજ જોતો હતો; સ્ત્રીઓ ઘાટ ઉપર આવતી, કેક છોકરાને તેડીને, તો કો'ક વળી ભારોએક વાસણ લઈને, તો કોક વળી કાખમાં ગાગર લઈને ... અગિયાર વર્ષની ટૂંકા ટૂંકા વાળ વાળી એ છોકરી કાખમાં ... વાનું શક્ય બન્યું છે. એવો ન હોત, જો ... રાખી હોત તો મારું બધું નાશ પામત. ... ભાંગીને ધૂળ ભેગો થયો હોત.

કોઇ પણ બંધન મને સાંકળ બનીને ... નથી. કદી ચિરદિનથી હું મનોમન ઉદાસી ... નાનપણથી જ નહિ પણ શિશુવયથી જ. ત્યારે ... ટાણે જ્યારે સૂરજ ધોમ ધખ્યો હોય અને ... બપોર હોય, માર્ગ પરથી ફેરીવાળાઓ ઊંચા ... પાડતા ચાલ્યા જતા હોય અને વચ્ચે વચ્ચે ... જતી સમળીઓનો સાદ સાંભળતો ત્યારે તે ... મારા મનને અદૃશ્યપણે દૂર લઈ જતાં. નિર્જન બપોરે એ સમળીઓના સાદ જાણે દૂર–સુદૂરના સાદ ... હું એકલો એકલો ત્રીજા માળના ઓરડેઓરડા ... ફરતો રહેતો ત્યારથી જ જાણે એ શરૂ થયેલું. સદા ... સંસારના શત-સહસ્ર પ્રકારના કામમાં રહ્યો છું,–પણ મારું મન હોડી જેમ કિનારા પરના બંધનોમાં ... નહી જાય છે તેમ વહેતું-તણાતું રહ્યું છે, કિનારાના બંધન મારે માટે નહોતા. જો એમ થાત, જો સંસા- રના નાનામોટા અસંખ્ય બંધનોમાં મેં મને ફસાવા દીધો હોત તો મારું બધું નકામું જાત. મારો ભાગ્ય- દેવતા એમ નહિ થવા દે, એમ કરે તો તો બધું




એજન્ટ : કંચનલાલ વાડીલાલની કું.

ગંગાદાસ રોડ, મુંબઇ ૨.



લજ્જતદાર પાનમાં ખાવા માટે
ખુશબોદાર

**રાધાકૃષ્ણ છાપ કાથો**

**રાધાકૃષ્ણ છાપ મુખવાસ**

રસફુલ અને સુગંધીદાર પાન માટે
વાપરી ખાત્રી કરો.

બનાવનાર:

**શેઠ સી. સી. કડીવાલા**

સોલએજન્ટ:

**જયંત વી. શાહ એન્ડ કું.**

તલોદ સ્ટેશન જિ. અમદાવાદ.

ગામેગામ એજન્ટો નીમવાના છે.

# ૨૮

વર્ષથી

જનતાની એકધારી
સેવા કરી રહી છે

# આરગસ

## ઇન્શ્યોરન્સ

કંપની લિ.



ઉચ્ચ કક્ષાની આ

## હિંદી વીમાસંસ્થા

આપનો સહકાર વાંછે છે.




**સૂર્યકાન્ત બી. શાહ બી. એ.**

**સી. એમ. જશ**

મેનેજિંગ ડિરેક્ટર્સ

વડી ઓફિસ

૨૬૯/૧ ગાંધીરોડ : અમદાવાદ





'ઊર્મિ' · વર્ષ ૧૭ · અંક        'નવરચના' · વર્ષ ૧૨

ઑક્ટોબર '૪૭



સંપાદક

ઇશ્વરલાલ મોહનલાલ દવે



# આસ્માનની અગાધતાનું દર્શન કરાવતું પ્રથમ પ્રકાશન

લેખક
**નિરંજન વર્મા**
**જયમલ્લ પરમાર**

પ્રસ્તાવના
**કાકા કાલેલકર**

આ પુસ્તક માત્ર તારાઓનો પરિચય જ નથી આપતું. તારાઓના પરિચય સાથે તે મુગ્ધ વાચક સામે અનેક મનોરમ કલ્પનાઓ મૂકી જાય છે અને તેના મનમાં આકાશની મોહકતા ઊભી કરી જાય છે તારાઓ વિષયક આપણી તેમ જ દેશ-પરદેશની લોકસાહિત્યિક અને પૌરાણિક વાર્તાઓ કહી જાય છે અને મનને હળવું કરી જાય છે. વાયુ, વાદળાં, વીજળી અને વરસાદ સાથે ઋતુઋતુનાં વિવિધ મનમોહક ચિત્રો રજૂ કરી જાય છે અને આકાશી ફલકને વિસ્તારી મૂકે છે.

આ ઉપરાંત જ્યોતિષશાસ્ત્રના ભૌતિક વિજ્ઞાનની પ્રાથમિક મહત્ત્વની લગભગ બધી બાબતોને પ્રકરણવાર વહેંચી નાખીને તેનું વિવરણ કરવામાં આવ્યું છે. આવા અઘરા વિષયનું વિવરણ કરવા છતાં લેખકોની રસાળ ને પ્રવાહી શૈલી વાચકને પહેલેથી છેલ્લે સુધી પકડી રાખે છે અને હસતાંરમતાં એ વિષયનું પ્રાથમિક સંપૂર્ણ જ્ઞાન આપી જાય છે.

બીજું સૌથી મહત્ત્વનું અંગ આ પુસ્તકમાં આપવામાં આવેલ છે ઋતુના છ નકશાઓ. એ જેટલા સ્પષ્ટ છે એટલા જ સુંદર છે એ નકશા વાચકના ભોમિયા બનીને ઋતુઋતુના તારાઓનો પરિચય કરાવી જાય છે. આવું સ્પષ્ટ માર્ગદર્શન મળ્યા બાદ વાચકને આકાશ વિષે કશી અસ્પષ્ટતા કે મૂંઝવણ નહિ રહે. આખું પુસ્તક વાંચ્યા વિના ને વસાવ્યા વિના રહેશો નહિ. છ મોટા નકશા ને બીજાં અનેક ચિત્રો સાથે કિંમત ૩-૮-૦ રૂા. પોસ્ટ ખર્ચ ૦-૧-૦

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ :** ફુવારા-ડીઝ પુલ · ગાંધી રસ્તો · અમદાવાદ
ભીમરાજ બિલ્ડિંગ · કાલબાદેવી રોડ · મુંબઈ ૨

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સ્થાપના : ૧૯૩૬ :: લિમિટેડ : ૧૯૪૫

પુસ્તકોનું નવું સૂચિપત્ર : ઑક્ટોબર : ૧૯૪૭




શિષ્ટ પુસ્તકોનું વાંચન ઘેરઘેરમાં હોવું જોઈએ, જ્ઞાન એ દીવો છે. જીવનની અંધારી ક્ષણોમાં તમને એ પ્રકાશ આપશે. જે પ્રજામાં દૃષ્ટિ નથી, જ્ઞાન નથી એ પ્રજા હાથે કરીને પોતે પોતાનો જ વિનાશ નોતરે છે તમારી ભાવી પ્રજા માટે શાનો વારસો મૂકી જવા ધારો છો? ધનનો, પ્રમાદનો, કે જ્ઞાન ને શક્તિનો?

• જે ઘરમાં એકાદું શિષ્ટ-સંસ્કારી નાનું એવું પણ પુસ્તકાલય ન હોય એ ઘર સૂના કબ્રસ્તાન જેવું છે. પસંદગી તમારે જ કરવાની છે જીવન કે મૃત્યુની.

# આસ્માનની અગાધતાનું દર્શન કરાવતું પ્રથમ પ્રકાશન

લેખક
**નિરંજન વર્મા**
**જયમલ્લ પરમાર**

પ્રસ્તાવના
**કાકા કાલેલકર**

આ પુસ્તક માત્ર તારાઓનો પરિચય જ નથી આપતું. તારાઓના પરિચય સાથે તે મુગ્ધ વાચક સામે અનેક અનોખી કલ્પનાઓ મૂકી જાય છે અને તેના મનમાં આકાશની માદકતા ઊભી કરી જાય છે તારાઓ વિષયક આપણી તેમ જ દેશ-પરદેશની લોકસાહિત્યિક અને પૌરાણિક વાર્તાઓ કહી જાય છે અને મનને હળવું કરી જાય છે. વાયુ, વાદળાં, વીજળી અને વરસાદ સાથે ઋતુઋતુનાં વિવિધ મનમોહક ચિત્રો રજૂ કરી જાય છે અને આકાશી ફલકને વિસ્તારી મૂકે છે.

આ ઉપર તે જ્યોતિષશાસ્ત્રના ભૌતિક વિજ્ઞાનની પ્રાથમિક મહત્ત્વની લગભગ બધી બાબતોને પ્રકરણવાર વહેંચી નાખીને તેનું વિવરણ કરવામાં આવ્યું છે. આવા અઘરા વિષયનું વિવરણ કરવા છતાં લેખકોની રસાળ ને પ્રવાહી શૈલી વાચકને પહેલેથી છેલ્લે સુધી પકડી રાખે છે અને હસતાંરમતાં એ વિષયનું પ્રાથમિક સંપૂર્ણ જ્ઞાન આપી જાય છે.

બીજું સૌથી મહત્ત્વનું અંગ આ પુસ્તકમાં આપવામાં આવેલ છે ઋતુના છ નકશાઓ. એ જેટલા સ્પષ્ટ છે એટલા જ સુંદર છે. એ નકશા વાચકના ભોમિયા બનીને ઋતુઋતુના તારાઓનો પરિચય કરાવી જાય છે. આવું સ્પષ્ટ માર્ગદર્શન મળ્યા બાદ વાચકને આકાશ વિષે કશી અસ્પષ્ટતા કે મૂંઝવણ નહિ રહે. આખું પુસ્તક વાંચ્યા વિના ને વસાવ્યા વિના રહેશો નહિ. છ મોટા નકશા ને બીજા અનેક ચિત્રો સાથે કિંમત ૩-૮-૦ રજી. પોસ્ટ ખર્ચ ૦-૬-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ફરનાન્ડીઝ પુલ • ગાંધી રસ્તો • અમદાવાદ
ભીમરાજ બિલ્ડિંગ • કાલબાદેવી રોડ • મુંબઈ-૨

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સ્થાપના : ૧૯૩૬ :: લિમિટેડ : ૧૯૪૫

પુસ્તકોનું નવું સૂચિપત્ર : ઑક્ટોબર : ૧૯૪૭




શિષ્ટ પુસ્તકોનું વાંચન ઘેરઘેરમાં હોવું જોઇએ, જ્ઞાન એ દીવો છે. જીવનની અંધારી ક્ષણોમાં તમને એ પ્રકાશ આપશે. જે પ્રજામાં દષ્ટિ નથી, જ્ઞાન નથી એ પ્રજા હાથે કરીને પોતે પોતાનો જ વિનાશ નોતરે છે. તમારી ભાવી પ્રજા માટે શાનો વારસો મૂકી જવા ધારો છો? ધનનો, પ્રમાદનો, કે જ્ઞાન ને શક્તિનો?

જે ઘરમાં એકાદું શિષ્ટ-સંસ્કારી નાનું એવુ પણ પુસ્તકાલય ન હોય એ ઘર સૂના કબ્રસ્તાન જેવું છે. પસંદગી તમારે જ કરવાની છે જીવન કે મૃત્યુની.

# નવલકથા

| | | | |
|---|---|---|---|
| ૧ કાળચક્ર | ૨-૦-૦ | ૩૨ કાયાકલ્પ ભા. ૧-૨ | ૪-૦-૦ |
| ૨ સમરાંગણ | ૩-૮-૦ | ૩૩ કાયા કલ્પ ભા. ૩ | ૩-૦-૦ |
| ૩ તુલસી ક્યારો | ૪-૦-૦ | ૩૪ ક્રાન્તિ | ૪-૦-૦ |
| ૪ પ્રભુ પધાર્યા | ૨-૮-૦ | ૩૫ પરિવર્તન | ૪-૮-૦ |
| ૫ બીડેલાં દ્વાર | ૩-૦-૦ | ૩૬ ક્ષમા | ૫-૦-૦ |
| ૬ દીપનિર્વાણ | ૩-૪-૦ | ૩૭ કર્મફળ | ૩-૦-૦ |
| ૭ બંદીઘર | ૩-૦-૦ | ૩૮ લોઢાના ચણા | ૪-૮-૦ |
| ૮ બંધન અને મુક્તિ | ૨-૮-૦ | ૩૯ થશી જતાં | ૨-૦-૦ |
| ૯ પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | ૫-૦-૦ | ૪૦ પશ્ચિમને સમરાંગણે | ૩-૦-૦ |
| ૧૦ અણખૂટ ધારા | ૩-૮-૦ | ૪૧ અલકાર | ૨-૦-૦ |
| ૧૧ ખંડિત કલેવરો | ૩-૮-૦ | ૪૨ પતન અને પ્રાયશ્ચિત્ત | ૩-૦-૦ |
| ૧૨ કદમ કદમ બઢાયેજા ભા. ૧ | ૩-૮-૦ | ૪૩ કાંટાની વાડ | ૨-૮-૦ |
| ૧૩ સુરભિ | ૨-૮-૦ | ૪૪ ધરતી | ૨-૮-૦ |
| ૧૪ પાછલે બારણે | ૨-૮-૦ | ૪૫ લા' મિઝરાબલ ખંડ ૧ | ૪-૮-૦ |
| ૧૫ ઉપમા | ૩-૮-૦ | ૪૬ લા' મિઝરાબલ ખંડ ૨ | ૩-૧૨-૦ |
| ૧૬ સુવર્ણમૃગ | ૩-૮-૦ | ૪૭ જંગલનો રાજા ટારઝન | ૪-૮-૦ |
| ૧૭ જગતનો તાત | ૨-૮-૦ | ૪૮ ઘરને માર્ગે | ૪-૦-૦ |
| ૧૮ આવતી કાલ | ૩-૦-૦ | ૪૯ જ્વાલા | ૩-૮-૦ |
| સાથી | ૫-૦-૦ | ૫૦ પુનરાગમન ખંડ ૧ | ૩-૦-૦ |
| સોહાગ | ૨-૮-૦ | ૫૧ પુનરાગમન ખંડ ૨ | ૨-૮-૦ |
| ૨૧ માનવતાનાં મૂલ | ૪-૦-૦ | ૫૨ પૃથ્વીનો પહેલો પુત્ર | ૨-૮-૦ |
| ૨૨ પચાસ વર્ષ પછી | ૩-૦-૦ | ૫૩ જીવનનું ઝેર | ૨-૮-૦ |
| ૨૩ ખાંડાની ધાર | ૪-૦-૦ | ૫૪ દીનબંધુ | ૨-૮-૦ |
| ૨૪ રૂપમતી | ૪-૦-૦ | ૫૫ મંગળમૂર્તિ | ૨-૦-૦ |
| ૨૫ અવન્તીનાથ | ૪-૮-૦ | ૫૬ જાગતા રે'જો ખંડ ૧ | ૨-૮-૦ |
| ૨૬ જનમટીપ | ૩-૦-૦ | ૫૭ જાગતા રે'જો ખંડ ૨ | ૨-૦-૦ |
| ૨૭ લખ્યાં લેખ | ૩-૧૨-૦ | ૫૮ એ પત્ની કોની ? | |
| ૨૮ ધરતીનો અવતાર | ૨-૮-૦ | ૫૯ પથ્થર પાણી | ૨-૮-૦ |
| ૨૯ પંખીનો મેળો | ૨-૮-૦ | ૬૦ ધરભણી | ૧-૮-૦ |
| ૩૦ પાદરનાં તીરથ | ૨-૮-૦ | ૬૧ ચિરંતન નારી | ૩-૮-૦ |
| ૩૧ મન્વંતર | ૪-૮-૦ | ૬૨ ગોદ | ૧-૮-૦ |

# નવલિકા

| | | | |
|---|---|---|---|
| ૧ માણસાઈના દીવા | ૩-૦-૦ | ૫ રંગ છે બારોટ ! | ૩-૦-૦ |
| ૨ વિલોપન | ૩-૦-૦ | ૬ દરિયાપારના બહારવટિયા | ૩-૦-૦ |
| ૩ મેઘાણીની નવલિકાઓ ખંડ ૧ | ૩-૦-૦ | ૭ વેરાનમાં | ૨-૦-૦ |
| ૪ મેઘાણીની નવલિકાઓ ખંડ ૨ | ૩-૮-૦ | ૮ દિરફની વાતો ભા. ૧ | ૨-૮-૦ |

| | |
|---|---|
| ૯ દિરેફની વાતો ભા. ૨ | ૨-૮-૦ |
| ૧૦ દ્વિરેફની વાતો ભા. ૩ | ૨-૮-૦ |
| ૧૧ લખચોરાશી | ૩-૦-૦ |
| ૧૨ માનતા | ૨-૮-૦ |
| ૧૩ પાંખ વિનાના | ૩-૦-૦ |
| ૧૪ પશમી | ૨-૮-૦ |
| ૧૫ પ્રથમ પત્ની | ૨-૮-૦ |
| ૧૬ જીવન સરિતા | ૧-૮-૦ |
| ૧૭ દીઠું મેં ગામડું જ્યાં | ૨-૮-૦ |
| ૧૮ જીવનનાં વહેણો | ૩-૦-૦ |
| ૧૯ તેજ છાયા | ૨-૮-૦ |
| ૨૦ આખાં હૈયાં | ૩-૦-૦ |
| ૨૧ દુર્ભિક્ષ | ૩-૪-૦ |
| ૨૨ આત્મચિત્રો | ૨-૮-૦ |
| ૨૩ વિશ્વસાહિત્યની વાર્તાઓ | ૩-૦-૦ |
| ૨૪ હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩-૦-૦ |
| ૨૫ ત્રણ પગલાં | ૩-૦-૦ |
| ૨૬ શોધને અંતે | ૨-૪-૦ |
| ૨૭ ખીલીપત્ર | ૩-૦-૦ |
| ૨૮ ગોવાલણી અને બીજી વાતો | ૨-૮-૦ |
| ૨૯ નવું જીવતર | ૧-૦-૦ |
| ૩૦ વારસ | ૨-૪-૦ |
| ૩૧ મા વિનાના | ૨-૮-૦ |
| ૩૨ સાગરના સાવજ | ૨-૮-૦ |
| ૩૩ વામા | ૨-૮-૦ |
| ૩૪ મહારાજની સાથે | ૧-૮-૦ |
| ૩૫ દ્રષ્ટાંત કથાઓ | ૧-૦-૦ |
| ૩૬ ઇતિહાસ કથાઓ-રોમ | ૧-૮-૦ |
| ૩૭ „ „ -ગ્રીસ | ૧-૦-૦ |
| ૩૮ પરીકથાઓ ભા. ૧ | ૩-૦-૦ |
| ૩૯ પરીકથાઓ ભા. ૨ | ૩-૮-૦ |
| ૪૦ દેશદેશની લોકકથાઓ ભા. ૧ | ૩-૦-૦ |
| ૪૧ દેશદેશની લોકકથાઓ ભા. ૨ | ૩-૦-૦ |
| ૪૨ રૂપ કથાઓ ખંડ ૧ | ૩-૦-૦ |

## નાટકો

| | |
|---|---|
| ૧ સાપના ભારા | ૨-૦-૦ |
| ૨ અંધારાના સીમાડા | ૧-૮-૦ |
| ૩ શિખરિણી | ૧-૮-૦ |
| ૪ વહેમના વમળમાં | ૧-૪-૦ |
| ૫ તારકમંદિર | ૦-૧૦-૦ |
| ૬ પિયોગોરી | ૧-૦-૦ |
| ૭ ૧૮૫૭ ને જલિયાંવાલા | ૩-૦-૦ |
| ૮ હંસી | ૦-૧૨-૦ |
| ૯ વિધિના વિધાન | ૦-૧૨-૦ |
| ૧૦ જવનિકા | ૧-૪-૦ |

## જીવનચરિત્રો અને પ્રસંગચિત્રો

| | |
|---|---|
| ૧ મહાદેવભાઈ | ૩-૦-૦ |
| ૨ રવીન્દ્રનાથ ઠાકુર | ૨-૮-૦ |
| ૩ રામ અને કૃષ્ણ | ૧-૪-૦ |
| ૪ બુદ્ધ અને મહાવીર | ૧-૦-૦ |
| ૫ ગાંધીજીના સાન્નિધ્યમાં | ૧-૮-૦ |
| ૬ બાપુની છાયામાં | ૨-૦-૦ |
| ૭ જીવનશિલ્પીઓ | ૨-૮-૦ |
| ૮ સુભાષના મેનાનીઓ | ૩-૦-૦ |
| ૯ શાહનવાઝની સંગાથે | ૨-૦-૦ |
| ૧૦ મુસ્તફા કમાલ | ૧-૮-૦ |
| ૧૧ વૈજ્ઞાનિક જગત | ૧-૮-૦ |
| ૧૨ પુરૂષાર્થની પ્રતિમાઓ | ૨-૪-૦ |
| ૧૩ ગાંધી બાપુ ભા. ૧ | ૪-૮-૦ |
| ૧૪ ગાંધી બાપુ ભા. ૨ | ૪-૮-૦ |
| ૧૫ હરતાં ફરતાં હાડપિંજરો વચ્ચે | ૩-૮-૦ |
| ૧૬ મહાન વૈજ્ઞાનિકો ખંડ ૧ | ૧-૦-૦ |
| ૧૭ હિરોશિમા | ૧-૧૨-૦ |

# પ્રવાસવર્ણન અને સાહસકથાઓ

| | |
|---|---|
| ૧ મહાન મુસાફરો | ૨–૦–૦ |
| ૨ ધરતીને મથાળે | ૩–૦–૦ |
| ૩ એકાન્ત સામ્રાજ્યમાં | ૩–૪–૦ |
| ૪ સાહસિક સોદાગરો | ૨–૧૨–૦ |
| ૫ દક્ષિણ ભારતનાં તીર્થધામો | ૨–૦–૦ |
| ૬ મેં પાંખો ફફડાવી | ૨–૦–૦ |
| ૭ સરહદ પાર સુભાષ | ૨–૦–૦ |
| ૮ હિમાલયનું પર્યટન | ૩–૦–૦ |
| ૯ કલાકારની સંસ્કાર યાત્રા | |
| ૧૦ ગગનરાજ | |

# ઈતિહાસ–રાજકરણ

| | |
|---|---|
| ૧ આપણું આંધરરાષ્ટ્ર ચીન | ૩–૦–૦ |
| ૨ જાય ઇન્ડોનેશિયા | ૧–૮–૦ |
| ૩ ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | ૯–૪–૦ |
| ૪ ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૨ | ૯–૪–૦ |
| ૫ સત્તાવન | ૨–૮–૦ |
| ૬ સત્તાવનની કત્લેઆમ | ૨–૮–૦ |
| ૭ આપણી સાગર સૈનિક | ૩–૦–૦ |
| ૮ બે વિચારધારા | ૨-૧૨-૦ |
| ૯ જો લડત આવે તો | ૧–૦–૦ |
| ૧૦ વૈજ્ઞાનિક સમાજવાદ | ૨–૦–૦ |
| ૧૧ દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ | ૩–૮–૦ |
| ૧૨ ઇતિહાસ કથાઓ રોમ | ૧–૮–૦ |
| ૧૩ „ „ ગ્રીસ ભા. ૧ | ૧–૪–૦ |
| ૧૪ „ „ ગ્રીસ ભા. ૨ | ૧–૪–૦ |
| ૧૫ ગુલામીની શૃંખલા | ૨–૮–૦ |
| ૧૬ મહારાજાઓની યુદ્ધશક્તિ | ૨–૦–૦ |
| ૧૭ લાલકિલ્લાનો મુકદ્દમો | ૧–૮–૦ |
| ૧૮ હિંદ વિશ્વયુદ્ધના વમળમાં | ૧–૦–૦ |
| ૧૯ ૧૯૪૨નાં પગરણ | ૦-૧૦-૦ |
| ૨૦ આઝાદીની યજ્ઞજ્વાળા | ૦–૯–૦ |

# નિસર્ગોપચાર અને આરોગ્ય

| | |
|---|---|
| ૧ હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? | ૨–૮–૦ |
| ૨ ઉમરોગોમાં નિસર્ગોપચાર | ૨–૦–૦ |
| ૩ નિસર્ગોપચારનું જીવનદર્શન | ૨–૮–૦ |
| ૪ નિસર્ગોપચાર વિચાર અને વ્યવહાર | ૧–૮–૦ |
| ૫ નિસર્ગોપચાર અને જલોપચાર ભા ૧ | ૦–૬–૦ |
| ૬ „ „ ભા. ૨ | ૦–૭–૬ |
| ૭ આદર્શ ખોરાક કોને કહેવો ? | ૦–૬–૦ |
| ૮ પહેલું સુખ | ૦–૬–૦ |
| ૯ ખોરાકની પસંદગી | ૦–૬–૦ |
| ૧૦ કસરત મહેનત અને રમત | ૦–૬–૦ |
| ૧૧ કલેજાનાં રોગો | ૦–૧૨–૦ |
| ૧૨ લાંબું ચાલો અને લાંબું જીવો | ૦–૯–૦ |
| ૧૩ વેક્સિનેશન કે સેનિટેશન | ૦–૯–૦ |
| ૧૪ હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ૧–૮–૦ |
| ૧૫ દવાનો છેલ્લો ઘૂંટડો | ૨–૦–૦ |
| ૧૬ ક્ષય અને દમમાં નૈસર્ગિક સારવાર | ૩–૦–૦ |
| ૧૭ દૂધ સર્વ સંપૂર્ણ ખોરાક | ૧–૮–૦ |
| ૧૮ મારો જલોપચાર | ૩–૦–૦ |
| ૧૯ દૂધ મૃત્યુલોકનું અમૃત | ૨–૮–૦ |
| ૨૦ શરીર રચનાનું રહસ્ય | ૧–૪–૦ |
| ૨૧ સો વર્ષ જીવવાની કળા | ૨–૮–૦ |
| ૨૨ એકાદશીનો ઉપવાસ | ૦–૫–૦ |
| ૨૩ ઉપવાસ કેમ અને ક્યારે | ૨–૦–૦ |
| ૨૪ વૈજ્ઞાનિક નિસર્ગોપચાર | છપાય છે |
| ૨૫ આસન અને આરોગ્ય | „ |

ભારતી સાહિત્ય સંઘ લિ૦ : : મુંબઈ : અમદાવાદ




કુલ અસ્કયામત
રૂા. ૫૫,૦૦,૦૦૦થી વધુ

કામકાજ કરવા લાગવગવાળા અને શક્તિશાળી એજન્ટો જોઇએ છે.

નેપચ્યૂન એસ્યુરન્સ કંપની લિમિટેડ

: હેડ ઓફિસ :
પચૂન બીલ્ડીંગ, મુંબઈ.

અમદાવાદ બ્રાંચ:
પાચકૂવા અમદાવાદ



સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૭ 'નવરચના' વર્ષ ૧૨ : અંક સાતમો

ઑક્ટોબર : ૧૯૪૭


ક્રમ




—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂા. ૭-૦-૦ :: પરદેશમાં : રૂા ૧૦-૦-૦



## ભગિની

તંત્રી : પુષ્પાવતી મહેતા

નવદૃષ્ટિવતુ અને સમાજના પ્રશ્નોને હિંમતભરી રીતે વિચાર-ચર્ચા કરતું આ નવું સામયિક પ્રગટ થઇ ગયું છે.

આજે જે સ્ત્રીઓ અંગે સામયિકો નીકળે છે તે સૌમાં વિશિષ્ટ ભાત ને સ્થાન 'ભગિની'એ ઊભું કર્યું છે.

દસ આનાની ટપાલની ટિકિટો મોકલી એક નમૂનાનો અંક મંગાવશો. વાર્ષિક લવાજમ દેશમાં ૬-૦-૦ પરદેશમાં ૭-૮-૦

દર મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

ગ્રાહક માટે લખો:—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ
રાયપુરા, વડોદરા: પ્રગતિ સાહિત્ય મંદિર, ખપાટિયા ચકલા, સુરત
એલ. કે. મેઘાણી, ૧૪ અમરતલા, કલકત્તા



# કવિને !

કવિ ! તારી કવિતા તો એક એવો શબ્દ ગૂંથ્યો પુલ છે કે જેની ઉપર થઇને આ દુનિયાનાં માણુસો સ્વર્ગની શોભા નિહાળવા જાય છે, અને સ્વર્ગનાં માણુસો આ દુનિયા જેવા આવે છે !

તારી પાસે એક એવી અમર જીવનજળની જાહ્નવી છે કે સેંકડો ને હજારો તૃષાતુર આત્માઓ એનાં પાણી પીવા આવે છે. ખોબે ખોબે પાણી પીએ છે, થોડીવાર આરામ લ્યે છે, ને પછી જીવનપંથને માર્ગે એ ભાથા ઉપર તો આગળ વધ્યે જાય છે !

કવિજન ! તારી પાસે જે સૌન્દર્યનું વૃક્ષ છે, તેનાં ફળ ચાખવા માટે અમરલોકના નિવાસીઓને પણ ફરી પૃથ્વીમાં જન્મ લેવાનું મન થાય તેવું છે. તને આકાશી કુસુમ, ગીતનું બુલબુલ, ચેનરંગી વાદળ, સ્વર્ગીય ગંધર્વ, શબ્દશિલ્પી, દિવ્યગાયક—ને એવાં કૈં કૈં વિશેષણો આજ દિવસ સુધી લગાડવામાં આવ્યાં છે. પણ એમાંનું કોઈ તારા માટે ઋગ્વેદવાપર્યા કવિશબ્દની તોલે આવે તેવું નથી. તું તો કવિ છો; અને ' કવિ 'જ રહેજે !

માનવતા ભૂખી કવિતા માટે તો હરેક જમાનામાં લોકોનાં ટોળે ટોળાં રાહ જોઈ ને ઊભાં રહે છે. સૌની આંખમાં એક જ કરુણતા ભરી વેદના ઉભરાય છે. સૌના હૃદયમાં એક જ ઊંડી અભિલાષા છે. સૌના અંતરમાં એક જ આરજૂ છે.

અમારું આ વ્યથાભરેલું મૌન, એને વાણી આપનાર, કવિ, અરે કવિ ક્યાં છે ? યુગયુગ થેરી અમારા દિલની અંધારખીણને પ્રકાશ આપનાર એક નાનો દીપ ક્યાં છે ?' તું, ભાઈ ! કવિજન ! તું જુગજુગ જૂની માનવતાની અને માનવ આત્માની અંધકાર ભરી કંદરાઓને તું અજવાળજે !

આ કંદરાઓમાં તું એકલો જ પ્રવેશ મેળવી શકશે. ત્યાં બીજું કોઈ આવી શકે તેમ નથી, આવે તેમ પણ નથી. એ કંદરાઓને પહોંચવાને તારે





માર્ગે જનતાએ ભૂખની દુઃખની અને બેદરકારીની કંટક ભરેલી કેડીઓ તૈયાર કરી રાખેલી છે.

પણ કાંઈ ફીકર નહિ એ પંથે આજ દિવસ સુધી જે કવિજન વિચર્યા છે, એમણે ઓઢેલા ગરીબીના અંચળાની સુગંધભરેલી સોનેરી રજ ત્યાં ઠેકાણે ઠેકાણે કેડીને પ્રકાશતી પથરાયલી છે.

એ જ માર્ગે ભાઈ! એ જ બાદશાહી ગરીબીના પંથે, તારો અને તારા જેવા સૌનો ભાગ્યપંથ પથરાયલો પડયો છે!

કહેનારાઓએ કહ્યું છે કે કુદરતની કવિતા એટલે ફૂલ. અને હું કહું છું કે ફૂલની કવિતા એટલે કવ! પણ કાંટા ભર્યા તારા કીર્તિ મુગટમાં ગુલાબની પાંદડીનાં આંસુ છૂપાયાં છે! તું ફૂલો માટે રડે છે અને તારે માટે મિત્ર! બીજું કોઈ નહિ ફૂલો રડે છે!

તારે ચોરે બેસીને એનું માત્ર એક ચાંગળું ચાખનારાઓને જીવનભરની ગરીબી, વ્યથા અને આંસુ મળ્યાં છે. પણ તેં તો મિત્ર! એ સઘળાંની અંજલિ કરીને, એવી એવી તો દિલ ડોલાવનારી, સત્યની, અહિંસાની, પ્રેમની, પ્રાણની, શ્રદ્ધાની–અને સૌની ટોચ જેવી સૌન્દર્યવાણી કહી છે કે અમને એમ લાગે છે, તારા માનસચીરમાં છલોછલ અમૃતભર્યાં છે, જ્યાં આવેલું દરેક કાતિલ વિષ અમૃત બનીને પાછું સંજીવની રૂપ ધારે છે!

તમામે તમામ ગરીબીને તજી દે પણ મિત્ર! તું ગરીબીને તજતો નહિ. ગરીબીને તું તજીશ તો તો પછી કવિ! ગરીબી કોઈ દિવસ ગરીબને નહિ તજે!

સૌ કોઈ ગરીબીને તજે પણ કવિ! તું ગરીબીનું એક એવું ગૌરવગાન ગા કે જેથી કોઈ આ દુનિયામાં પોતે ગરીબ ન રહે. માટે પોતાના પાડો શીને ગરીબ રાખવા મથે છે, એ ગરીબનો પણ ગરીબ છે! અને એ જ ખરો ગરીબ છે. બાકીના તમામ શ્રીમંત છે. અને શ્રીમંત સઘળા એક સરખા છે!

તારો દેશ કવિ! શ્રીમંતોનો બને ને એમાં કોઈ ગરીબ ન રહે માટે તું હવે આજે ગરીબીનું ગાન ગા!

એક એવું ગાન ગા મિત્ર! એક એવું ગાન ગા, કે જે માનવહૃદયમાંથી એકી અવાજે એક એવો અવાજ ઊભો કરે કે જેને શાંત કરવા માટે શ્રીમંતોની તમામ શ્રીમંતાઈ ઓછી પડે. અને છેવટે એ પણ ગરીબીના ગૌરવ ગાનમાં રાચી રહે!

ધૂમકેતુ

# ચમેલી

સ. દા.

કોણ જાણે આજે શું થયું હતું તે પળેપળ પંખીની માફક ઊડતી ચમેલી તદ્દન શાંત થઈ ગઈ હતી! ખંજન પક્ષીને શાંત જોઈને જેવી નવાઈ લાગે એવી એ નવાઈ હતી. ચમેલી અહીં પાંચ છ મહિના થયાં આવી હશે પણ આડોશપાડોશમાં એનું નામ સૌની જીભે ચડી ગયું હતું. કોઈની ચમેલી ભાભી, કોઈની ચમેલી કાકી, કોઈની ચમેલી માશી, કોઈની ચમેલી મામી, અને અસંખ્યની તો ચમેલી બેન, પણ જ્યાં જુઓ ત્યાં હવામાં નામ તો ચમેલીનું જ ગૂંજતું હોય! અને જ્યારે જુઓ ત્યારે હસતી! કેમ જાણે એનો જન્મ જ હસવા માટે હોય!

અને એમ કેમ ન હોય? માત્ર છ મહિનામાં તો એણે શહેરનો રંગ આબાદ પકડી લીધો હતો. નહિતર હતી ગામડાની, ભણેલી પણ બહુ નહિ, છતાં કોઈ પ્રોફે. બળવંતને એમ મેણું ન મારી શકે હવે કે, અલ્યા! તારી વહુ તો બોથા જેવી છે. એવી 'અપ ટુ-ડેઇટ' એ બની ગઈ હતી. ને બોલવા ચાલવામાં પણ શું—એનામાં છટા છે એ તો સૌ કોઈ કબૂલ કરતા, ભલે દલીલ ન હોય.

કોઈ કામ એવું નહિ જેમાં ચમેલીને રસ ન પડે. જ્યારે જૂઓ ત્યારે એ ફરતી જ હોય. આ બે જણાનું રાંધ્યું, પ્રોફેસર થયા પ્રોફેસરનું ક્રરવા કે ચમેલી છૂટી! એને ચા ચવાણા ચેવડાથી માંડીને શીખંડ સુધી તમામ વાતમાં રસ. બંગડી પીનથી માંડીને સીફોન સુધી તમામે તમામ જાતમાં એની ગતાગમ. અને યુરોપી મોરચાથી માંડીને અણુબોમ્બ સુધીની વાણી એના ધ્યાનમાં. એણે તો જાણે છ મહિનામાં કાયાપલટ કરી નાખી.

આજે એવી ચમેલીને, ગંભીર બનીને લીમડાની ડાળ ઉપર બેઠેલા પક્ષી સામે નજર માંડતી નિરખવી એ તો કોઈ કરુણ કાવ્યની છેલ્લી બે પંક્તિ, જાણે સજીવન થઈ હોય એવું લાગે! ચમેલી—અને ગંભીરતા, એને આ છેલ્લા છ મહિનામાં કોઈએ સાથે જોયાં ન હતાં! એટલે આજે તમામે તમામ ઠેકાણે એક વાત નીકળી પડી: 'અરે! આ શું થયું છે ચમેલીને? આમ કાં જડ જેવી બેઠી! પ્રોફેસર સાથે બગડ્યું છે કે છે શું?'

પણ પ્રોફેસર બળવંત શાંતમૂર્તિ હતા. વેદનાના સાગરને એ પી શકતા. કોઈ રીતે ચમેલી સાથે એને તકરાર થાય એ ન ભૂતો ન ભવિષ્યતિ જેવી વાત હતી.

પણ હા, પેલો એક જુવાન દેખાય છે, બળવંતનો ભાઈ નાનો એ અહીં થોડા દિવસ થયાં આવ્યો છે. સૌને લાગ્યું કે ચમેલીનું ગાંભીર્ય એને લીધે છે.

'હા ભાઈ! હસમુખાં તો સૌ રહે, સાંજે રાંધવું ન પડે ત્યાં સુધી, પણ હવે તો ચમેલી બેનને રાંધવું પડતું હશે, આ બળવંતભાઈના ભાઈ આવ્યા છે ને, દિલીપભાઈ, એટલે પંખીને પાંજરામાં પડેલું પૂરો ને લાગે એમ લાગે તો ખરૂં જ ના? આજ કાલનાં બૈરાં, રાંધવાનું ન હોય ને, 'કેમીકી રૂમમાં' જવાનું હોય તો સોળે કળાથી ખીલે. 'ચૂલારૂમ'માં જવાનું આવે કે જાણે દિવસનું પૈયણું! આપણને બૈરાંને કોણ વધ કરે! કહેવતમાં શું છે! કાં ચૂલો ને કાં ખોળો! એમાં ખોળાને તો વાર છે—તે આ ચૂલાએ વશ કર્યાં! બીજું કાંઈ નથી લ્યો, બે વખત ચૂલો ફૂંકતાં એમને પેટમાં દુખે છે. બળવંતભાઈ તો હતા સાદા તે સાંજ સવારનું જમી લેતા, ને આ છે જરાક વરણાગીયા. ચમેલી બેનને પેટમાં એ દુઃખે છે લ્યો!'

પણ કર્ણોપકર્ણ ફેલાતા આ સમાચારે ચમેલી બેનનું ગાંભીર્ય કાંઈ ઓછું ન કર્યું.

જ્યારે જુઓ ત્યારે એ તો લીમડાની ડાળ ઉપર બેઠેલા એકાદ પંખીને જોતા જ હોય!

[૨]

દિલીપ જ્યારે ટપામાંથી એની ગામડાની બેગ લઈને પહેલવહેલો ઊતર્યો ત્યારે એને જોઈને ચમેલી તો ઓછી ઓછી થઈ ગઈ હતી. એને તો નાના દિયરની વસ્તી મળી. ભાઈભાઈની વચ્ચે આઠ ને આઠ વાસાં જાય એટલું અંતર હતું. પ્રોફેસર છતાં બળવંતનું પાટલુન કાયમા ઢીલપતું. દિલીપનું તો પાટલુન





જ તમારી આંખો પકડી રાખે. બળવંત હાથમાંથી ચોપડી મૂકે નહિ. દિલીપ ચોપડી હાથમાં જ લ્યે નહિ ને! બળવંતને કોઈ કામમાં જાણે પોતાનો અભિપ્રાય નહિ. દિલીપને પોતાના અભિપ્રાય સિવાય, બીજા કોઈનો અભિપ્રાય નહિ. બળવંતને બધી ઉપાધિ લાગે. દિલીપને બધી મજા લાગે. વાતોનો તો એની પાસે ઢગલો. નવી નવી રમતનો એને શોખ. નવી નવી વાનગી પણ એ જાણે. ચમેલીને તો મજા પડી ગઇ. દિલીપ પણ આખો દિવસ ખુશમિજાજથી વાતો કરતો જ હોય. પાછા એણે તો અલકમલક જોયા હતા. આપણા દેશના–ભયંકર આચારવિચારથી એ તો ધ્રૂજી ઊઠતો!

ચમેલી પાસે કેવી કેવી વાતો એ કરે? પહેલાં તો ચમેલી નિર્દોષ ભાવે એ સાંભળીને હસ્યા જ કરતી! પણ ધીમે ધીમે એને દિલીપના અવાજમા ફેર દેખાયો અને એ ધ્રૂજી ઊઠી!

એક દિવસ બપોરે એ ઘરમાં કાંઇ કામે ગઈ તે દિલીપ પાછળ આવ્યો: 'ભાભી! આ મને ખબર નહિ હો, તમે પણ મારાથી આ છૂપાવી રાખ્યું? આમ તો તમે આગળ વધેલ છો! કોઇ કહી શકે નહિ કે તમને અમુક વાતની ગતાગમ નથી!

'શાની વાત કરો છો દિલીપભાઇ? મેં તો તમારાથી કાંઇ છૂપાવ્યું નથી!'

'કેમ? કાલે કબાટ ઉઘાડીને તમે કપડાં જોતાં'તાં ત્યારે પેલી 'બોક્સ'માં શું હતું?'

'મારા એરિંગની વાત કરો છો!'

'જૂઓ! મને બનાવો છો કે?' દિલીપનો અવાજ ધીમો પડ્યો, 'કે પછી પરીક્ષા લ્યો છો?'

પણ અવાજની ધીમાશ ને મીઠાશ જોઇને ચમેલી ધ્રૂજી ઊઠી. છતાં તેણે પોતાના અવાજમાં ફેર કર્યા વિના જ હિમ્મતથી કહ્યું. 'શાની વાત છે બોલી નાખોને!'

'મને ખબર નહિ, મેં તો કીધું' મોટાભાઈ છે ટીલાંટપકાં, એ તે આવી ઉંધી ઢબની વાતમાં શું સમજે? પણ તમે એનેય રસિક બનાવી દીધા લાગે છે!'

'દિલીપભાઇ! એમ ગોળ ગોળ વાત કરો તો મને એમાં કાંઈ ગતાગમ પડે નહિ. હું કાંઈ થોડું તમારી પેઠે ભણી છું!'

'ભણ્યાં નથી, પણ ગણ્યાં કેટલું છો! હવે કાઢો કબાટમાંથી!'

'પણ શું! તમે શેની વાત કરો છો?'

'હજી બનાવો છો? કે હવે તો તાવો છો! શું તમે કોઈ દી વાપરતાં નથી ભાભી?'

'પણ શું?'

'આ પેલું 'બોક્સ'માં છે એ! એ...એ એટલા માટે જ છે. માણસ... પણ આ રહ્યું લ્યો... આંહીં પડ્યું છે ને શું?'

દિલીપે શકરાબાજની ઝડપથી આ યુગમાં ઘેર ઘેર વસાવવા માંડેલા સાધન ઉપાડ્યાં! કબાટમાં લુગડાં ગોઠવતાં એ અચાનક બહાર પડી ગયેલ! ભાભી ચમેલી તો સ્તબ્ધ બની ગઇ. તેણે દિલીપની નજરમાં ભયંકર રોગ દીઠો:

દિલીપ ભાઇ! મારે કામ છે!'

'તમે પાછાં ઢોંગમાં પડ્યાં કે? તમને સમજાયું નથી કે આ વપરાતાં થયા પછી કોઈ જાતની જવાબદારીનો ભય રહેતો નથી. વળી કોઇ પ્રત્યે આપણે બેવફા નીવડતા નથી...! એ બીજો ફાયદો...' શું સમજો છો?

'દિલીપભાઇ! તમે...!'

ચમેલી તો ધ્રૂજતી બહાર જ દોડી ગઇ.

દિલીપ એની પાછળ ધીમે પગલે બહાર આવ્યો. મને ખબર નહિ તમે આટલાં orthodox જૂનવાણી છો. પણ એ તો ધીમે ધીમે આપણે એને ટેવાવું પડશે–શહેરોમાં જ્યાં ભેગું જીવન છે, ત્યાં તો કલેશ અટકાવવા માટે આ એક અમોઘ શસ્ત્ર છે તમે આવા વિચાર ધરાવો છો આ બાબતમાં હજી –હુહ–'દિલીપ ધીમે ધીમે ફરવા ચાલ્યો ગયો.

[૩]

ચમેલી તો એની વાતમાં કાંઇ સમજી નહિ. તે પહેલાં પ્રોફે. બલવંતની વાતમાં પણ કાંઇ સમજી ન હતી. એને કાંઈક એવું યાદ હતું કે પ્રોફે. બલવંત



તો એની તબીયતની વાત કરતો હતો. પણ બલવંત તો બલવંત હતો. અને આ તો ચમેલીને જુદીજ માટીનો માનવી લાગ્યો એ તો હવે એકલાં ઘરમાં રહેતાં મૂંજવા લાગી. એને આવી ગંભીર જોઈને બલવંતને ધ્રાસ્કો પડ્યો. એણે એને પૂછ્યું; 'ચમેલી! તને કાંઇ લાગે છે?'

'શાનું?'

'વખતે બીક લાગતી હોય તો!'

'ના, ના, એવું કાંઇ નથી!'

'હોય તો નહિ જ. તારી તબીયતની સંભાળ લેવા માટે તો મેં પેલાં વસાવ્યાં છે. અને એનો ઉપયોગ હોય ત્યાં સુધી તો વાંધો નથી. પણ ત્યારે તું ગંભીર કેમ બની ગઇ છો? મને તો બીક લાગી કે આવી નાજુક તબીયતે તને મંદવાડ આવે તો તો આવી જ બને ને! હમણાં હમણાં તો એવા 'કેઇસ' બહુ થાય છે!

ચમેલી બલવંતને કાંઈ કહી શકતી નહિ. બલવંતના અત્યંત કોમળ સ્વભાવની ચમેલીને જાણ હતી. આવો ભાર સહન કરવાની એનામાં શક્તિ ન હતી. પણ પોતે વાત ન કરે તો આ દિલીપ–એનો શું ભરોંસો હવે? અને એ એનો શું અર્થ કરે?

એને તો હવે ચિંતા થઇ પડી! એની બપોરની ઊંઘ ઊડી ગઇ. સવાર સાંજનો વિનોદ ઊડી ગયો. એને પહેલા તો એમ હતું કે બે પાંચ દિવસ આને જાળવી લેવો–ને એના ઝપાટામાં ન આવવું, પણ ચમેલીએ બળવંતને કાંઇ કહ્યું નથી, એ જ્યારે દિલીપે જાણ્યું, ત્યારે એણે એનો અવળો અર્થ લીધો! વળી આ વાત જણાઇ જાય નહિ માટે ચમેલીએ બહારનો વિવેક બરાબર જાળવી રાખવાનું કર્યું, એટલે તો દિલીપને પોતાની માન્યતા ખરી લાગી.

પરિણામે એ તો પોતાનો જવાનો દિવસ ઠેલતો જ રહ્યો!

એટલામાં એક દિવસ સવારમાં એક ટપો આવીને ઊભો રહ્યો. ટપામાંથી બે જણાં ઊતર્યાં અને ચમેલી તો આભી જ બની ગઇ. એક તો એની વિધવા માશી હતી–પણ બીજી આ રંજન એ કેમ આવી હશે! અનુમાન કરતાં તો ચમેલીનાં ધરણ મરી ગયાં.

રંજનને લઇને માશી આવ્યાં હશે, એને આંહીં ઠેકાણેસર પાડવા તો નહિ હોય?

અને ત્યાંનો થોડીવાર પછી આડીઅવળી વાતો થઇ-ને રંજન જરાક બહાર ગઇ, ત્યાં જ માશીએ ફોડ પાડીઃ 'હિએ નહીં એટલી રાતે વધે છે માડી! એટલે કીધું, જઈ તો આવું. તારો દેર–અમે આવ્યાં ત્યારે બહાર ઊભો'તો એ જ કે! છે તો દેખાવડો! શું ભણ્યો છે?'

ચમેલીના પેટમાં ધ્રાસ્કો પડ્યોઃ 'અરે! માશી એ તો આજનાં ભણતર. એમાં દાડિયાં થાતાં મુશ્કેલ. અને ઘરવખરીમાં તો કાંડે બાંધે એ!'

'એ તો એમ જ હોય! તારું જ સંભાર ને! બલવંત તો લોન લઇને ભણ્યો'તો પણ વર હોય તો રૂડો! ઘર તો પછી થઇ જાય!'

'પણ વર હોય તો!'

'એટલે તો તને પૂછ્યું. બાઇ! રંજનને તો તું તલેતલ જાણે છે. તારા દેરને પણ જાણે. તું જ કહે કે અમારે શું કરવું? આવતો શિયાળો હવે ખમે એમ નથી! પછી તો તમારે આંહી શે'રમાં સાંધા ચાલે. ગામડાગામમાં તો આખું ગામ ખાઈ જાય!'

'ત્યારે માશી! હું કહું છું કે આ તમારે ચોક્કસ જ કરવા જેવું...'

ચમેલીના મોમાંથી નીકળનારો 'નથી' શબ્દ અધર રહી ગયો. પાછળથી અવાજ આવ્યો.

'કેમ! ક્યારે આવ્યાં છો!' કહેતોકને બલવંત આવ્યો. તેની પાછળ જ દિલીપ પણ હતો, સામે બારણેથી રંજન પણ આવી રહી હતી.

'આવો, આવો, આ હમણાંજ આવ્યા. કીધું દિલીપભાઇ આવ્યા છે, મળી આવીએ. રંજન! આંહી આવને–આ બલવંતભાઇને તો તું ઓળખતી પણ નહિ હો! તો ક્યાંથી ઓળખે! ક્યારે જોયા હોય!'

માશીની નજરે દિલીપ ચાન્દો છે, ચમેલી તો વિચારમાં પડી ગઈ. પછી માશી સામે જોઈ રહી. માશી તો જે હેતુ માટે આવ્યા હતા તેને લગતીજ





દરેક વાતને સમજે એવી સ્થિતિમાં હતા. એટલે ચમેલીની નજરમાં એણે પોતાના હેતુને અનુકૂળ એવું જ કાંઈક વાંચ્યુ ને એ આગળ વધ્યા.

'આ અમારી રંજનને હવે ઠેકાણે પાડી દ્યો– તમે–એટલા માટે તો એને ભેગી લાવી છું!'

'તે સારું કર્યું–અમારે, પણ દિલીપભાઈનું કરવાનું જ છે ને! અમે પણ મુંઝવણમાં પડ્યા છીએ!'

'હ્યો! તો તો સોનામાં સુગંધ મળી. અમને તમારા જેવું ઠેકાણું ક્યાંથી મળશે?'

'પણ એમ કંઈ હોય હવે આ જમાનામાં?' ચમેલીને વાતને ક્યો દોર આપવો તે સમજ ન પડી. 'રંજનબેન અને દિલીપભાઈનું મન માને–હવે તો એમને જોવાનું' તેનાથી એમ જ બોલાય તેમ હતું.

'બરાબર છે. એ તો પહેલું. જુઓ, એણે બરાબર તોડ કાઢ્યો ના?' બલવંતે કહ્યું.

'કોનું પડખું સેવ્યું છે? કેમ ન કાઢે? એણે જ મને કહ્યું કે માશી! મારા દેર પણ હમણાં આવ્યા છે!'

'એણે કહ્યું એમ? ત્યારે તો ...'

પ્રોફે. બલવંત વાક્ય ગળી ગયા.

ચમેલી કાંઇ સમજી નહિ. બીજા તો કાંઈ સમજે તેમ ન હતા. દિલીપ સાંભળી રહ્યો. ચમેલી હેબતાઈ પણ ગઈ. એને કેમ વાત કરવી એ સમજમાં ન આવ્યું એણે ન ધારેલા એવા મારગે વાત ચાલી ગઈ હતી.

[૪]

'પણ એને વાંધો શું છે? કન્યા પસંદ નથી? ઘર નાનું લાગે છે? વિચાર નથી કે છે-શું?'

'તે તો માશી! કાંઇક બોલે તો ખબર પડે ના?'

'તેં પૂછ્યું નહિ હોય?'

'રંજને પૂછ્યું હશે ના!'

'રંજનમાં તે એવી ગતાગમ હોય દીકરી! તો તો ઊડતાં પંખી ન પાડે! એ તો બિચારી સીધી સાદી નિર્દોષ—' ચમેલી ચમકી ઊઠી:

'પણ માશી! તો તો મેં તમને કહ્યું નહિ, જાવાં દ્યો ને આ વાત જ! હું તમને તે દિવસે કહેવા માગતી'તી એ! આ કરવા જેવું નથી!'

'પણ ક્યાંય બીજે ગોતવું તો પડશે ના?'

'પણ આ વાતમાં કાંઇ માલ નથી માશી!'

'કેમ?'

ચમેલી શું જવાબ આપે? માશીને લાગ્યું કે ચમેલી નાહકની ચોળે છે.

'પણ ત્યારે તો કાંઈક બોલ્યા હોત. આ આવ્યા બલવંતભાઈ!'

પ્રોફે. બલવંત આવ્યા. તે શાંતમૂર્તિ હતા. છતાં એમના ચહેરા ઉપર પણ આજે જરાક ગુસ્સો દેખાતો હતો. ચમેલી એ જોઇ રહી.

'કાં ભાઇ?'

'તમે જરાક નીચે જઈને આડીઅવળી વાત કરોને—દિલીપને મેં બોલાવ્યો છે. હમણાં અહીં આવશે, હું પૂછી લઉં. પછી તમને કહું.

ચમેલી એની સામે જોઈ રહી. એણે બલવંતને આટલો આકરો સ્પષ્ટ આજે પહેલવહેલો જોયો. તેને કાંઈ સમજ પડી નહિ. એ પોતે આ વાત ન બને તો સારું એ ઇચ્છી રહી હતી. પણ બલવંતને આમાં રસ લેતા જોઈ એ શાંત થઈ ગઈ.

પ્રોફેસરે તેની સામે જોયું. તેણે ધીમેથી કહ્યું.

'દિલીપને તેં કાંઈ પૂછ્યું છે?'

'શાનું?'

'રંજન બાબત!'

'ના.'

'તો તારો શું મત છે?'

'મારે? મારે શું કહેવાનું હતું? પણ આપણે જ્યારે ઘરનો વિચાર કરીએ, વરનો વિચાર કરીએ. બધાનો વિચાર કરીએ—પણ જે વડે જીવન ચાલવાનું છે એ અંતરંગજીવનનો ક્યારે વિચાર કરીશું?'

બળવંતે વધારે એકાગ્રતાથી તેની સામે જોયું. 'મારે એ જ જાણવાનું હતું! તારે પોતાને કાંઇ ખાસ કહેવાનું છે?' 'ખાસ તો શું હોય!' તે બોલતાં બોલી. પણ તરત એના મનમાં એક વિચાર આવ્યો. બલવંતને કહો ન કહો પણ પેલી ઘટનાની થોડી ગંધ

હોય તેવું લાગે છે. તેનો ચહેરો ઊતરી ગયો. પણ એટલામાં તો દિલીપ આવ્યો. તેના વરણાગી વેડા આજે તો વધારે ખીલ્યા હતા. એક તરફથી એ રંજનને જાણે આકર્ષવા માગતો હતો. બીજી તરફથી જાતને બચાવી લેવા માગતો હતો.

'દિલીપ! આપણે શું જવાબ દેવો છે—આ રંજન વિષે!' બલવંતે તરત એને પૂછ્યું.

'જવાબ દેવાનો છે?'

'ત્યારે નહિ? તું એને પસંદ કરે છે કે નહિ? બીજું, તને ફાવશે કે નહિ? છોકરી તો સારી છે!'

'પણ, બ્રધર' આ 'બોધરેશન' એનું શું!'

'હાં...હાં...ત્યારે તને નહિ ફાવે કાં?'

'ભલે એ થોડા દી રહે—જોઈએ' દિલીપ બોલ્યો: 'આપણે પરિચય થાય પછી...'

'પણ પછી યે તું—તેં વિચાર કર્યો છે?'

'શાનો?'

'અરે! ગાંડાભાઈ! શાનો શું! પરણવાનો!'

'પણ, બ્રધર!' એ તો પાછું 'બોધરેશન'

'ત્યારે એમ બોલને, મારા ભાઈ! તારે જવાબદારી લેવી નથી. પણ તો તો પછી સરતી મોજ લેવી છે, એમ આનો અર્થ સમજવો? આ લોકો દિલીપ! એવી વસ્તુને ટેવાયલા નથી!'

'પણ મને આ 'બોધરેશન' ગમતું નથી બ્રધર!'

'તે તારી ઈચ્છાનો વિષય છે. પણ જેમ તને 'બોધરેશન' ગમતું નથી, તેમ મને તારું કોઈ પણ ધ્યેય વિનાનું સ્વતંત્ર જીવન ગમતું નથી. હું એને એક પ્રકારની કાયરતા ગણું છું! સ્વતંત્રતાને ધ્યેય સાથે સંબંધ છે. નહિતર એ કાયરતા છે.'

'કાયરતા?'

'ત્યારે નહિ? તમે જવાબદારી લેવા માગતા નથી. પણ જે કાંઈ સરતામાં મળી જાય—જવાબદારી વિના, તે લેવા માગો છો, કાયરતા પણ એ જ માગે છે, તને ન ગમે તો ભલે પણ આ ઠીક નથી. વિશ્વક્રમમાં ક્યાંય એકલવાયાપણાને સ્થાન હોય જ નહિ. તમારી જાતને તમે બરાબર તપાસો એટલે તમારું અરવિંદ તમને તરત મળી જાય. આ તો તમે જાત છુપાવો છો તે એટલે તમને સઘળે અપૂર્ણતા લાગે છે! ચમેલી! તું કાંઈક કહેતી હતી ને!'

'મારે તો રંજનને કહેવાનું હતું!'

'શું?'

'તમારા આંતરિક જીવન વિષેનો મારો પરિચય!' ચમેલીએ લેશ પણ વ્યગ્રતા વિના કહ્યું તે સાંભળીને બલવંત ચમકી ઊઠ્યો.

પણ દિલીપ એ સાંભળતાં જ એકદમ સફાળો ઊભો જ થઇ ગયો: બલવંતે એને જતાં રોક્યો: 'જો દિલીપ! એની પૂર્તિ હું કરી દઉં. વિજ્ઞાન વ્યક્તિને માટે જરૂરી પ્રસંગનો આશીર્વાદ છે બીનજવાબદારી ભરેલી રીતે જે લોકો વિજ્ઞાનને વાપરે છે—એ લોકો રાક્ષસોને નોતરે છે. મારે ત્યાં - હજી વિજ્ઞાન રાક્ષસનો સ્વાંગ ધારી શક્યું નથી. આપણે ત્યાં એક વહેમ છે ખબર છે? ભૂતને કામ જોઈએ! વિજ્ઞાન પણ ભૂતયંત્ર છે!

તારે હવે શાંત સ્વસ્થ રોજિંદુ જીવન ગાળવા માટે પણ તાલીમ લેવી પડે એવું છે!'

દિલીપ બોલ્યા વિના ધીમે શાંત પગલે નીચે ગયો. તેને કાંઈ આ વાત ગળે ઊતરી નહિ. એણે જીવનવ્યવહારને જોવા માટે જુદી રીતે દૃષ્ટિને કેળવી હતી.

ચમેલી પ્રોફેસર સામે જોઇ રહી: 'ત્યારે તો તમને આ ખબર હતી—મારે કહેવું.'

'તને ગભરાયલી દીઠી અને હું કળી ગયો હતો!'

એટલામાં નીચેથી દિલીપનો અવાજ આવ્યો:

'મોટાભાઈ! પેલા લોકોને મેં કહી દીધું...'

'હં!'

'મને નહિ ફાવે!'

'ચાલો, રંજન બચી ગઇ!' ચમેલી બોલી.

થોડીવારમાં જ ઘર પાછું પહેલાના જેવું બની ગયું. દિલીપ ક્યાંક બહાર જઈ રહ્યો હતો.

'ધ્યેય વિનાની સ્વતંત્રતા—એ જ મૃત્યુ નહિ હોય!' પ્રોફેસરે એને જતો જોયો—અને એ બોલી ઊઠ્યા.

## માસિક નોંધ

આ વર્ષની ગાંધી-જયંતી રાષ્ટ્રપિતાની ઉમ્મરમાં એક વર્ષનો ઉમેરો કરે છે તેના કરતાં આ રાષ્ટ્રને એની પુખ્ત વયે પહોંચેલું જુએ છે તેમાં તેનું વિશેષ મહત્ત્વ રહેલું છે. સોળમે વર્ષે દીકરો પુત્ર મટીને મિત્ર બને છે તેમ રાષ્ટ્રીય હિંદ પણ યુવાવસ્થાને આરંભે પોતાના એ પાલક પિતા સાથેના સંબંધોમાં પલટો અનુભવી રહ્યું છે. ગાંધીજી એના એ જ છે, એમના વિચારો એના એ જ છે, રાષ્ટ્રનો એમની પ્રત્યેનો પ્રેમ-ભક્તિભાવ પણ એટલો ને એટલો જ છે; પણ હિંદના વિચાર હવે બદલાઈ રહ્યા છે; ગાંધીજીએ ચિંધાડેલા માર્ગથી ઊલટી દિશામાં તેના ડગલાં વારંવાર પડતાં દેખાય છે. આમાં એવું પણ ન માનવું જોઈએ કે આજ સુધી રાષ્ટ્ર ગાંધીજીને અનુસર્યું તેમાં દંભ હતો કે ઢોંગધતૂરો હતો, યુવાનોમાં પિતા સામે બંડ ઉઠાવનાર ચાલુ તે માણસની પણ બાલ્યાવસ્થા-કિશોરાવસ્થાના આજ્ઞાંકિતપણા માટે આવો આક્ષેપ ન થઈ શકે. સંપૂર્ણ સહૃદયતા હોવા છતાં વિચારભેદ-પંથભેદ સંભવી શકે છે.

### પુત્રવત્સલ રાષ્ટ્રપિતાના અંતરનો વલોપાત

દરેક પુત્રવત્સલ પિતાની માફક ગાંધીજી પણ પોતાના શિશુના જીવનમાં આવી રહેલા આવા પલટાથી હૃદયના અતલ ઊંડાણમાં ભારે વ્યથા અનુભવી રહ્યા છે. મહાત્માને છાજે તેવો આકરો સંયમ આ સંક્રાંતિકાળ દરમિયાન એમણે પોતાની વાણી ઉપર રાખ્યો હોવા છતાં એમની વ્યથાની ઝાંખી આપતાં છૂટક છૂટક વાક્યો એમનાં પ્રાર્થના-પ્રવચનોમાં અને લખાણોમાં મળી આવે છે. થોડા અઠવાડિયા પૂર્વે નવા રાષ્ટ્રધ્વજ વિશેના 'હરિજનબંધુ'ના અગ્રલેખમાં એમનાથી લખાઈ ગયેલા આવા એક હૃદયવિદારક પરિહાસવાળા ફકરામાં એમના અંતરનો આ વલોપાત ઊભરાઈ ગયેલો દેખાય છે:

'કોઈ કહે છે કે અસલ ઝંડાનો લોપ થયો. નવો યુગ બેઠો છે તેમાં નવી રીત શરૂ થઈ છે. તેને શોભાવે તેવો ફકડ ઝંડો થયો છે. હજી લગી એવા કોઈ સુપુત્રને મેં જોયો નથી, જેને પોતાની મા કુરૂપ લાગી હોય! સોનાને ઓપ ચડે એ સંભવે, પણ માને ઓપ કોણ ચઢાવી શકે?...... હવે તો શંકા ઉઠાવાઈ છે. રેંટિયો તો ડોસીમાનો હતો; ગાંધીનું રમકડું હતું. સ્વરાજ ડોસીમાનું ન હોય, એ તો જોદ્ધાનું હોય. એટલે હવે અમારે સાવજના મહોરાવાળું અશોકનું ચક્ર જોઈએ...... અમને નામર્દી ન ખપે. મર્દોની અહિંસા કોણે દીઠી છે? જોઈશું ત્યારે વાત. ખાદી પહેરીને અમે થાકયા. હવે તો કાયનાં કપડાં પહેરીશું...... ખાદી વડે શહેરોને નહીં બગાડીએ. ગરીબ ગામડિયા ખુશીથી ખાદી પહેરે. ખાદી પહેરવી ગુનો નહીં ગણીએ. રેંટિયો ડોશીમાની ઝૂંપડીમાં ચાલતા દઈશું, એ આ નવા યુગમાં મહેરબાની ગણાવી જોઈએ.'

### ગળેથી ઘંટીનું પડ છૂટે છે— કે શિરછત્ર જાય છે?

ગાંધીજીએ અહીં ઝંડા વિશે જે લખ્યું છે તે વત્તેઓછે અંશે એમનાં કેટલાય આદર્શો, સ્વપ્નો અને વિચારોને લાગુ પડે છે. એમની ૭૯ મી વર્ષગાંઠે ખોટા શોભાડકારા, ચીલાબદ્ધ વિભૂતિપૂજા કે અતિશયોક્તિભર્યા લાગણી-ઊભરાનાં પ્રદર્શનો કરવાને બદલે આપણો ગાંધીત્યાગ કેટલે અંશે ઇષ્ટ કે અનર્થકારી છે, કેટલે અંશે ગાંધીવાદની મર્યાદાઓમાંથી જન્મેલો કે આપણી જ નબળાઈઓમાંથી પેદા થયેલો છે તેમજ પ્રગતિશીલ કે પ્રગતિવિરોધી બળોએ સરજેલો છે તેનો સ્વસ્થ ચિત્તે વિચાર કરીએ.' ગાંધીત્યાગથી આપણે ગળેથી ઘંટીનું પડ છૂટે છે કે શિરછત્ર ઝૂંટવાઈ જાય છે તે વિશે બે પ્રામાણિક અને બળવાન વિચારશ્રેણીઓ પ્રવર્તે છે. એક બાજુ ગાંધીજી ઘંટીનું પડ હોય તો પણ એ અમારે જોઈએ છે, એવું કહેનારા છે, તેમ બીજે પક્ષે એવું કહેનારા પણ પણ પાકયા છે કે, શિરછત્ર હોય તો પણ ગાંધી હવે અમારે ન ખપે.

આવી બે ભિન્ન ભિન્ન મનોદશા માત્ર સામાન્ય પ્રજાજનોનાં જ નહિ પણ ટોચના આગેવાનોનાં આચરણમાં પણ દેખાય છે. ૭૯ મી ગાંધી-જયંતીને ટાંકણે આ દ્વિધામાંથી બહાર નીકળવાનો માર્ગ આપણને સૂઝે તો આપણા કાર્યપ્રદેશમાં સર્વત્ર ખૂટતી એકસૂત્રતા આપણને ફરી લાધશે.

### સાગરપારના મુલકોમાં પણ ગાંધીજીનાં તપતેજ ઝળહળ્યાં

આજે કેટલાય મહિનાઓથી નોઆખલી, બિહાર, કલકત્તા અને છેલ્લે દિલ્હીમાં કોમી ઝનૂન, પાશવી હિંસા અને વૈરપિપાસુ પ્રતિહિંસાનાં બળો સામે પ્રેમ અને ઇન્સાનિયતનો જે મરણિયો સંગ્રામ ગાંધીજી એકલે હાથે લડતા આવ્યા છે અને એક પછી એક અદ્દભુત ચમત્કારો સમા વિજયો પ્રાપ્ત કરતા આવ્યા છે તેનાં તપ-તેજ સાગરપારના મુલકો સુધી પહોંચ્યાં છે. આ વર્ષના શાંતિના નોબેલ—પારિતોષિક માટે નોર્વેની પ્રજા સમક્ષ ગાંધીજીનું નામ સૂચનરૂપે રજૂ થયું છે. ચીનનાં વર્તમાનપત્રોએ પણ આ સૂચન વધાવી લીધું છે. પ્રશંસા અને પારિતોષિકોની સીમા તો ગાંધીજીનું જીવનકાર્ય ક્યારનુંય વટાવી ગયું છે. છતાં, આવું પારિતોષિક ગાંધીજીને અર્પીને પોતાનું જ ગૌરવ વધારવાનો તથા પૂર્વના દેશોથી પોતે ઘણુંખરું વિમુખ રહેલ છે તેવું મેણું મિટાવવાનો મોકો નોર્વેની પાર્લામેન્ટ સમક્ષ આવી ઊભો છે.

પરદેશો ગાંધીજીનું આમ સન્માન કરે તે એક વાત છે, પરંતુ ખુદ આપણે તેમનાં જ દેશવાસીઓ આવી ગાંધીપૂજામાંથી ઊંચા ન આવીએ તે તો હવે શેખચલ્લીભર્યું ગણાવું જોઈએ. ઇતિહાસ આપણે વિશે બીજું ગમે તે કહેશે, પણ ગાંધીજીની પૂજા આપણે પૂરતા પ્રમાણમાં નથી કરી એવું તો એ નહિ જ કહી શકે. એ પૂજાનો કાળ વીતી ગયો છે. હવે જેટલી પૂજા થાય છે તે તો એમના આદર્શોને અનુસરવાની આપણી અશક્તિ ઉપરનું ઢાંકણ માત્ર છે. દસ લાખ રૂપિયાને ખરચે મુંબઈમાં ગાંધીજીનું પૂતળું ઊભું કરવાની યોજનાનું મૂલ્યાંકન આ દૃષ્ટિએ થવું જોઈએ.

### જીવતા ગાંધીને સ્થાને પાષાણની પ્રતિમા જ ખપે છે?

ગાંધી નામની જીવતી જાગતી વ્યક્તિને નિર્જનતામાં, એકલવાસમાં ધકેલી દેવી અને તેને સ્થાને નિર્જીવ, વાચાહીન, પાષાણની પ્રતિમા રોપવી એ એક ઘોર આત્મવંચના છે. એનો અર્થ એટલો જ થાય છે કે જે ગાંધી, આપણી પાસેથી કાર્ય માગે છે, વિચારશક્તિ માગે છે, સુધારા માગે છે, પ્રેમ અને બલિદાન માગે છે, સત્ય અને ટેક માગે છે, જે આપણી આકરી તાવણી કરે છે, જેની આર્ષદૃષ્ટિ આપણા ઊજળા જામાની આરપાર જઈને આપણાં તોલમાપ કાઢી લે છે તે ગાંધી આપણને નથી ખપતો: આપણને તો ખપે છે મૂંગી મૂંગી આપણાં કાળાંધોળાં માફ કરતી, આપણે ધરેલા મનફાવ્યા અન્નકૂટ આરોગી જતી અને વારતહેવારે જેનું ચરણામૃત લઈને આપણી જાતને પુનિત માની-મનાવી શકીએ તેવી મૂર્તિ. જો એમ જ હશે તો એક દિવસ એપોલો બંદર આગળ ગાંધીની મૂર્તિ ઊભી હશે અને એની નજર સામે જ હિંદુ-મુસલમાનો ખંજરબાજી કરતા હશે, એ પ્રતિમાવાળો ચકરો વાળનાર બાગી રસ્તાની પગથી પર બેસીને જ સામેની હોટલમાં ચા પી શકતો હશે, પાલવા બંદરે વિદેશી માલથી ભરેલી સ્ટીમરો ઠલવાયે જતી હશે, અને 'હરિજનબંધુ'નો ઉપયોગ શનિ-રવિનાં સહેલાણીઓ ત્યાં બેસીને પાથરણા તરીકે જ કરતાં હશે. ગાંધીજીને આમ જીવતા દાટી દેનારા 'રાષ્ટ્રવાદીઓ' કરતાં તો કલકત્તામાં એક રાતે એમના ઉતારા પર હુમલો કરનારા કોમવાદીઓ વધુ સાફદિલ ગણાય.

### બકિંગહામસભામાં મુકાયેલી વિદેશી કલાકારની ગાંધી-તસવીર

વર્તમાનપત્રો ઉપર મોકલેલાં ચર્ચાપત્રોમાં શ્રી તેંડુલકરે આવી જે ખિન્નતા વ્યક્ત કરી છે તેમાં ઘણાં દુભાયેલાં હૈયાંની લાગણીઓનો પડઘો પડ્યો હશે:—

'સત્તરેક વર્ષો પૂર્વે લંડનમાં બિસ્સેને હાથે ચિતરાયેલી ગાંધીજીની તસવીર ભારે દબદબાપૂર્વક બંધારણસભાના ખંડમાં ખુલ્લી મૂકવામાં આવી

છે. ખાસ આ ચિત્રને જ શા માટે પસંદ કરવામાં આવ્યું છે, તેનાં કારણો જાણવાનું મન સહેજે થાય છે.

'એ ચિત્રની છબી જોતાં એ કોઈ મહાન કલાકૃતિ હોય તેમ જણાતું નથી. ગાંધીજી જેવી વિભૂતિનું આ ચિત્ર સદંતર પ્રેરણારહિત છે. ઉપરાંત બે દાયકા પૂર્વે એ ચિતરાયેલું છે. ૧૯૪૭માં ગાંધીજી જેવા છે તેવા દેખાડતું ચિત્ર શું આપણને મળી શકે તેમ નથી?

'આપણું ગુલામી માનસ હજી ગયું નથી. ઘણુંખરું તો આ ચિત્ર એક અંગ્રેજે દોરેલું છે તે કારણે જ તેની પસંદગી થઈ હશે. કે પછી મરહૂમ પ્રભાશંકર પટ્ટણીના પુત્રે એ ભેટ આપેલ છે તે કારણે! એવું કહેવાય છે કે ધારાસભાના [સભ્યો આ સિવાય બીજું કોઈ ચિત્ર સ્વીકારવા તૈયાર નહોતા.

'બિરલેનું દોરેલું ચિત્ર સ્વીકારી લેવામાં ધારાસભાએ અણછાજતી ઉતાવળ બતાવી છે, એટલું જ નહિ પણ નંદલાલે દોરેલાં ગાંધીજીનાં ચિત્રોની કદર કરવાનો મોકો ગુમાવ્યો છે. નંદલાલે દોરેલું ગાંધીજીનું દાંડીકૂચ વેળાનું ચિત્ર ત્યાં વધુ શોભત. ભવિષ્યમાં તો આપણી રાષ્ટ્રીય સરકારે હિંદી કલાની કદર કરવાની અને તેને ઉત્તેજન આપવાની પોતાની ઈચ્છાની નક્કર સાબિતી આપવી રહેશે.'

### કોમવાદની જડ ઉખેડનારાં બે આવકારદાયી પગલાં

કોમવાદના કફનમાં મુંબઈ સરકારે તાજેતરમાં બે ખીલા ઠોકયા છે તેને માટે તેમને અભિનંદન ઘટે છે. પ્રાંતની મ્યુનિસિપાલિટીઓ અને સ્થાનિક સ્વરાજની બીજી સંસ્થાઓની હવે પછીની ચૂંટણીઓ સંયુક્ત મતાધિકારને ધોરણે જ કરવાનો એમનો નિર્ણય ઘણો આવકારદાયી છે, અને આથી વહેલો એ ન લઈ શકાયો તે વાત પૂરતો જ ખેદ રહે છે. આ નિર્ણયને પરિણામે પ્રાંતની મ્યુનિસિપાલિટીઓ વગેરેની ચૂંટણીઓ અમુક વખત સુધી મુલતવી રાખવી પડે એ તો દેખીતું છે. પરંતુ મતપત્રકો નવેસરથી તૈયાર કરવામાં સદંતર અનિવાર્ય તેટલા, ઓછામાં ઓછા સમય સુધીની જ આ મુદત નખાવી જોઈએ. પ્રજાને અળખામણા બનેલા સભ્યોવાળી મ્યુનિસિપાલિટીઓ આ નિર્ણયની ઓથે રહીને પોતાની આવરદા વધારવાની કોશિશ ન કરે તે અંગે સાવચેતી લેવાવી જોઈએ.

પ્રાંતની મુસ્લિમ કન્યાઓની કેળવણી માટેની ખાસ સગવડોની લીગ પક્ષની માગણીના જવાબમાં મુંબઈની ધારાસભામાં વડા પ્રધાન શ્રી ખેરે જે બે શબ્દો કહ્યા તે સવેળાના છે, અને પ્રાંતના કોમી આગેવાનો ડાહ્યા હોય તો તેમને માટે આથી વિશેષ ટકોરની જરૂર ન હોવી જોઈએ:

> 'થોડા દિવસ ઉપર જેમ અમે અસ્પૃશ્યતાને દફનાવી દીધી હતી તેમ કોમવાદને પણ ઊંડે ઊંડે દાટી દેવાના પ્રયત્નો આ સરકાર ચાલુ જ રાખશે. આ ધારાસભામાં મુસ્લિમ લીગ અને હિંદુ મહાસભા જેવા પક્ષો આ છેલ્લી વારના જ હશે. ભવિષ્યમાં તો સંયુક્ત મતાધિકાર મુજબ ચુંટાઈ આવેલા હિંદી પક્ષો જ અહીં મોજુદ હશે......કોઈ પણ એક કોમ માટે એક પણ નિશાળ ઉઘાડવાનો અમારો ઈરાદો નથી. બધી જ નિશાળો તમામ કોમો માટે ખુલ્લી હોવી જોઈએ. અમુક કોમને માટે અમુક ભાષાનું શિક્ષણ જરૂરી હોવાથી તેને માટે જુદી નિશાળો કે કૉલેજો ખોલવાની માગણી ખરે જ ભારે બેહૂદી છે. શિક્ષણ સર્વને માટે એકસરખું જ હોવું જોઈએ. મુસલમાનોએ તેઓ આ દેશના જ વતની છે તે વાતની કાયમને માટે ગાંઠ વાળવી જોઈએ અને પોતાનું વર્તન એ જાતનું રાખવું જોઈએ.'

### 'એક પણ પાંચમી કતારિયો સાંખી લઈ શકાય નહિ'

યુક્તપ્રાંતના રમખાણગ્રસ્ત પશ્ચિમી જિલ્લાઓના પ્રવાસ દરમિયાન વડા પ્રધાન પંડિત પંતે કરેલાં ભાષણોનો એક મુખ્ય સૂર શ્રી ખેરની વિચારસરણીને આગળ લઈ જાય છે:



'પ્રજાના તમામ વર્ગોને સમાન અધિકાર મળે તે માટેની પહેલી જરૂરિયાત રાજ્ય પ્રત્યે સંપૂર્ણ અને અફર વફાદારી દાખવવાની છે. મુસ્લિમોએ ખાસ તો એ સમજવું જોઈએ કે દેશના ભાગલા પડ્યા પછી હિંદી સંઘને એક આદર્શ રાજ્ય બનાવવામાં એમણે અમને મદદ કરવી જોઈએ અને પાકિસ્તાન સાથે ઘર્ષણ થાય ત્યારે પણ વફાદારીપૂર્વક અમારી પડખે જ ઊભા રહેવું જોઈએ. મુસ્લિમોએ પોતે આ રાજ્યના નાગરિકો છે તેમ માનવું જોઈએ અને એકતા તથા ભાઈચારાને ખાતર પોતાનાં અંગત હિતોનો ભોગ આપવા તૈયાર થવું જોઈએ. હિંદમાં અમે એક પણ પાંચમી કતારિયાને સાંખી લઈ શકીએ નહિ એ તો દેખીતું જ છે. માટે, જેઓ આ રાજ્યને વફાદાર રહેવા ન માગતા હોય તેઓ પાકિસ્તાન ભણી રવાના થઈ જાય એ જ બહેતર છે.'

હિંદમાંના ઘણાખરા લીગવાદીઓ, એમના આગેવાન ચૌધરી ખલિકુઝમાને બંધારણસભામાં તાળીઓના ગડગડાટ વચ્ચે વફાદારીની જાહેરાત કર્યા છતાં, આ દેશ પ્રત્યે વફાદાર નથી, એવી સરદાર વલ્લભભાઈની માન્યતાને ગાંધીજીએ પ્રસિદ્ધિ આપી છે. શ્રી ખેર, પંડિત પંત, અને સરદારશ્રીના આ સ્પષ્ટ વક્તૃત્વમાંથી કોમવાદના વિષધરને સાણસામાં લેવા માટેની જરૂરી મક્કમતાનું દર્શન સામાન્ય પ્રજાજનને થતું હશે અને ભૂતકાળની મનામણાં–નીતિનો આખરે અંત આવી રહ્યો જાણીને એ રાહતની લાગણી અનુભવતો હશે.

વફાદારીની વાત કરતી વખતે, માત્ર મુસ્લિમો જ આ દેશને બેવફા અને તેવા છે એવો ગલત ખ્યાલ કોઈના મગજમાં રહી ન જાય. બ્રિટિશ શહેનશાહ પ્રત્યે વફાદારીના સોગંદ લેવામાં કદી નાનપ ન અનુભવનાર મુંબઈ પ્રાંતના એકમાત્ર હિંદુ મહાસભાવાદી ધારાસભ્ય શ્રી કરંદીકરે પ્રજાકીય બંધારણસભાને વફાદારી દાખવવાનો ઇન્કાર કર્યો છે અને તેમ કરવા જતાં ધારાસભામાંના પોતાના સ્થાનનો પણ ભોગ આપ્યો છે. એ બતાવે છે કે બધા મુસ્લિમો જેમ બેવફા નથી, તેમ બધા જ બિન–મુસ્લિમો વફાદાર પણ નથી.

પાકિસ્તાનવાદીઓ માગે છે—

કોઈ પણ હિસાબે ઘર્ષણ

હિંદ અને પાકિસ્તાન વચ્ચેના ઘર્ષણ પ્રત્યે જે ઈશારો ઉપર પંડિત પંતે કર્યો છે તેમાં વાસ્તવિકતાને તેના સાચા સ્વરૂપે ઓળખાવવામાં આવી છે. જન્મભૂમિના ટુકડા કર્યા પછી અને વસ્તીની ફેરબદલીનું બીહામણું સ્વપ્ન થોડેઘણે અંશે સિદ્ધ કરી લીધા પછી પણ પાકિસ્તાનવાદીઓને જંપ વળતો દેખાતો નથી. કોઈ પણ હિસાબે ઘર્ષણ ઊભું કરવા એ જાણે તલપાપડ બન્યા છે.

મુસ્લિમ બહુમતીવાળા પ્રદેશોમાં બિનમુસ્લિમોને માથે જે વીતકો વીત્યાં છે તેને વિશે એક શબ્દ પણ ન ઉચ્ચારવાની શ્રી ઝીણાની ધૃષ્ટતાએ તો ગાંધીજી જેવા શાંતિદૂતના મોઢામાં પણ આંગળાં નાખીને બે વેણ બોલાવ્યાં છે. એથી યે આગળ વધીને, પાકિસ્તાનવાદીઓ ક્યાં સુધી જઈ શકે તેમ છે, અને બે રાજ્યો વચ્ચે ઘર્ષણ ટાળવાની એમની બેપરવાઈ કેટલી હદ સુધીની છે તે તો જૂનાગઢ જેવા ૮૦ ટકા બિન-મુસ્લિમ વસ્તીવાળા રાજ્યને પાકિસ્તાન સાથે જોડાણ આપીને એમણે બતાવી આપ્યું છે. જૂનાગઢની પ્રજા ત્યાંના પૂતળા નવાબ કે પાકિસ્તાની દીવાનના ખીસામાં રાખવાની કોઈ યોજ હોય એટલી આગાળી અને એનમાંથી આ અનિષ્ટ જોડાણ કરવામાં આવ્યું છે.

જૂનાગઢના રાજ્યકર્તાનું આ પગલું માત્ર જૂનાગઢની કચડાયેલી પ્રજાને જ નહિ પણ સમગ્ર કાઠિયાવાડને પડકાર સમાન છે.

અનેક નાનાં નાનાં રાજ્યોના સીમાડાએ કાઠિયાવાડની પ્રગતિને પીંખી નાખેલ છે. છતાં સંગઠનનો એક અખંડ વારસો તમામ સૌરાષ્ટ્રવાસીઓના રુધિરમાં ઊતરેલો છે. જૂનાગઢના નવાબે પોતાની પ્રજાને સુની વેચેલ છે. ચારણ કવિઓએ બિરદાવેલી વીરભૂમિ મોરડના પંખીઓ પણ આવી ઘોર ગુલામી સહી ન શકે. સૌરાષ્ટ્રનું ખમીર સાવ મરી પરવાર્યું ન હોય તો માઝા મૂકી ગયેલા નવાબી મદને એ જોતજોતામાં ભાંગી નાખી શકે તેમ છે.





## જવાંમર્દીનાં નીર ખૂટયાં ન હોય તો સોરઠિયાઓ આપબળે ઝૂઝે

કાઠિયાવાડના અવલ દરજ્જાના પ્રજાશત્રુનો પડકાર ઝીલવાનું કામ મૂછને વળ દઈ જાણનાર દરેક સોરઠિયા જુવાનનું છે. કોઇ કાઠિયાવાડી મરદ એવી આશાએ બેસી ન રહે કે હિંદી સંઘના ગુરખાં, શીખ કે જાટનું લશ્કર આવીને એમને જૂનાગઢ જિતાવી આપશે. ના, જૂનાગઢના ભાડૂતી મકરાણીઓનો જવાબ તો કાઠિયાવાડની ધરતીમાંથી જ જાગવો જોઇએ. સોરઠી મરદાનગી તો સામે ચાલીને બહારના સાથીઓને પણ કહી દે, કે શત્રુને અમે એકલે હાથે મહાત કરશું.

કાઠિયાવાડ અને જૂનાગઢી નવાબશાહી વચ્ચેનું યુદ્ધ અનિવાર્ય છે, જરૂરી પણ છે. પરંતુ માત્ર જૂનાગઢને કારણે હિંદ–પાકિસ્તાન વચ્ચે ઘર્ષણ ઊભું કરાવ્યાનું મેણું કાઠિયાવાડીઓને શોભા ન અપાવે. પાકિસ્તાન અને હિંદ, બન્ને ઊભાં ઊભાં ભલે જુએ, પણ લડત તો જૂનાગઢ અને સૌરાષ્ટ્ર વચ્ચેની જ હોવી જોઇએ. સોરઠવાસીઓ કોઇની વાટે ન રહે. જામસાહેબ જેવા, ઘણે અંશે જૂનાગઢના નવાબ જેવા જ એકહથ્થુ શાસનકર્તાનો એહસાન પોતાને શિરે એ થઇ ન ચડાવે. મુંબઇમાં ઉત્સાહભેર રચાયેલી 'કામચલાઉ સરકાર'ને આધારે પણ કાઠિયાવાડીઓ બેસી ન રહે. દિલ્હીના ધાન કે મુંબઇનો પ્રાણવાયુ સૌરાષ્ટ્રને જિવાડી નહિ શકે. જામસાહેબની મદદ વડે જિતાયેલા જૂનાગઢમાં જનતાનું રાજ નહિ હોય. સોરઠી જવાંમર્દીનાં નીર ખૂટ્યાં ન હોય તો સૌરાષ્ટ્રવાસીઓને બીજા કોઇની મદદની જરૂર ન રહે. ત્રાવણકોર મૈસૂરથી પ્રજા કોઈની વાટે રહી નહોતી અને એને વિજય સાંપડી રહ્યો છે. હૈદ્રાબાદની અને કાશ્મીરની જનતા એકલે હાથે લડી રહી છે—અને એમને પણ વિજય જ વરશે. જૂનાગઢનો મદ ભાંગવામાં જેટલો વિલંબ થશે તેટલી ગૂંચવણો વધતી જશે. પહેલો ઘા હંમેશા સવાલાખનો હોય છે.

## સ્વરાજના શાસનકર્તાઓ વિદેશી અસરોથી મુક્ત બને

'વિશ્વવાત્સલ્ય'માં એક લેખમાં શ્રી રવિશંકર મહારાજે આપણને સાંપડેલા સ્વરાજનું સ્વરૂપ આ રીતે આલેખ્યું છે:

> '૧૫મી ઓગસ્ટે સ્વરાજ આવ્યું; પણ સ્વરાજ આવ્યું એટલે શું આવ્યું ? અંગ્રેજો ગયા, રાજ્યવ્યવસ્થામાં તેમની ખાલી પડેલી જગ્યાઓએ આપણા માણસો બેઠા, એટલું જ ને ! પણ એથી કાંઇ સ્વરાજ નહિ આવી શકે...... સ્વરાજને માટે જે કલમ હતી તેનું પાલન આપણે ન કર્યું. સ્વરાજ્ય તો આવ્યું, પણ રચનાત્મક કામ થયું નહિ. આજે જો અંગ્રેજો જાય છે તો તે આપણા બળથી નહિ પણ અન્ડરબંડાઈથી જાય છે. એક સભામાં ફક્ત એક જ માણસ ભંગાણ પાડી શકે. " અંગ્રેજો ચાલ્યા જાવ " કહી આપણે એવી હોહા મચાવી દીધી કે અંગ્રેજોને રહેવું ભારે પડી ગયું. પણ સભા વિખેર્યા પછી ફરી ગોઠવવી એ કામ અઘરું છે.

આ અધૂરું કામ પાર પાડવા આપણા જે આગેવાનો તત્પર બન્યા છે તેઓ વિદેશી આચાર-વિચારની કેટલીક અસરોમાંથી મુક્ત ન હોવાને કારણે હજી આ સ્વરાજ અને આપણા સ્વપ્નામાંના હિંદ–સ્વરાજ વચ્ચે તફાવત છે તે કોઈ કોઇ વાર સાંભરી આવે છે. પાકિસ્તાનમાંના હિંદી હાઇ–કમિશ્નર શ્રી શ્રીપ્રકાશે કાશીમાં એમના માનમાં યોજાયેલા એક ભોજન–સમારંભમાં જાહેર કરેલું કે પંજાબનાં તોફાનોમાં દ.૯ લાખ માણસો માર્યા ગયા છે. પશ્ચિમના શિષ્ટાચાર પ્રમાણે આવી મહત્ત્વની જાહેરાતો કદાચ આવા મિજબાની–સમારંભોમાં થતી હશે, પરંતુ, પોતાના દેશબંધુઓની કતલનો આંકડો દોઢ લાખ ઉપર પહોંચ્યાની ભીના ભોજન–સમારંભ વેળા ઉચ્ચારવાની વાત હિંદી સંસ્કારભાવના સાથે મેળ નથી ખાતી. મોટા મોટા સમારંભો યોજવા, ખાણાંપીણાંની મહેફિલો ગોઠવવી અને તેની વચ્ચે વચ્ચે જે સમય મળે તે દરમિયાન રાજકારભાર સંભાળતા જવાની પશ્ચિમના દેશોની રસમમાંથી આપણા આગેવાનોએ નીકળી જવાની જરૂર છે.

### આપણી મ્યુનિસિપાલિટીઓ
### મહેફિલ-સંસ્થાઓ બની રહી છે

પશ્ચિમી શિષ્ટાચારનું અનુકરણ કરતા ટોચના આગેવાનોની નકલ કરનારા લઘુ-નેતાઓ તો આજે ઘણાં શહેરોની મ્યુનિસિપાલિટીઓમાં ઘર કરી ગયેલા દેખાય છે. મદ્રાસના નાયબ-નગરપતિ શ્રી લક્ષ્મીનારાયન 'હિન્દુ' ઉપરના એક ચર્ચાપત્રમાં લખે છે કે—

'મદ્રાસની કોર્પોરેશન એક નાગરિક સંસ્થા મટી જઈને કોઈ સંગીત-સમેલન બની ગઈ છે તે હકીકત પ્રત્યે હું પ્રજાનું અને કોર્પોરેશનના મારા સાથી-સભ્યોનું ધ્યાન ખેંચવા માગું છું છેલ્લા થોડા વર્ષોના મારા અનુભવ પરથી હું કહી શકું છું કે અગાઉના વખતમાં આવા સમારંભો પાછળ કોર્પોરેશન વરસના રૂા ૨૦૦૦ થી વધુ ખર્ચ કરતી નહોતી. પણ હવે, મને લાગે છે કે, મિજલસો અને માનપત્ર આપવાના સમારંભો પાછળ આ એક જ વર્ષને અંતે મદ્રાસ કોર્પોરેશન રૂા ૧૫,૦૦૦ ખરચી ચૂકી હશે પ્રજાના નાણાંનો આ નર્યો વ્યય છે એમ હું હૃદયપૂર્વક માનું છું માનવંતા નગરપતિને અને બીજા સભ્યોને આવા સમારંભો પાછળ એક પાઈ પણ ન ખરચવાની હું વિનંતી કરું છું પંડિત જવાહરલાલ નેહરુ, સરોજિની નાયડુ અને રાજગોપાલાચારી જેવા કોંગ્રેસના જે આગેવાનોને અગાઉ આવા માનપત્રો અપાઈ ચૂક્યાં છે તેઓ ફરીથી અહીં આવે ત્યારે તેમને માટે ફરી એવો ઉડાઉ ખર્ચ કરવો તે ખુદ તેમને પણ નહિ રુચે.'

કલકત્તાની કોર્પોરેશને હમણાં જ ગાંધીજીને નોઆખાલીનું માનપત્ર આપ્યું તે તો કદાચ ગાંધીજીએ કલકત્તાને વધુ એક રુધિરસ્નાનમાંથી ચમત્કારિક રીતે ઉગારી લીધું હોવાને કારણે ક્ષમ્ય ગણાય, પણ વળી પાછું બીજે જ અઠવાડિયે શ્રી જયપ્રકાશ નારાયણને માનપત્ર આપ્યા વિના એને ચેન પડ્યું નહિ મુંબઈની કોર્પોરેશને પંડિત નેહરુ, બાબુ રાજેન્દ્રપ્રસાદ વગેરે રાષ્ટ્રીય પ્રધાનોને માનપત્ર આપવાનો નિર્ણય કરેલો, પરંતુ સદ્‌ભાગ્યે, મહાસમિતિની બેઠક હવે મુંબઈને બદલે દિલ્હીમાં મળવાની છે તેથી, હાલ-તુરત પૂરતો મુંબઈની પ્રજાના પૈસાનો એટલો ધુમાડો થતો બચી ગયો છે સ્થાનિક સ્વરાજખાતાના પ્રાંતીય પ્રધાનને ફરી વિનંતી કરીએ છીએ કે પ્રજાના નાણાંની આવી બરબાદી મ્યુનિસિપાલિટીઓને હાથે ન થાય તે માટે કાયદેસરની જોગવાઈ કરે.

### શહેરોની સૂરત પલટવા
### ઊગતા જુવાનો કમર કસે

માનપત્રો આપવાનો સમારંભો ગોઠવવાનો, રાજદ્વારી ઠરાવો કરવાનો અને વહીવટી પ્રશ્નોની અનંત ચર્ચાઓ કરવાનો આ મહારોગ કોર્પોરેશનોના મહાલયોમાંથી નીકળીને મોટા-નાના શહેરો સુધી પોતાનો ચેપ લગાડતો લગાડતો પહોંચી ગયો છે પ્રજાની તંદુરસ્તી ઉપર પૂરતું ધ્યાન આપવાનું કર્તવ્ય તો થોડા અપવાદ સિવાય સ્થાનિક સ્વરાજની તમામ સંસ્થાઓએ વિસારી દીધેલું જ ભાસે છે.

શહેરોમાં શિક્ષિત અને સમૃદ્ધ પ્રજા વસે છે ત્યાં પણ આવી હાલત છે તો પછી કંગાલિયત અને અજ્ઞાનમાં ડૂબેલા ગામડાંનું તો પૂછવું જ શું? બહુ ઉત્સાહી મ્યુનિસિપાલિટી હોય તો તે તંદુરસ્તી વિશેનાં થોડાં ખાવ-પીવા ચોપાનિયાં પ્રજામાં વહેંચે છે, અથવા તો તેના પ્રમુખ કે સભ્યો એ વિષય પર એકાદ ભાષણ આપી આવે છે. એવા પ્રમુખ-સભ્યોનું આયુષ્ય હજાર વર્ષનું થાય તો પણ સમાજની તંદુરસ્તીમાં એમને હાથે ભાગ્યે જ કશો સુધારો થઈ શકે

મુખ્ય જરૂર તો આવા હોદ્દેદારોએ જાતે આગળ આવીને દાખલો બેસાડવાની છે દરેક બાબતમાં ગાંધીજીનો દાખલો ન લેવો હોય તો હમણાં જ અવસાન પામેલા ન્યુયોર્ક નગરીના લાડીલા મેયર લા ગાર્ડીઆને સંભારીએ લાગલાગટ બાર વર્ષ સુધી ન્યુયોર્કના નગરપતિપદે બિરાજનારે એ શહેરમાંથી ડાકુ-જુગારીઓના અડ્ડા ગોતી ગોતીને સાફ કરી નાખ્યા હતા અને નગરજનોને સ્વચ્છ, સુરક્ષિત જીવનની ભેટ ધરી હતી પણ પ્રજાનો અપાર પ્રેમ સંપાદન કરીને તેમના અંતરમાં કાયમની યાદ મૂકી જનારું કયું તત્ત્વ લા ગાર્ડીઆમાં હતું? ન્યુયોર્ક શહેરમાં જ્યારે જ્યારે મોટી આગો લાગતી ત્યારે આગના બંબાઓ સાથે





એ નગરપતિ પણ બંબાવાળાનો લોખંડી ટોપ પહેરીને ત્યાં પહોંચી જતો અને કામે લાગી જતો. ન્યુયોર્કના બગીચાઓમાં પ્રજાને મધુરું સંગીત પીરસાતું તેનું સંચાલન પણ એ જાતે સાદા ખમીસ–પાટલૂનભેર કરતો. મુંબઈ સરકારે મુલતવી રાખેલી ચૂંટણીઓ વહેલી વહેલી જ્યારે થાય ત્યારે આપણાં નગરોને પણ લા ગાર્ડીઆઓ મળી રહે!

## સારાં ચિત્રો માટેની જરૂર :

### જાગ્રત સેન્સર, જાગ્રત પ્રેક્ષકો

ઇંગ્લંડના રાજાની દક્ષિણ આફ્રિકાની મુલાકાતવેળાના 'ન્યૂઝ રીલ' (સમાચાર–ફિલ્મ)માંથી હિંદના ગૌરવ માટે અપમાનજનક એવાં અમુક દશ્યો ઉપર સપાટાબંધ કાતર ચલાવનાર મુંબઈના ફિલ્મ સેન્સર ખાતાએ પોતાની ઊંઘ ઉડી રહ્યાની એક એંધાણી આપી છે. સેન્સર–બોર્ડની સાથે સાથે પ્રેક્ષકવર્ગે પણ પોતાની ફિલ્મ–રુચિનું ધોરણ ઊંચું લાવવાનું રહે છે. સેન્સરનું કામ ફિલ્મોમાં અનિષ્ટ તત્ત્વોને પેસતાં અટકાવવાનું છે. સારાં, કલામય ચિત્રો સરજાવવાનું કાર્ય તો જાગ્રત અને મક્કમ પ્રજામત જ કરાવી શકે. ઊંચી કક્ષાનાં હિંદી ચિત્રો જોયાને કેટલો બધો સમય વીતી ગયો હશે! આપણું ફિલ્મ–સંગીત તો કેટલી રેઢિયાળ કક્ષાએ ઊતરી પડ્યું છે! સારાં ચિત્રોની ભૂખ સંતોષવા માટે કરોડો રૂપિયા આપણે લંડન અને હોલીવૂડ મોકલી રહ્યા છીએ. રાષ્ટ્રઘડતર માટે અતિ આવશ્યક એવી ચીજોને ભોગે આપણી વિદેશી અસ્કયામતો આપણે પરદેશોમાંથી છાપેલી અને કોરી કચકડા–પટ્ટીઓ લાવવા પાછળ બરબાદ કરી છીએ. ઇંગ્લંડે અમેરિકન ફિલ્મોની આયાત બંધ કરવાની હિંમત કરી : આપણે નથી કરી; અને તેથી સેન્સર ખાતા થોડાંક પણ સારાં ચિત્રો આપણે જોવા પામીએ છીએ.

## શિક્ષણ–સમાચાર

નવી નવી ઘડાઈ રહેલી કેળવણીની ભગીરથ યોજનાઓ માટે જેમ નાણાંની તેમ શિક્ષકોની પણ ભારે તંગી છે. શિક્ષકોની તંગીને પહોંચી વળવા માટે મેટ્રિક પાસ કરનાર કે ગ્રેજ્યુએટ બનનાર દરેક વિદ્યાર્થી પાસેથી ગામડામાં ફરજિયાત એક વર્ષનું શિક્ષણકાર્ય કરાવવું જોઈએ તેવી સૂચના આપણા પ્રાંતમાં થઈ છે. યુક્તપ્રાંતમાં બીજા વિષયોની સાથે સાથે ઇન્ટરની પરીક્ષામાં શિક્ષણશાસ્ત્રનો વિષય જ દાખલ કરવાનું સરકારે નક્કી કર્યું છે. આ પગલું અનુકરણીય છે. અમસ્થાય ઇન્ટર પાસ કરનારા કે ગ્રેજ્યુએટ થયેલા કેટલાય જુવાનો શિક્ષકના ધંધાનું શરણું શોધતા હોય છે, તે પછી કૉલેજોમાં એમને એ વિષયનું રીતસરનું જ્ઞાન આપીને અધકચરા માસ્તરોને બદલે પાવરધા શિક્ષકો જ શા માટે ન બનાવવા!

—માધ્યમિક શિક્ષણની પુનઃરચના અંગે વિચારણા ચલાવવા મદ્રાસના શિક્ષણ–પ્રધાન શ્રી અવિનાશી લિંગમ્‌ના પ્રમુખપદે મળેલી મદ્રાસના કેળવણીકારોની એક પરિષદે એવો ઠરાવ કર્યો છે કે શારીરિક શિક્ષણના નવા અભ્યાસક્રમમાં કિશોરો અને કન્યાઓ માટેનાં લોકનૃત્યોને મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ, અને દેશના જુદા જુદા ભાગમાં પ્રચલિત હોય તેવાં જૂનાં લોકનૃત્યોને આધુનિક યુગની જરૂરિયાત પ્રમાણે નવેસરથી અપનાવી, સંગીત સાથે બેસાડી, બધી જ નિશાળોમાં દાખલ કરવાં જોઈએ.

નાગપુરની મોરિસ કૉલેજ, જબલપુરની રૉબર્ટસન કૉલેજ અને અમરાવતીની કિંગ એડવર્ડ કૉલેજનાં નામો તાત્કાલિક બદલીને અનુક્રમે નાગપુર મહાવિદ્યાલય, જબલપુર મહાવિદ્યાલય અને વિદર્ભ મહાવિદ્યાલય રાખવાનો હુકમ મધ્યપ્રાંતની સરકારે કાઢ્યો છે. મુંબઈની એલફિન્સ્ટન, સિડનહામ વિગેરે કૉલેજોનાં નામ ક્યારે બદલાય છે.

ન્યુયોર્કની નિશાળોમાં વિદ્યાર્થીઓની ટુકડીઓ સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની કચેરીની મુલાકાતે જઈને વિશ્વસંસ્થાનું સંચાલન કઈ રીતે થાય છે, એનો કાર્યપ્રદેશ કેટલો છે, એની ખૂબીઓ–ખામીઓ શી શી છે વગેરેનો અભ્યાસ કરે છે અને પ્રત્યક્ષ અનુભવથી સમજે છે. સંયુક્ત રાષ્ટ્રસંસ્થાનું વડું મથક તો આપણા દેશમાં નથી, પણ આપણી મ્યુનિસિપાલિટીઓના કાર્યનો આવો પ્રત્યક્ષ અનુભવ પણ આપણા વિદ્યાર્થીઓને વારંવાર મળતો રહે તો એક દાયકામાં આપણાં ગામ–શહેરોની સૂરત પલટાઈ જશે એવું નિઃસંદેહ માની શકાય.

તા. ૨૬–૯–૪૭

# જીવનપંથ

ચાલી આવતી આપકથાનો હપ્તો આઠમો

## ધૂમકેતુ

**શ્રીમન્નથુરામ શર્માનો આશ્રમ : મને 'શંકરાચાર્ય' થવાની મહત્ત્વાકાંક્ષા જાગે છે; સાધુ થવાની ઇચ્છા થાય છે; ક્યાંક મઠ બાંધવાની તમન્ના જાગે છે; પણ છેવટે તો પાઠમાળા ગોખવા માંડું છું !**

શ્રીમન્નથુરામ શર્માને એમના ભક્તજનો તો શ્રીમન્નાથ ભગવાન એ નામે જ સંબોધતા. 'જે નાથ !' કે 'જે ગુરુદેવ !' સામસામે શિષ્યો મળે ત્યારે એ એમનો નમસ્કાર રહેતો. શ્રીમન્નથુરામ શર્મા એ વખતે સોરઠ વિખ્યાત તો હતા જ પણ એમનું શિષ્યમંડળ મુંબઇમાં, કરાંચીમાં અને ગુજરાતભરમાં હતું. ભાવનગરમાં, અમદાવાદમાં, જામનગરમાં, સુરતમાં એમ ઘણે ઠેકાણે ફેલાયલું હતું. આફ્રિકા સુધી એમનું નામ જાણીતું હતું. આપણા નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ એક વખત એમના અનન્ય શિષ્ય હતા. ભાવનગરના હરગોવિંદ માસ્તર, કુતિયાણાના માણેકલાલ માસ્તર, જૂનાગઢના મહારાણી પ્રસાદ, પોરબંદરના ગોવિંદજી વકીલ, જામનગરના રવજીભાઇ સૂરતના નાનાભાઇ, આપણા ચિત્રકાર રવિશંકર રાવળના પિતા મહાશંકરભાઇ, જયેષ્ઠારામ ભાઇ, કેશવલાલભાઇ, લીંબુડાનાં કસ્તુર બેન, મુંબઇનાં કસ્તુરબેન, છેલશંકર વ્યાસના પિતા દયાશંકર વકીલ, અને એમ તો એ નામાવલિ એટલી મોટી થઇ જાય કે વખતે વિસ્મૃતિને લીધે લેવાં જેવું કોઇ નામ રહી પણ જાય :

પણ મને તો આશ્રમજીવનનો જે લાભ મળ્યો એ એક રીતે જીવનવિધાયક નીવડ્યો.

અંહીં જ મેં મારા વિદ્યાજીવનનો પાયો મેળવ્યો. આંહીંથી જ મેં સંસારજીવનનો પાયો નાખ્યો. આંહીં જ મને મોટાં મકાન, મોટાં માણસો અને મોટાઇનો કાંઇક ખ્યાલ આવ્યો. આંહીંથી જ મારા દિલમાં કીર્તિની મહત્ત્વાકાંક્ષા જાગી ઊઠી. આંહીં મને એવું એવું જાણવાનું મળ્યું કે જીવનમાં એ પાછળથી ઘણું જ ઉપયોગી થઇ પડ્યું. આંહીં મને વાણીની છટાનો, શૈલીનો, કાંઇક અસરકારક રીતે કહેવાનો શોખ થઇ આવ્યો. આંહીં રહેતા મોટા માણસોનો કે સભાક્ષોભનો, પછી કોઇ દિવસ મારે માટે પ્રશ્ન જ રહ્યો નહિ. આંહીં હું રહ્યો તો ત્રણેક વર્ષ–પણ એ ત્રણે વર્ષની પળેપળ જાણે અનેક અનુભવોથી સભર ભરેલી બની ગઇ !

હું તાલુકા સ્કૂલમાં માસ્તર હતો અને ખાનગી અભ્યાસ કરી ચોથી અંગ્રેજી પાસ થઇ–સર્ટિફિકેટ મેળવવાની મારી મહત્ત્વાકાક્ષા હતી. મિડલસ્કૂલના હેડ માસ્તર દેવશંકરભાઇ આશ્રમના ભક્ત હતા. અને અંબાશંકરભાઈ સાથે એમને પરિચય પણ હતો. પોતે કાંઇ ભણાવવામાં બહુ હોશિયાર ન હતા–પણ એમને ઠોઠ છોકરા પ્રત્યે ઊલટી વધારે પ્રીતિ રહેતી, એ એમનું મોટામાં મોટું સદ્‌ગુણી તત્ત્વ હતું ! અને હું બીજું કાંઇ હોઉં કે નહિ એ સવાલ બાજુએ મૂકીએ, પણ ઠોઠ તો હું ચોક્કસ હતો ! ખરી રીતે તો ચોથી અંગ્રેજીથી માંડીને સાતમી અંગ્રેજી સુધી હું કાંઈ જ ભણ્યો ન હતો ! મારું ભણવાનું શરૂ જ મેટ્રિક પછી થયું. ત્યાં સુધી તો મેં ગાડું જ ગબડાવ્યે રાખ્યું. સારું થાય કોઇ ને કોઇ મારા જેવા ઠોઠ છોકરાનું કે પાસ થવાનો કોઈ ને કોઇ નુસખો અમે ભેગા મળીને શોધી કાઢતા. બનતાં સુધી તો પેપર ફોડી લેતા–અને એમાં ન ફાવીએ તો પછી, ચોરી ! ભલે ને પહેલું ધોરણ ને બીજું ધોરણ ને સાતમું ધોરણ માસ્તરો ભેગાં કરે. પણ છોકરા સૌની સહાનુભૂતિ તો અમારી ચોરી માટે હોય હોય ને હોય જ ! અને એકની એક કે પ્રચલિત થઇ ગયેલી જુક્તિ અજમાવવા જેવા અમે ઠોઠ ન હતા. અમે ઠોઠ ભણવામાં હતા–કાંઇ જુક્તિઓ શોધવામાં ન હતા. અમારી એક સરસમાં સરસ જુક્તિ તો એ હતી કે નખ ઉપર, બહુ જ ઝીણા અક્ષરે, પેન્સિલથી ઉપયોગી હોય એવું લખી લેવું ! એ કોઇ દેખે તો ભૂંસતાં વાર ન થાય, ને ન દેખે તો જોવામાં કાંઇ જોખમ નહિ ! પહેરણની ચાળના નીચેના ભાગમાં પણ લખી લેવાય. પણ એમાં પકડાવાનો થોડો ભય ખરો.





થયેલી લખાણપ્રવૃત્તિને કંઇક પણ પ્રતિષ્ઠા છેક ઇ. સ. ૧૯૨૫-૧૯૨૬માં મળી એ ઘટના મારા જીવનને અત્યંત ઉપકારક થઇ પડી એમ હું માનું છું. એ વખતે કે પછી કૉલેજ જીવન દરમ્યાન પણ, જો મારાં લખાણો પ્રગટ થવા માંડયા હોત, ને એકાદ-બે સ્થળે ફોટો મુકાઇ ગયા હોત તો હું માનું છું કે જે કાંઇ વિકાસ થયો તે કોઈ દિવસ થાત જ નહિ. પણ લખાંણ પ્રગટ થવાની બહુ તક મળી નહિ. ને મારી લખાણ પ્રવૃત્તિ ચાલુ જ રહી એમાં મોટો ફાયદો થયો. વ્યાયામ મળતો જ રહ્યો. અભ્યાસ વધતાં એ લખાણ મેં પોતે જ રદ કરી નાખ્યાં, ને એ પ્રમાણે અપરિપક્વ અવસ્થામાં હમેશને માટે પડી જવાના ભયમાંથી હું ઊગરી ગયો.

આ પ્રમાણે બીલખાનો મારો નિવાસ એક રીતે મને બહુ જ ઉપકારક નીવડયો.

બીલખાનું આ આનંદાશ્રમનું સ્થાન, જૂનાગઢ બીલખાની સડક ઉપર આવેલું છે. દૂર ગિરનારનો પહાડ દેખાય છે. થોડેક દૂર કાળવાનો વોંકળો છે, આશ્રમમાંથી બહાર નીકળો કે તરત તમે કુદરતને ખોળે પહોંચી જાઓ, એવી એની સ્થાન રમણીયતા છે.

આ આશ્રમના સ્થાપન ને સંચાલનમાં ગૌરીશંકર ભટ્ટ, દયાશંકર વકીલ, શંકરપ્રસાદ વકીલ કાઠી દરબારો વગેરેનો ઘણો મોટો સાથ હતો. મહારાજ શ્રીમન્નથુરામ શર્મા એ આશ્રમને, યુરોપીઅન પણ મોંમા આંગળાં નાખી જાય એવી સ્વચ્છતાથી જાળવતા. તમે આશ્રમના દરવાજામાં પ્રવેશ કરો અને એની વિશાળ ફરસબંધીવાળો ચોક નજરે પડે. એક પ્રકારની મન ઉપર સ્વચ્છતાની છાપ પડે. એક ચબરખી પણ આખા આશ્રમમાં ઊડતી તમને નજરે ન પડે. મહારાજશ્રીના જીવનનો અત્યંત નિકટવર્તી માણસ એ અર્થમાં હતો કે હું એમની પાસે દિવસમાં પાંચ સાત વખત તો જતો જતો ને જતો. મેં, એમના ભક્તો અનુભવે છે, એવો કોઇ ચમત્કાર એમનામાં દીઠો ન હતો તેમ જ ત્યાં આવનારા 'ઘણા વિદ્વાનો' જેમ ગદ્‌ગદ્‌કંઠ થઇ જતા, એવો હૃદયભાવ/ પણ મને કોઇ દિવસ સ્ફૂર્યો ન હતો. પણ એ તો કદાચ એને માટે જોઇતી મારી તૈયારી ન હોય, એમ પણ હોય. પણ એ બધી આધ્યાત્મિક વાત બાજુએ મૂકીએ તો મહારાજશ્રીમાં બે વસ્તુઓ અસાધારણ હતી. એક એમની સ્વચ્છતા બીજી એમની વ્યવસ્થા. જે વસ્તુ જ્યાં રહેતી હોય તે વસ્તુ ત્યાં જ હોવી જોઇએ એ વિષે એમની કાળજી બહુ જ ઝીણવટ ભરી રહેતી મૂળ તો એ માસ્તર હતા, પછી એમાંથી ધીમે ધીમે આ પંથે ચડયા હતા, એટલે એમનામાં પુરુષાર્થનું અને પ્રયત્નનું અજબ મિલન હતું. એમને એક પળ પણ ખરેખરા-અર્થમાં એક પળ પણ આળસમાં બેઠેલા મેં કોઇ દિવસ જોયા ન હતા.

એમની વાણીમાં પ્રવચનકારની મધુરતા હતી. પણ એમની ખરી ખૂબી તો એ હતી કે—એમની વાણીમાં, સાચેસાચા અર્થમાં વિવેક વસી રહ્યો હતો. વિવેક એટલે સાધારણ વિનય એ અર્થ નહિ, પણ વિવેક એટલે પોતામાં કોઈ પણ શબ્દમાં, કાર્યમાં, કે ભાવમાં કે નિશાનીમાં પણ, લેશ પણ આવેશ ન આવવો જોઇએ એ અર્થ. એ અર્થમાં શ્રીમન્નથુરામ શર્મા વિવેકસંપન્ન હતા.

સાંજે એમનાં પ્રવચનો થતાં. એ પ્રવચનોમાં હું હાજર રહેતો. એમની વિદ્વત્તા લોકભોગ્ય હતી. એમણે ગીતા, પાતંજલયોગદર્શન. ઉપનિષદ્, પંચદશી. વગેરે ઘણા પુસ્તકોનાં સરળ ગુજરાતી ભાષાંતર ગુજરાતીને-જનતાને આપેલ છે. સહજાનંદસ્વામીની પેઠે એમનાં પ્રવચન, લુહાર સુતાર કુંભાર વગેરે સાધારણ ભણેલ વર્ગને તેમજ વેપારી, મહેતાઃ કારકુનો, એવા સાધારણ સ્થિતિના માણસોને ઘણી સગવડ પડતાં અને વિશદ જણાતાં. એ વખતે આનંદાશ્રમની જાહોજલાલી હતી. અને આષાઢ સુદી પૂર્ણિમા અને કાર્તિક સુદી પૂર્ણિમાએ જો મહારાજશ્રી બીલખામાં હોય તો આસપાસથી ને ગુજરાત મુંબાઈ જેટલે દૂરથી પણ ઓછામાં ઓછું બે હજાર માણસ ભેગું થાતું. વિદ્વદ્‌પરિષદ્ જેવો કાર્યક્રમ થઇ રહેતો ને જપ, તપ, સાધના, સંધ્યા, યોગ, ભક્તિ એવા એવા અનેક વિષયો ઉપર ભક્તજનોનાં પ્રવચનથી ત્રણ દિવસ સુધી આનંદાશ્રમ ગાજી રહેતો.*

* શ્રી 'ધૂમકેતુ'ની નાદુરસ્ત તબિયતને લીધે આ વખતે જીવનપંથનો હપ્તો ઓછો મળી શકયો છે, આવતે વખતે આ સંસ્મરણોનો વિશેષ ભાગ આવશે.

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં** — દર્શક

## પ્રકરણ ૩ જું

### બે બહેનો

લોકો માને છે કે બીજું જગતયુદ્ધ ૧૯૩૯ની ૩જી સપ્ટેમ્બરને દિવસે શરૂ થયું. પણ સાચી વાત એ છે કે બીજું મહાયુદ્ધ ૧૯૩૬ના માર્ચની સાતમીએ હિટલરે રૂહાઇનલેંડમાં લશ્કર દાખલ કરીને શરૂ કર્યું હતું. પહેલો સવાલાખનો ઘા એણે કર્યો હતો, છેલ્લો ઘા કેટલા લાખનો તે કહેવા એ જીવ્યો હોત તો સારું હતું. વાવે તેવું લણે છે એટલું જ નથી વાવે છે, તે જ લણે છે.

એ જ ૧૯૩૬ના માર્ચની ૭મીની સવારે શીંગોડાના કોતરોમાં જે નાના નાના બગીચા ફાલી ઊઠ્યા છે તેમાંના એક બગીચાના એક મધુમાલતીના વેલી-મંડપમાં બે યુવતીઓ બેઠી બેઠી કાંતે છે. અવાર-નવાર કોઇકની રાહ જોતી હોય તેમ દૂરના ફાટક તરફ જોયા કરે છે. અજાણ્યો માણસ પણ કહી શકે કે આ બંને બહેનો છે. માત્ર મોટી છે જૂઇનો દગલો, જ્યારે નાની છે ગુલાબનો. એકમાં છે શાંતિ બીજીમાં સૌરભ. બંનેનો પહેરવેશ પણ એક જ ઘાટનો છે. માત્ર નાનીના હાથમાં સોનાની પાતળી બંગડીઓ છે, જ્યારે મોટી બહેન છે નિરલંકાર પણ એથીયે એની શોભા ઘટી નથી. પ્રાતઃકાળે ધોવાઇને નિરભ્ર થઇ ગયેલા નિઃસીમ આકાશમાં જે શાંતિપૂર્ણ, સંયમ, પ્રસન્ન છતાં ગૂઢ શોભા હોય છે તેવી જ શોભાઝલક મોટી બહેનના મોં પર અંકાયલી છે. કોઇક કવિએ આવા જ કોઇક ભગિની યુગ્મને જોઇને મધુમાલતીનું નામ શોધી કાઢ્યું હશે.

'મોટી બહેન હું તો હવે કાલે જવાની,' નાનીએ કહ્યું.

'રેખા, અચ્યુતભાઇ આજે તો આવવા જ જોઇએ, તેં ગાડી મોકલી છે?'

'ગાડી તો રોજ મોકલું જ છું ને. રોહિણીબહેન, તારા દેર તો બહુ મોંઘા.'

'તેં જોયા નથી એટલે કેમ ખબર પડે કે કેટલા મોંઘા છે! પણ તને એ ખબર પાડવા જ અહીં બોલાવી છે. તને તારી બુદ્ધિની થોડીક ખુમારી છે ને!'

'હું જાણું છું તમારા મનની વાત હં. તમે મને શું કામ બોલાવી છે તે તમે ભલેને ન કહો.'

રોહિણી હસીને કહે, 'કહે જોઇએ શું કામ બોલાવી છે?'

'તમારા મનમાં એમ છે કે તમારા દિયરને જોઇને હું કદાચ થોડીક પલળું ખરી.'

રોહિણી વધુ હસીને મીઠપભર્યાં કંઠે કહે, 'પૂરે-પૂરી પલળે એમ મારા મનમાં તો છે. એના જેવા બુદ્ધિધન, નિર્ભય ને તેજસ્વી મેં બીજા જોયા નથી.' થોડીવારે સહેજ વિષાદથી સુધારીને કહે, 'જોયા છે પણ ઓછાં.'

'પણ તેથી શું? લગ્નમાં તમને બધાને શું સ્વાદ લાગે છે કે મારી પાછળ લાગ્યા છો?'

નાની બહેન સામે તાકી રહેલ રોહિણીનો મર-કાટ હજુ શમ્યો ન હતો. મરક મરક હસીને કહે, 'એ તો મુંગે સાકર ખાધા જેવી વાત છે.'

'એવી ખોટી ઉપમાઓ આપો મા. ગુરુદેવ તો એમ કહે છે કે બધાં ય બંધનો સહેલાં છે પણ લગ્ન જેવું બંધન નથી.'

'તારા ગુરુદેવ પણ એક બંધન છે.' એ જ મરકાટ સાથે રોહિણીએ કહ્યું.

રેખાએ રેંટિયો મૂકી દીધો ને ગંભીર થઇને કહ્યું, 'ફરી આવું કહેશો તો અહીંથી હું ચાલી જઇશ. બધી નિંદા સહન કરીશ, પણ ગુરુનિંદા સહન ન થાય.'

'એટલે જ કહું છું કે ગુરુ પણ એક બંધન છે. બંધન જ પીડા કરે ને?' રેખા ઊઠવા જતી હતી ત્યાં મોટી બહેનના ચહેરા સામે જોતાં સમજી ગઇ કે એને ચીડવવા ને મજાક કરવા જ આ બોલાઇ રહ્યું છે. એટલે તરત જ હસીને બેસી પડતાં કહેઃ

'હં સમજી ગઇ, મને ખીજવવા જ બોલો છો.'





'તો પછી ખીજાય છે શા માટે?'

'તમે નહિ ખીજાતાં હો ખરું!' પછી તરત જ કહે, 'તમને કેમ કદી ખીજાતાં જોયા નથી!'

'મારે ગુરુ નથી એટલે.'

'હવે નહિ ખીજાઉં હો. તમે તમારે બોલો.' પછી છેક બહેનના મોં પાસે મોં આણીને કહે, 'પણ એકવાર કહો જોઈએ તમને કેમ કોઈ દિવસ ગુસ્સે થતાં, ક્રોધે તપી જતાં જોયા નથી! નાનપણથી યાદ કરું છું ત્યારના આવાં જ છો એમ કેમ મોટીબહેન!'

'તને બધું યાદ થોડું જ છે? હું ખીજાતી. હજુ ય કોકના પર ખીજાતી હઈશ' મોટીબહેને જાણે ઉકેલ્યું વાક્ય બોલતાં થાકી ગઈ હોય તેમ પૂરી મૂકી દીધી, ને દૂર પડેલું ઓશીકું પાસે ખેંચતાં કહ્યું 'કાલ રાતનું થોડું પાંસળામાં દુઃખે છે.'

રેખા તરત જ ઊભી થઇ ને ઘર તરફ ચાલવા માંડી. રોહિણીએ કહ્યું, 'ક્યાં ચાલી!' થોડી વારે ચોળવાની દવા લાવી એટલે કહે, 'રહેવા દેને આટલી બધી સારવાર, અહીં તો રહેવાતી નથી.'

'એ તો છે જ, આંહી કોને અમરપટો લખી આપ્યો છે–પડખું ફર–પણ કામ નહિ થાય ને રાત્રે ભણાશે નહિ.'

'એ તો હું ભૂલી જ ગઇ, રજા રાખેશું, છોકરાઓને કહેવરાવી દઈએ'

'કેમ તારા દિયર આવે છે એટલે?'

'હા જ તો આટલે વર્ષે આવે છે. એની સાથે એક યુરોપિયન બાઇ પણ છે, એ બધાની આગતા-સ્વાગતામાં-જ રાત પડી જશે– એમ હશે તો રાત્રે એમની પાસે જ અનુભવો કહેવરાવશું તેં અચ્યુત-ભાઇને જોયા છે?'

'એકવાર હું તારે ત્યાં અમદાવાદ આવેલી ત્યારે જોયેલા. મારી સામે જ જમવા બેઠા હતા. આંખો ભારે મિજાજી છે. ટમાટું ખાતાં ખાતાં પહેરણ બગડી ગયેલું ને આપણે સૌ હસી પડેલાં.'

'તેં ય ભલું યાદ રાખ્યું છે. તારી સામે જોવામાં ધ્યાન હશે.'

'શું તું ય તે મોટીબહેન. વારે વારે એ વાત ઉખેળે છે. હું એને કે કોઇને પરણવાની નથી. ને તેં આશા બાંધી હશે તે તૂટી પડશે એટલે પછી હૃદયરોગ છે તે ક્યાંય વધી પડશે. તને એ શાને લીધે છે?'

'આશા બાંધી છે એ વાત તો સાચી છે. તું જાણે છે આજ હું કેટલા ભારે લિસાઈ મરું છું! રોગ-બોગ તો ઈશ્વર જાણે.' કહેતાં કહેતાં ગળું ખંખારવા થંભી તે કહે, 'હું ત્રણ ઘરનો ભાર વહી રહી છું. મારા ઘરનો, આપણા ઘરનો ને આ ઘરનો.'

'આ એટલે?'

'એટલે સત્યકામભાઇની મિલકતનો. બાપાએ એ પણ મને જ ભળાવેલ છે ને?'

'તે એનું શું છે?'

'શું છે કેમ? આ બધી વાડી, આ કોતરો, આ ખેડૂતો ને એનાં છોકરાં એ બધી ભળામણી કોને છે?'

'એ તો ભારે છે જ.'

'ઉપરાંત ભાણવડનો આપણો અપંગાશ્રમ, ને કાકાજીના બધા શેર ને ડિબેંચર્સ ને એવું કાંઈ કાંઈ. ભલી થઈને કાંઈક તો ઉપાડ!'

'તે પરણીશ એટલે ઉપાડીશ એમ?'

'એક ઘરનું તો ઉપાડીશ ને, તારા ઘરનું તું સંભાળ એમ નહિ કહું? અચ્યુતભાઈ પણ નાસ નાસ કરે ને તું ય ડોકું ધુણાવ્યા કરે એ કાંઇ ચાલે!'

'હું તો એટલું જાણું કે બધી મિથ્યા ઉપાધિ છે. સંસારમાં ક્યાંય સુખ નથી. એક જ શાશ્વત સુખ છે કેવળજ્ઞાનનું.'

'તારું જ્ઞાન સાચે જ કેવળ જ્ઞાન જ છે. રેખા, એ વાત તને કે' દી સમજાશે.' રોહિણીએ સહેજ ખેદથી કહ્યું ને પછી ઊભી થઇ કહ્યું, 'હું છોકરાઓ પાસે જરાક આંટો મારી આવું. મેઇલ ક્યારે આવે છે?'

' રાઇટ ટાઈમ હોય તો ૧૧ વાગ્યે-પણ અહીં એ બને જ ક્યાંથી ?'

' તું એ લેડીને માટે નહાવાનો બાથરૂમ તૈયાર કરાવ. હું પહેલાં વાપરતી એ ટબ ભરાવજે.' કહી રોહિણી એક બાજુએ વળી.

ચારે બાજુએ સોએક એકરમાં ઊંચુંનીચું કોતર પથરાયું હતું. પણ આશ્ચર્યની વાત તો એ હતી કે એનો એક ટુંકો પણ એના માલિકે નકામો જવા દીધો ન હતો. પગથિયાંની જેમ અટારીઓ પાડીને ભાતભાતનાં ઝાડોનાં હાર-તોરણો જાણે કર્યાં હતાં. છેક ઉપરના ભાગમાં હતી ઓરડીઓ. એની નીચે વાળી હતી જામફળીઓ ને તળિયું આખું આંબા-ચીકુ-મોસંબી ને ફણસથી પૂર્યું હતું. આંબાને છાંયડે પણ અમલસાડી લીંડી-પીપર ને કંવાની સેરીયન વાવ્યાં હતાં. જ્યાં જ્યાં ઢાળ આવતો ત્યાં ત્યાં બંધો-બાંધી ધોવાણ અટકાવ્યું હતું. વચમાં વચમાં ઘટાદાર ઝાડોની નીચે પથ્થરના બાંકડા મૂક્યા હતા. અહીંતહીં માણસો કયારા ગોડતા-પાણી વાળતા કે છાંટણી કરતા દેખાતા. રોજ તો રોહિણી જ્યારે નીકળે ત્યારે આમાંના કે કોકની સાથે વાત કરતી પણ આજે એનું ધ્યાન આ બધામાં નહોતું. ફિરના આગમનની તૈયારીમાં એ પડી હતી. કોતરના એક છેડા પર બીજું મકાન હતું. તેના આંગણામાં બે ચાર હીંચકા ને રમવાની ઘોડીઓ હતી. રોહિણીએ ઓસરી પર ચડતાં જ કહ્યું.

' નિર્મળ '

એક દશેક વર્ષના લંગડા છોકરાએ બહાર આવી કહ્યું, ' નિર્મળભાઈ મશીન ખેટવાઇ જતાં ઘરા પર ગયા છે. બીજા પણ ત્યાં ગયા છે, મશીન ઉખેળે છે એ લેવા.'

' મહિ હતો ને શીને ગયો ! તારા માટે આ મોસંબી છે. છોલતાં ફાવશે ?' છોકરાએ હસીને ઊંડું ધુણાવ્યું.

'લાવ છોલી આપું.' કહી એ છોલવા બેઠી. આમે એને થાક લાગ્યો હતો.

રોહિણીનું આ જ સાચું ઘર હતું. પેલા ઘરમાં તો ગણ્યા કલાકો જ રહેતી. રેખાએ વર્ગ પાડવાની ધમકી આપી હતી તે કંઇ ખોટી નહોતી આપી. ગામગામના ભાતભાતના છોકરાઓને સેમાં કરી એ એવી જવાબદારી લઈ બેઠી હતી કે માંદગી પણ એને આરામ લેવા દે તેમ ન હતું. હજુ પંદર દહાડા પહેલાં જ આ બાળકને એ લઈ આવી હતી. ગાડીમાં એ નાના રાવણહથ્થા પર કાકુના રાસડા ગાઈને પેસે-જરોને રીઝવી પોતાના રોટલા રળતો હતો. રોહિણી એને સમજાવીને તેડી લાવી હતી. બીજો એક અનાથાશ્રમમાંથી ભાગીને આવ્યો હતો. નિર્મળ જેવા કેટલાક એના ઓળખીતા સંભાવિત ખેડૂતોના છોકરાઓ પણ હતા. આ બધાને સંભાળવામાં એના હૃદયરોગને કયા નવરાશ મળે તેમ હતી!

એણે મોસંબી છોલી હાથમાં મૂકતાં પૂછ્યું.

' અહીં ગમે છે કે ? કોઈ બીજવતું નથી ને !'

હસીને કહે, ' હવે દોઢ ટાંગ કોઇ કહે છે ! કહે તો ય ગભરાવું નહિ હો. મારે ય આ ડાબો હાથ ખોટો પડતો જાય છે. હું ય દોઢ હાથ જ છું.'

છોકરો હસી પડ્યો. એ નીચે ઊતરી એટલે કહે, ' આજ રાતે કાલવાળી વાર્તા કહેવાના ને !'

' આજે તો એક મોટા મહેમાન આવવાના છે-વિલાયતથી-ચીનથી-એ એની મુસાફરીની વાત કહેશે. ને એટલે વર્ગો પણ બંધ રહેશે એમ સૌને કહી દેજે હં!'

કહી એ નીચે ઊતરી ઘડીક ઘર તરફ ચાલી. પણ કોણ જાણે કેમ એને એ તરફ જવાનું ગમ્યું નહિ. કોતરની એક ભેખડ પર ઝૂકી રહેલ ફણસ નીચેના એક પથ્થર પર બેસી પડી. હમણાં હમણાં એને ચેન પડતું નહોતું. વર્ષો પહેલાં એકવાર ઘવાયેલો હૃદયરોગ ફરીવાર અવારનવાર ઊથલી આવતો. કામનો કોઇ પાર નહોતો. પણ મન એકેયમાં ચોંટતું નહિ. આ ચાર કાળા દૂબળા છોકરાઓ જો એની પાસે ન હોત તો બનવા જોગ છે કે એનો નિયમ કાપેલો પણ એને મુશ્કેલ થઈ પાત. રેખાને બોલાવી એનું





માની ને બાપાની ચાકરી કરી હોય તો આ એક અભળખા પૂરી કરજે. આ ધરતીના સાચા ધણીને જુહાર્યા વિના જાઉં તો તો હું અવગતે જ જાઉં ને!'

અરજણ ડોસા આમે હવે અવસ્થાવાન થવાથી ઓછું ભાળતા હતા, ને આજ તો વળી ખાસ આંખોને અંદર ઉતારી દીધી હતી, એટલે એને ખબર નહોતી કે એમનો હાથ ઝાલીને દોરી જતી રોહિણીની આંખોમાંથી એમના વેણે વેણે મોતી જેવાં અશ્રુબિંદુ ટપટપ પડ્યે જતાં હતાં. એમની ઓરડી આવતાં એ કહે ' હે' બ્હેન, આ અચ્યુતભાઈ આટલો બધો મલક ભમ્યા છે તે એમને ક્યાં ય સત્યકામ-ભાઈનો ભેટો નહિ થયો હોય?'

કમળ પોતાને ડોલાવીને જળબિંદુઓ ખંખેરી નાખે તેમ આંસુ ખંખેરી રોહિણી કહે ' અરજણકાકા તમારી ભોળાભાવની આસ્થા છે ને તમે સમજ્યા ત્યારથી પાપ કર્યું નથી એટલે ભગવાન તમારી આશા કેમ નહિ પૂરી કરે?'

' પણ બહેન તને કાંઈ વાવડ?'

પરાણે હસીને રોહિણીએ કહ્યું, ' એટલી જ ખબર છે કે એક દિવસે અહીં આવીશ એમ છેલ્લે લખ્યું હતું.' કહેતી જાણે ઊભું પણ ન રહેવાતું હોય તેમ ઉતાવળે ઉતાવળે ઘરમાં જઈ છાતી સાથે ઓશીકું દબાવીને પડી. રેખા દોડતી આવીને કહે ' ઊલટું વધ્યુંને? કોઈનું માને નહિ. કાકાજીને ઉપરથી બોલાવું?'

રેખાને કનાટમાં શીશીઓ વીંખતી, હાંફળી હાંફળી થતી જોઈ પાછળથી કહે, ' થાકી થા મા, તારી મોટી બહેન એમ મરી નહિ જાય. એની કુંડલીમા તો લાંબું જીવવાનું લખ્યું છે. પેલા આવવાના છે એની તૈયારી કર.' ફરી ઓશીકા પર છાતી દબાવી કહે ' મારાથી પગથિયે પણ લેવા જવાશે કે કેમ?'

રેખા એક પ્યાલામાં દવા તૈયાર કરતાં કહે ' તને આ હૃદયરોગ થયો શાને લીધે?

' મારાં કરમે ' કહી એણે દવા લીધી ને પડખુ ફરી ગઈ.

અરજણકાકાએ અનાયાસે સત્યકામને સંભારીને કેવાં કેવાં પડો ઉખેળ્યાં હતાં આજે? રેખાને એ કેમ કહે કે આ હૃદયરોગ એને ક્યાંથી વળગ્યો! એની પાસે આખું ચિત્ર ખડું થયું. સત્યકામ એની સ્મૃતિમાં ભજનની કડીઓ મૂકીને ગયાને ય ત્રણ વર્ષ વીતી ગયાં હતાં. વચ્ચે એ સાવ લુપ્ત થઈ ગયાના સમાચાર આવ્યાને ય ઘણા મહિના થયા હતા. ઝેરના ઘૂંટ જેવું વૈધવ્ય લઈને એ અચ્યુત જોડે આવતી હતી. ડબ્બામાં સૌ એના સુકુમાર ચહેરા તરફ જોઈને કહેતાં હતા.

' ભાઈ કળજુગમાં તો ભગવાને કાળજાવિનાનો થઈ ગયો છે, નહિતર કાંઈ આવો કાળો કોપ કરે!'

' અહાહા! છાતી ચીરાઈ જાય છે.' કોઈકે કહ્યું.

એ તો મૂંગે મોઢે, અવનત મસ્તકે આ બધા ય સહાનુભૂતિનાં વાક્યોથી વિંધાતી બેસી રહી હતી. અમુળા લોચણનું પદ એના ગળામાં આવી આવીને પાછું જતું હતું.

જીરે લાખા ખૂંદી રે ખમે માતા પૃથમીને
વાઢી તો ખમે વનરાઈ
કડણુ વચન મારાં સાધુડાં ખમે
નીર તો સાયરમા સમાય

ત્યાં એણે સાંભળ્યું, ' કોની વાત ચાલે છે! લલિત?'

એના કાન ચમક્યા. કોનો આ કંઠસ્વર? ઊંચું જોયું. માણસો ખીચોખીચ હતા. પાટિયા ઉપર ને વચ્ચે ય બેઠાં હતાં. દેખાયુ નહિ માત્ર સંભળાયું.

' કોઈ સધવિધવા છે પંડિતજી, અનાયાસે સહાનુભૂતિ પ્રગટ થઈ જાય તેવું જ છે. જાણે સરસ્વતીની મૂર્તિ.'

' લલિત, તારો ઉપમાદોષ છે. સરસ્વતી તો બ્રહ્મચારિણી છે. એને વૈધવ્ય કેવું?'

રોહિણી ચમકી. ફરી એ જ કંઠસ્વર! હવે એનાથી ન રહેવાયું. થૂંકવા નિમિત્તે ઊઠીને તરત બેસી ગઈ. એ જ હતો. અંગેઅંગથી મીઠપ વર્ષાવતો સત્યકામ. માત્ર એક જ ફેર હતો. આંખો નહોતી,



મોં પર શીળીના ડાઘા. શું શીળીમાં ખોઈ હતી આંખો? કે આ કોઈ બીજું હતું? એની આંખો છેલ્લા દસ દિવસના અપાર દુઃખથી હારી જઈને એને છેતરતી તો નહોતી! હેમંતના છેલ્લા કલાકો જતા હતા ત્યારથી એ કોઈકને વહારે ધાવા પ્રાર્થતી હતી. શું ખરેખર, એ ધા સાંભળીને આવેલ હશે? ભગવાને મોકલેલ હશે? પણ હોય કેવી રીતે? ને હોય તોય શું ખપના! કોણ એને ઓળખે છે? એ ય કેમ ઓળખે? કોણ કહે? ને કોણ સાંભળે? એના હૈયામાં ચુંથાવા માંડ્યું, જાણે હમણાં બેભાન થઈ જશે. પણ મને સાવધાન થઈ કહ્યું, 'પણ એ જ છે એની ખાતરી શું? એને યાદ આવ્યું કે સત્યકામને ડાબે ખભે લાલ લાખું હતું. પંડિતજી ઉઘાડે ડીલે એક ધોતિયું પહેરીને જ બેઠા હતા. એ ફરી ઊભી થઈ ને જોયું. એના ભાગ્યના લેખ જેવું લાખું લખલખતું હતું. એના પગ બેસતા હતા—

પેટમાં આંકડી આવતી હોય તેમ બે પગ વચ્ચે માથું નાખી એ બેસી ગઈ. પોતે વિધવા ને એ અંધ? રુદન દબાવવા જતાં એના પડખામાં શૂળ આવતું હતું. પણ પંડિતજી કોઈની સાથે વાત કરતા હતા. 'પરમ દિવસે હું ઊપડીશ; જર્મનીમાં કેટલું રહેવાનું થશે તેની અત્યારે ખબર નથી. પણ બુદ્ધધર્મ વિષે ત્યાં જેટલું જાણવા જેવું હશે તે પૂરું કરીને જ આવવાની ઇચ્છા છે. તું પ્રમાદી ન થતો. અભ્યાસ અને વૈરાગ્ય વધારજે. ને સાથે સાથે થોડીક અંગમહેનત કરજે. તારું શરીર સાવ દૂબળું છે!'

બોલવાની એ જ હલક, એ જ લઢણ, આંસુ ઊડી ગયાં. એણે ઊંચું જોયું. પંડિતજી ઊભા થઈને પાટિયા પરથી સામાન ઉતારતા હતા. 'હવે નડિયાદ આવશે ને? લલિત તૈયારી કર.'

'બસ અહીં જ ઊતરવાના?' રોહિણીના અંતરે ચીસ નાખી. 'સત્યકામ આમ તો જો, તારી જોડે જ હું બેઠી છું. હું રોહિણી, દુર્ભાગા, પણ કોને કહે? ને કોણ સમજે. ગાડી અટકી. લલિતથી દોરવાતા પંડિતજી નીકળ્યા. લોકો માર્ગ આપતા હતા. રોહિણીનો પગ ભૂલમાં એમનાથી કચરાઈ ગયો.

'કોનો પગ આવ્યો?'

'એ તો પેલાં વિધવા બહેનનો પગ હતો.' લલિતે એમને પ્લેટફૉર્મ પર ઉતારતાં કહ્યું.

'નામ પૂછતો લલિત, એમની ક્ષમા માગવી જોઈએ.'

સીટી વાગી. ગાડી ઊપડી. એનું હૃદય ચિંખાતું હોય તેવી આંકડીઓ આવતી હતી. સહેવાતું નહોતું. એ ઢળી પડી. અચ્યુત જાણે એને કહેતો હતો. 'રોહિણી ભાભી!'

રોહિણીને એ સ્મરણે ય આજ ફરી એ જ હૃદય-શૂળ ઊપડ્યું હતું. એણે બૂમ મારી, 'રેખા,' પણ બોલાઈ ગયું 'સત્યકામ.'

ચમકીને આજુબાજુ વિહ્વળતાથી જોયું કે કોઈ હતું તો નહિ ને?

એની આંખમાંથી ઝરઝર ઝરઝર ટીપાં પડવા માંડ્યાં.

'ભગવાન નાનપણથી આજસુધીમાં ઘણાંય અંધ ને અપંગની સેવા કરી છે. વધુ એકની સેવાની તક નહિ આપો?'

બહાર ગાડીના પૈડાંનો અવાજ આવ્યો.

★

# ધૂમકેતુ

[ ૨૦ ]

તક્ષશિલાનો એ પૂતળાં બનાવનારો અદ્ભુત હતો. એક વખત એને પોતાને પોતાનું પૂતળું કરવાનું મન થઈ આવ્યું. એનું બનાવેલું પૂતળું નિર્જીવ છે એમ તો કોઈ, એના ઉપર હાથ મૂકે તો પણ માની શકે નહિ એવી અદ્ભુત એની કારીગરી હતી.

એણે સાંભળ્યું કે જમરાજાના દૂત જ્યારે માણસને લેવા આવે છે, ત્યારે જમરાજાએ જે ચહેરો મોરો કહ્યો હોય એને જ એ ઉપાડી જાય છે. બીજાને નહિ.

તક્ષશિલાના આ કલાકોવિદ્‌ને જમરાજાના દૂતની પરીક્ષા કરવાનું મન થઈ આવ્યું. એણે પોતાનું પૂતળું બનાવ્યું. જોનારા એ જોઈને ઘડીભર ભ્રમમાં પડી ગયા. મિત્રો–એને પોતાને બોલાવતાં પહેલાં પૂતળાંને સંબોધન કરવા માંડયા! એટલું બધું એ હૂબહૂ હતું.

પછી તો એણે પોતાનાં એક પછી એક સાત પૂતળાં તૈયાર કર્યાં સાતે એવાં કે એક જૂઓ ને બીજું ભૂલો!

એનો મૃત્યુદિવસ આવ્યો ત્યારે સાતે પૂતળાંને એક સરખી શય્યામાં એણે સુવાર્યાં.

પોતે પણ પોતાની શય્યા ત્યાં જ કરી.

જે ઘડી અને પળે, નક્ષત્રશાસ્ત્રીએ એનું મૃત્યુ ભાખ્યું હતું, બરાબર એ ઘડી અને એ પળ આવી ગયાં!

પોતાના મૃત્યુની એ હરપળે પ્રતીક્ષા કરી રહ્યો હતો. પણ કોણ જાણે કેમ એનો કોઈએ ભાવ જ પૂછયો નહિ!

વાત જમલોકમાં ચર્ચાવા માંડી. 'તક્ષશિલાના એક અદ્ભુત કલાકોવિદે પોતાની કલાથી, જમલોકના દૂતને પણ, ભ્રમણામાં નાખ્યો છે. કોને લઇ જવાનો છે એ દૂતને ખબર જ પડતી નથી. એક સરખા આઠ માણસમાંથી કોને હાજર કરવો એ જ એને સૂજતું નથી! એવા એક સરખા, નેણે નાકે ચહેરે મોરે, અરે તલે તલમાં, આઠ માણસો સૂતાં છે!

'જમને હંફાવનાર આ કલાકારની ચારે તરફ પ્રશંસા થઈ રહી! તમામ દેવતાઓને પણ ઊંડો છાનો આનંદ થયો! એમને પણ –ભલે યુગ યુગને અંતે, પણ એક સમયે તો, જમનું તેડું માનવાનું હતું નાં? એટલે નિર્ણીત સમયમાં પળ વિપળનો પણ ફેર સહન ન કરનાર, જમ લોકની થતી આ અવહેલનાએ એમને સૌને કાખલી કૂટતા કરી દીધા! 'હેતો જાય ડાસો! એક વિપળ પણ વધારે એણે કોઈને ઠરવા દીધા ન હતા. એને પણ હંફાવનાર આજ નીકળ્યો નાં? એક સાવિત્રી નીકળી હતી આજ એક આ બીજો મળી આવ્યો.'

યમરાજનું મોં સિવાઈ ગયું છે વિચાર કરી રહ્યા છે. પોતે સ્વયં તેડવા જાય તો તો ચૌદલોકમાં ખળભળાટ મચી જાય નાં? સ્વયં તો, કોઈ અવતારી પુરુષને સંદેશો આપવાનો હોય, ત્યારે જવાનો નિયમ હતો!

નિયમનો એક દોરાવા ફેર પણ જમલોકની પ્રતિષ્ઠાને ધૂળ મેળવી દે. એ લોકની તો પ્રતિષ્ઠા જ અવિચળ નિયમ ઉપર!

અંતે એમણે બ્રહ્મની ઉપાસના આદરી. એ બ્રહ્મ–જે સર્વને ધી આપે છે, જે શબ્દ

ને વાણીમાં શક્તિ મૂકે છે, જે તમામ મુશ્કેલીમાં માર્ગ દર્શાવે છે.

બ્રહ્મદેવે એમના અંતરમાં આવીને માર્ગ દર્શાવ્યો. યમરાજે દૂતને સૂચના આપી વળાવ્યો. તક્ષશિલાના એ કલાકારને જલદી હાજર કરવા નિર્દેશ કર્યો.

દૂત એનાં પાશ ને શસ્ત્ર અસ્ત્ર લઈને ચાલી નીકળ્યો.

જે ખંડમાં એક જ સ્વરૂપનાં આઠ માણસો મૃત્યુની રાહ જોઈને પડ્યાં હતાં, ત્યાં એ આવ્યો. ફરી ફરીને એમને જોવા લાગ્યો. એક રૂંવાડામાં સો ફેર હો ! જિંદગીભરનો કલાકારનો શ્રમ એ જોઈ જ રહ્યો. ભલભલાને મોંમાં આગળાં નખાવે એવી અદ્ભુત એ કલા હતી. ભ્રમણામાં ને ભ્રમણામાં એ ત્યાં ઊભો રહ્યો. થોડીવાર એ પ્રમાણે એ ત્યાં ઉભો પછી ધીમેથી, પણ કલાકારના કાન ઉપર અથડાય એવો એક નાનો સરખો શબ્દ એણે કર્યો: 'હાં ! છેવટે મળી આવી ! મળી ગઈ... આ એક ભૂલ રહી ગઈ છે !'

'ભૂલ ? મારી ? હોય નહિ !' કલાકારે તરત સો ટચના સોના જેવો આત્મશ્રદ્ધાથી ભરપૂર જવાબ વાળ્યો.

પણ એને ધ્યાન રહ્યું નહિ ! આ પ્રત્યુત્તરે એને સૌનાથી જુદો કરી બતાવ્યો હતો.

અને તરત જ દૂતનું કામ સહેલું થઈ પડ્યું !

તક્ષશિલાના આ કલાકોવિદે પળ બે પળ જમલોકને પણ મૂંઝવ્યાની આ કથા જ્યારે પ્રચલિત થઈ, ત્યારે તત્ત્વસો જરાએ જરા અહમને શી રીતે ગાળી નખાય એની આંટીઘૂંટી શોધવામાં પડી ગયા !

—કારણ કે એમને ખબર હતી કે, જમદેવની પાસે એને માટે મૃત્યુ નથી, જેને કાયા વાણી મનમાં ક્યાંય અહમ્ નથી.

[૨૧]

એક જુવાન ઋષિકુમાર, મહા ઘોર અરણ્યમાં, એકલો ચાલ્યો જાય છે. એને લુંટાવાની બીક નથી. મૃત્યુનો ભય નથી. જીવનની જાણે કે એને પરવા નથી. એના અંતરનો કોઈક અડગ વજ્રનિશ્ચય જ એને આગળ ને આગળ દોરી રહ્યો છે ! ગૌતમી નદીના તટ ઉપર આવીને એણે આસન લગાવ્યું.

નદીમાં નાહવા માટે અસંખ્ય સુંદરીઓ આવે છે. જેમને જોઈને મહા ઋષિઓનાં ચિત્ત ચલિત થઈ જાય, એવી વિલાસક્રીડા હરરોજ અને હરક્ષણે આ નદીનાં જળ નિહાળી રહ્યાં છે. કેટલી એ ભરયૌવન ભરી નારીઓનાં, સૂર્યને પણ જોવા ન મળે, એવાં અંગઉપાંગ ઉપર નજર માંડતા, જલક્રીડા શોખીનોનાં ટોળેટોળાં ત્યાં રખડે છે–પણ જેણે એક જ ધ્યેયને પોતાનું બનાવ્યું છે, એ જુવાન ઋષિકુમારે, આ લીલાને, પોતાના તપની પરીક્ષા માટેની આવશ્યક સામગ્રી તરીકે, પોતે જ સ્વીકારી લીધી છે. એટલે એણે તો ત્યાં જ ધામા નાખ્યા. અને ભગવાન શંકરનું એકધ્યાની તપ આદર્યું. એણે પોતાના મનને જાણે મૂઠીમાં પકડી લીધું. એવી ઉગ્ર ઉપાસના એણે શરૂ કરી. જ્યારે ભગવાન શંકરે દર્શન આપ્યું, ત્યારે ઋષિકુમારે કહ્યું: 'આ નહિ, ભગવાન્ આ નહિ, મારે તો એ રૂદ્રરૂપ જોવું છે, જે સર્વનો વિનાશ કરે છે, જે ભવ્ય છે, પણ જે ભયંકર છે, મારે તો એ રૂપ જોવું છે. મારે વરદાન પણ એની પાસે જ માગવું છે ! મારે





આ મંગલ રૂપનું કામ નથી !'

'પણ અલ્યા ! એ તરુણ ! તારી આ ઊગતી જુવાની અને મારા એ ભયંકર રૂપના દર્શનની તને તાલાવેલી લાગી છે એ શું ? એ રૂપ તો કોક સમોને માટે છે ! એ તો સર્વનાશની આગાહી રૂપ છે.'

'હા પ્રભુ ! પણ જનમજનમાંતરમાં ન ભુલાય એવી વૈરની તૃપ્તિ મારે કરવાની છે. એટલે તો મારે એ રૂપની ઉપાસના છે !'

જુવાન ઋષિકુમારના વજ્જર દિલને નિહાળીને જેમનું અંતર મંદ મંદ હસી રહ્યું છે એ ભગવાન શંકરે, સહેજ હસીને જુવાનના માથા ઉપર પ્રેમભર્યો હાથ મૂક્યો: 'તારું નામ શું ઋષિકુમાર ?'

'પિપ્પલાદ !'

'ત્યારે તો તું ઋષિ દધીચિનો પુત્ર ?'

'હા પ્રભુ !'

'કોઈ ને નહિ ને તને આ સૂઝ્યું ?

તારા પિતાએ તો બીજાને માટે જીવન આપ્યું હતું, કોઈ નહિ ને તું ઊઠીને, રુદ્રરૂપની અભિલાષા સેવી રહ્યો છે ?'

'મારા પિતા દધીચિને છળકપટથી મારવામાં આવ્યા. મારી માતા પ્રાતિથેયીએ મારા જન્મ સુધી રાહ જોઈ, અગ્નિપ્રવેશ કર્યો. અને માતાએ વનદેવતાની સંભાળમાં સોંપ્યો. પીપરનાં પાન ખાઈને હું મોટો થયો. મારું નામ પાડનાર કોઈ જ મળે નહિ ! મારું નામ પણ જનતાએ જ અકસ્માત ઉપાડી લીધું પિપ્પલાદ ! આજ હવે મારે વેર લેવું છે. મેં રુદ્રરૂપની ઉપાસના એટલા માટે આદરી છે. મારે એ રૂપ લેવું છે ! વરદાન પણ એની પાસેથી જ લેવું છે !'

'તું એ જવા દે, પિપ્પલાદ ! હું તને સ્વર્ગમાં દેવસભામાં સ્થાન અપાવું !'

'દેવસભા ? અરે ! એ તો દસ્યુઓ છે દસ્યુઓ, હું એમને તો હણી નાખવા માગું છું !'

'તો તું કૈલાસમાં આવ. હું તને મારો કુબેર ભંડારી બનાવું !'

તરુણે હસીને કહ્યું: 'વૈભવ મારે જોવો નથી. અને જોતો પણ નથી. મારે તો ભયંકરતા જોવી છે !'

ભગવાને પિપ્પલાદની વૈરલાલસાની ઉગ્રતા જોઈ. એને કોઈ હવે વારી શકે તેમ નથી, એ પણ જોયું: એનો પાઠ એ પોતે જ શીખશે, એમ વિચારીને અત્યંત શાંતિથી એમણે કહ્યું: 'ત્યારે જો બેટા ! એ રૂપ તો યુગનો નાશ થવાનો હોય ત્યારે પ્રગટ થાય છે. ત્યારે ઘેર ઘેર માનવને માનવ ભરખી જવાની ભૂખ જાગે છે. અગ્નિદાહ, જલક્રીડા જેવો લાગે છે ! ત્યારે માતા, સ્ત્રી, ભગિની, નારીનું કોઈ રૂપ પવિત્ર રહેતું નથી ત્યારે રાક્ષસ ને પિશાચ માણસ કરતાં વધારે માયાળુ જણાય છે. પિપ્પલાદ ! તારે એ રૂપ જોવું છે ?'

તરુણ ઋષિકુમારે વજ્જર નિશ્ચયથી કહ્યું: 'હા, ભગવાન ! મારે એ રૂપ જોવું છે. મને જામદગ્નેય જગતોદ્ધારક લાગે છે !'

'ત્યારે જો તરુણ ! એક દિવસ ભયંકર અગ્નિની શિખા જેવું મારું ત્રીજું નેત્ર તારા અંતરમાં તને દેખા દેશે–ત્યારે જે સામર્થ્ય તું માગે છે, વૈરતૃપ્તિના આનંદનું, એ સામર્થ્ય તને મળશે. પણ બેટા ! એમાં આનંદ નહિ આવે હો !'

'મારે આનંદની એષણા પણ નથી. મારે તો કેવળ વેરનું વેર લેવું છે! જેમણે દધીચિ જેવા પિતાને હણ્યા, મારી માને અગ્નિપ્રવેશ કરાવરાવ્યો-એમને મારે હણવા છે. પછી એનું પરિણામ ગમે તે હો!'

ભગવાન શંકરે, એની ઉગ્રતાનો મંદમંદ હસીને જાણે કે ઉત્તેજક સ્વીકાર કર્યો, અને પછી પોતે અદૃશ્ય થઈ ગયા.

પછી એક દિવસ પિપ્પલાદને, અંતરમા, ભગવાન રુદ્રના ત્રીજા નયનનો સાક્ષાત્કાર થયો. જાણે કે એવી અગ્નિશિખા ત્યાં પ્રજ્જ્વળી રહી છે કે જેને કોઈ સમાવી શકે નહિ, જેને કોઈ જોઈ શકે નહિ, અને કોઈ જાણી શકે નહિ.

રુદ્રના એ ત્રીજાનેત્રમાંથી સર્વભક્ષી મહાકૃત્યા પેદા થઇ સર્વનાશંકરી એ શક્તિએ તો ઉત્પન્ન થતાં જ માગણી કરી: 'કોનો નાશ કરવો છે બોલો? વિનાશ એ મારો ધર્મ છે. એના વિના હું તો એક ક્ષણભર પણ રહી શકું નહિ. કોનો નાશ કરવો છે બોલો!'

પિપ્પલાદે કહ્યું: 'તમામ દેવોનો નાશ કરો!'

અને તરત જ શક્તિએ તો પહેલવહેલાં જ પિપ્પલાદને પકડયો.

'અરે! મારો નહિ-દેવોનો નાશ કરો!'

'પણ એ માટે માણસનો પણ નાશ કરવો રહ્યો. દેવત્વનો અંશ પણ ન હોય એવો કોઇ માણસ જ નથી!'

ઋષિકુમાર તો સાંભળીને મૂંગો જ થઇ ગયો. કૃત્યાને જવાબ આપી શકતો નથી. કામ પણ સોંપી શકતો નથી. સર્વભક્ષી અગ્નિની કરાલ જિહ્વા જેવી એ, એની પાસે માગણી કરી રહી છે: 'કોનો નાશ કરવો છે? બોલો!'

પછી પિપ્પલાદે ભગવાન શંકરના મંગલ સ્વરૂપની પ્રાર્થના માંડી.

થોડીવારે એના અંતરમાં પ્રકાશ થયો: પિપ્પલાદ! ઋષિકુમાર! મેં તો તને-પ્રથમથી જ ચેતાવ્યો હતો. ભયંકર વિદ્વેષથી પ્રેરાઈને, જે વેરનો અગ્નિ સચેત રાખવા માગે છે, એણે પોતાનું જે કાંઈ થોડું ઘણું દેવત્વ હોય, તે પહેલાં અગ્નિમાં હોમ્યે જ છૂટકો છે. કૃત્યા, એટલે પહેલાં તારો નાશ કરશે-અને પછી તારી આજ્ઞા પ્રમાણે સૌનો નાશ કરશે!'

'ત્યારે તો દેવાધિદેવ! મારે એવો આપઘાત કરવો નથી!'

'દ્વેષ તમામ-આપઘાતને પંથે જ દોરે છે, ઋષિકુમાર! દ્વેષનો અર્થ જ આપઘાત!'

'ભગવાન્! ત્યારે તો હવે આ કૃત્યાને શમાવો! મારે એવું વેર લેવું નથી-કે જેમાં છેવટે હું જ ન હોઉં!'

છેવટે ભગવાન શંકરે પાંચ નદીઓ દ્વારા એ કૃત્યાને સમુદ્રના વડવાગ્નિમાં શમાવી.

[ ૧૨ ]

એક મુસ્લિમ સંત ઇમામ ઘીઝાલીની કથા છે. પોતાના વિદ્યાર્થી જીવનમાં એ વિદ્યામય બની ગયા હતા. રાત્રે મોડી રાત સુધી દીવો કરીને એકા વિદ્યાભ્યાસ કરતા જ હોય! એક સમયની વાત છે. અતિશય શ્રમથી થાકીને તે પોતાના દીવા પાસે જ આંખો મીંચી ગયા. ગાઢ નિદ્રા આવી ગઈ.

થોડીવાર થઇ ને એમને એક સ્વપ્ન આવ્યું.





સ્વપ્નમાં જાણે ખ્વાજા ખીઝર-ઈલ્મ માત્રના ફિરસ્તો-એને બોલાવી રહ્યા હતા: 'ધીઝાલી ! જાગી જાઓ, જાગી જાઓ, દુનિયાના તમામ ઈલ્મો, તમામ વિદ્યાઓ, તમામ જ્ઞાનભંડારો, હું તમારા માટે તમને ભેટ દેવા આવ્યો છું ! હવે જાગીને મોડી રાતનાં જાગરણ તમારે કરવાં નહિ પડે. હવે કાંઈ વાંચવું નહિ પડે. હમણાં હું સઘળું તમને ભેટ આપી દઉં છું !'

પણ જવાબ સાંભળીને તો ફિરસ્તો દંગ થઈ ગયો: 'મારે કોઈ ભેટ સોગાદનો ખપ નથી. મારે તો મહેનત કરીને ઇલ્મ હાથ કરવો છે !'

'ત્યારે ?'

'આ દીવામાં વધુ ને વધુ તેલ મળ્યા કરે એવું કરો-બીજું બધું હું કરી લઈશ !'

[ ૨૩ ]

નેપાળની ભૂમિ ઉપર કાષ્ટમંડપ [ ખટ-મંડુ ] માં આજ માણસ માતાં નથી. ઠેર ઠેરથી પહાડી ગુરખાઓ, નેપાલીઓ અને નેવરાઓ ઊતરી આવ્યા છે બ્રાહ્મણો હાજર થયા છે. ફૂલોના ઢગલા પડયા છે. ખાત મુહૂર્તની જલયંત્રી ઘડી ઉપર રાજજોષીઓ રાહ જોઇને ઊભા છે.

એક મહાનમંદિર બાંધવાનો નિર્ણય થયો હતો. અને એ મહોત્સવમાં ભાગ લેવા માટે જનતાના આટલાં ટોળાં આજે ઊભરાયાં હતાં

સૈનિકો, સેનાપતિઓ, પ્રધાનો, રાજ-રાણાઓ, તમામ આવી ગયા હતા. માત્ર નેપાલમહારાજ ભૂપતિમલ્લના આવવાની વાર હતી.

સૌના મનમાં એક જ વિવેકી વિચાર ઘૂમી રહ્યો હતો: 'મહારાજ આવે, એમનો હાથ જરાક ઈંટને અડી જાય, એટલે બસ મુહૂર્ત સચવાઈ જાય. સૌ રાજકર્મચારીઓ એ ચિંતામાં જ પડયા હતા. મુહૂર્ત ચાલ્યું ન જાય-એની જ સૌને પડી હતી.

એટલામાં તો રાજપુરોહિતે અવાજ કર્યો: સમય થઇ ગયો હતો

પણ મહારાજ ભૂપતિમલ્લ-એનો હજી કયાંય પત્તો ન હતો.

રાજરાણાઓ, સેનાપતિઓ, ઊંચાનીચાં થાવા માંડ્યા. નજર ખોડી ખોડીને જોવા માંડયા. પણ હજી કયાંય રાજસવારી દેખાતી ન હતી. રાજપુરોહિતે ફરીને કહ્યું: 'સમય થઈ ગયો છે. હવે વખત નહિ રહે !'

બરાબર એ જ વખતે એક સાદો ગુરખા જેવો જણાતો માણસ, માથે-ઇંટોનો સૂંડલો લીધો છે, અને રાજપુરોહિત ગોરતી સામે આવીને ઊભો રહ્યો !

પુરોહિતે ઊંચે જોયું અને એ તો દિંગ થઈ ગયો. કર્મચારીઓમાં સનસનાટી ફેલાઈ ગઈ તમામ રાજપુરુષો ઉતાવળા આકળા થઈ ગયા. મહારાજ ભૂપતિમલ્લ પોતે જ માથે ઇંટનો સૂંડલો લઈ ને ત્યાં ઊભા હતા!

'રાજપુરોહિત મહારાજ ! લ્યો, હું પળ સાચવવા આવી ગયો છુ...'

'અરે પણ મહારાજ! મહારાજ....!'

'મંદિર ભગવાન ચંદ્રમૌલીશ્વરનું બાંધવાનું છે, પુરોહિતજી ! કોઈ મકાન બાંધવું નથી. મારા ને તમારા સૌના છોકરાં, જો એમને રક્ષશે તો એ એમને રક્ષશે નહિતર-આપણે મંદિરો બાંધ્યા કરીશું, ને તોડવાવાળા તોડયા કરશે. આની પાછળ-મરવાવાળા




ઊભા થાય માટે આ મંદિર બાંધવું છે! લ્યો, હવે વખત જાય છે!'

અને પછી તો તમામેતમામ માણસો, ત્યાં ઊભેલાં તમામ, મંદિરના કામમાં લાગી ગયાં!

[ ૨૪ ]

**વા**રાણસી- નગરીમાં આજે મહોત્સવ છે. કાશીરાજની વિદ્યાસભામાં દેશપરદેશના અનેક વિદ્વાનો આવવાના છે.

એક મહાન પ્રશ્નનો આજે નિકાલ થવાનો છે.

અત્યાર સુધી માણસજાત જેની શોધ કરી કરીને થાકી છે, તે 'શાંતિ' કયાંથી આવે છે, કયાં રહે છે, શી રીતે મળે છે, કોને એની પ્રાપ્તિ થાય છે-એ તમામેતમામ આંટીઘૂંટીભર્યાં પ્રશ્નોની આજે છણાવટ કરી નાણવાની રાજઘોષણાએ સો નાગરિકોને આકર્ષ્યા છે.

શાંતિની શોધમાં પડેલાં, અનેક માણસો, એ પરમસત્યને જલદીથી જાણી લેવા માટે, ઉપરતળે થઈ ગયાં છે. સૌને તાલાવેલી લાગી છે. શાંતિનો કોઇ ટૂંકો રાજમાર્ગ આજની વિદ્વદ્પરિષદમાંથી મળી રહેવાની એમને આશા જન્મી છે. સૌને શાંતિ જોઈએ છીએ.

રાજમહાલયના ચોગાનમાં માણસો તો માતાં નથી. અંતે કાશીરાજ આવ્યા. રાજપુરોહિત આવ્યા, પંડિતો આવ્યા.

વિદ્યાસભા ભરાણી. એક બાજુ દેશ-વિદેશના વિદ્વાનો બેઠા છે. વિચક્ષણ ને વિદ્વાન રાજમંત્રીઓ ત્યાં છે શ્રેષ્ઠીઓ આવ્યા છે. નગરજનો છે. સામાન્યજનો પણ વિદ્યાસભાના વાદવિવાદ સાંભળવા ભેગા થયા છે. નગરનો નારીસમુદાય આવી પહોંચ્યો છે. વિદ્યાસભાનો આનંદોત્સવ આખી નગરી જાણે કે માણી રહી છે. નગરની વારાંગનાઓ પણ, વિદ્યા-ચતુરાઈમાં, કોઈનાથી ગાંજી જાય તેમ નથી. એ પણ ત્યાં આવી છે. રંગમંચ ઉપર શાંતિના માર્ગની, વિદ્વાનોએ પણ મહાશાસ્ત્રોમાંથી શોધ ચલાવવા માંડી છે.

એક એક વિદ્વાન બોલે છે—અને આખી સભાનાં મસ્તક ધૂણી જાય છે. એની જ વાત સાચી લાગે છે!

આજે વાણીની શી છટા ત્યાં ઊભરાય છે! વાક્પ્રવાહની કેવી કેવી અસ્ખલિત ધારા વહી રહી છે! તર્કશાસ્ત્રની તેરતેર વરસે પણ ન ઊકલે, એવી શી શી રમત એમાં દેખા દે છે! વેદ વેદાંગ ઉપનિષદ ન્યાયની રમણીય સૂક્તાવલિઓના અજબ ઘોષથી વિદ્યાસભા આખી ગાજી રહી છે!

શાંતિનો માર્ગ—સૌ શાંતિનો માર્ગ—શોધી રહ્યા છે! પિશાચ સિવાય બીજા કોને શાંતિ ન જોતી હોય?

પણ વિદ્વાનોની વાક્છટામાં જો એ રહેતી હોય તો તો એનો એ ઘડીએ જ જન્મ થાય એટલી બારતી આજે ત્યાં વિલસી રહી હતી!

શાસ્ત્રાર્થમાં હોય, તો કોઇ શાસ્ત્રનું દૃષ્ટાંત બાકી રહ્યું ન હતું. વાણીદેવના પોતે જ, આજે ત્યાં, પોતાના શરીરના આ રૂપને જોવા માટે, જાણે ખડે પગે ઊભી રહી ગઈ હતી!

બહુ બહુ વાદવિવાદને અંતે રાજપુરોહિતે ઘોષણા કરી અને વિદ્વાનોનાં રાજમંત્રીઓનાં, દેશવિદેશના પંડિતોનાં, શ્રેષ્ઠીઓનાં, વદન ઉપર





આનંદની એક ઝલક આવી ગઇ, કોઇ મહાસત્યની પ્રાપ્તિનો અજબ સંતોષ ત્યાં પ્રગટી ઊઠયો. અનેકનાં માથાં ડોલી ગયાં. કેટલાય માણસોના મોંમાંથી હર્ષનો અવાજ આવ્યો. કાશીરાજ પોતે, નતમસ્તકે, કોઈ દૈવીપ્રસાદ મેળવતા હોય તેમ, એ વાણી ઝીલવા તત્પર થઈ રહ્યા. સત્યનું સાક્ષાત્ દર્શન થયું હોય તેમ અસંખ્ય નારીઓના નેણમાંથી આનંદનાં આંસુ વહેવા માંડયાં!

છેવટે, કોઇને નહિ ને આ વિદ્યાસભાને સત્ય મળ્યું હતું.

'છેવટે કાશીરાજની વિદ્યાસભામાં, કયાંય નહિ ને આ વિદ્યાસભામાં, સત્ય આવ્યું હતું!

સભાની એવી દિગંતવ્યાપી કીર્તિનો ગૌરવ અનુભવતાં વારાંગનાઓને પણ રોમાંચ થયો.

'નગરજનો હો!' રાજપુરોહિતે ઘોષણા માંડી: 'મહારાજ કાશીરાજની વિદ્યાસભાને જે સત્ય આંહીં પ્રાપ્ત થયું છે તે આ છે.'

'શ્રુયતામ્ શ્રુયતામ્'

'શાંતિનો માર્ગ' રાજપુરોહિતનો ગંભીર અવાજ સંભળાયો: 'અનેક શાસ્ત્રમંથનને અંતે, વિદ્વાનોએ એ શોધી કાઢયો છે. હું તમને એ સંભળાવું છું. શ્રુયતામ્ શાંતિ, વેદાભ્યાસથી મળે છે! વેદાભ્યાસીને એ પ્રાપ્ત થાય છે! વેદાભ્યાસમાં વસનારી એ વસ્તુ છે.'

'જય હો વેદાભ્યાસનો!' એક મહાઘોષ ઊઠયો. અને એના ધ્વનિના પડઘા રાજમહાલયના ગગનચુંબી ઘુંમટોમાંથી ઊપડયા.

પણ એ પડઘા શમે ન શમે તે પહેલાં, તપસ્વી જેવા જણાતા એક જુવાનિયાની કાંસાના સ્વચ્છ રણકા જેવી, અક્ષરે અક્ષરમાં અણિશુદ્ધ વાણી સંભળાણી.

'કોણ આ કહે છે? આ ખોટું છે!'

'કોણ એ બોલ્યું? કોણ છે એ? કોણ એ?'

'કેવો છે એ? કયાંનો છે? શું છે એને?' સભામાંથી આવી રહેલી પ્રશ્નોની પરંપરાએ જુવાનને જરાક થંભાવી દીધો. પણ એ શમતાં જ એનો સ્વચ્છ રણકો પાછો ફરીને સંભળાયો: 'સજ્જનો! વેદાભ્યાસથી શાંતિ ન મળે. વેદાભ્યાસથી જ્ઞાન મળે. કર્મકાંડથી પણ શાંતિ ન મળે. એનાથી કામચલાઉ રાહત મળે. શાંતિ તો એક જ વસ્તુમાંથી આવે છે. જીવનના સંયમમાંથી.'

'બેસારી દો એને! કોણ છે એ?' પાછા અવાજ શરૂ થયા. પણ રાજપુરોહિતે હાથ લાંબો કરતાં જ, એક કાંકરી પડે તો પણ સંભળાય એવી, અવાજવિહીનતા તરત ત્યાં રેલાઈ ગઈ. સભા આખી ચિત્રવત્ બની ગઇ હતી.

રાજપુરોહિતે કરડી આંખે, જુવાનની સામે જોયું. એણે એને નખશીખ નીરખ્યો: માપી લેવાનો હોય તેમ. એને જુવાન તેજસ્વી જણાયો. એકદમ શેહ ખાઇ જાય એમ લાગ્યું નહિ.

'કોણ છે તું?' રાજપુરોહિતે પૂછયું, 'વેદનિંદાનો દંડ દેશનિકાલ છે, ખબર છે તને?'

'મેં વેદની નિંદા કરી નથી.' એણે પ્રત્યુત્તર વાળ્યો: 'વેદવિદ્યા શું આપી શકે એટલું જ મેં તો કહ્યું છે. વેદવિદ્યા કે કોઇ પણ વિદ્યા, જ્ઞાન આપવું એ વિદ્યાનો ધર્મ છે. પણ જ્ઞાન, શાંતિ ન આપી શકે!'

'ત્યારે કોણ તું આપે?' સભામાંથી




હાસ્યનું એક પ્રચંડ મોજું ઊછળ્યું. પરંતુ લેશ પણ ગભરાયા વિના એણે જવાબ વાળ્યો

'શાંતિ તો, કેવળ જીવનના સંયમમાંથી જ મળે! કોઇ કોઈને આપી શકે નહિ!'

''તેં કેમ જાણ્યું?'

'આ મારું પોતાનું સત્ય છે!, મેં એ મેળવ્યું છે!'

'તારું? તું કોણ? તારો એ વિષે શો અધિકાર? અધિકાર તારો શું છે, એ દર્શાવ!'

જુવાનના જરાક ઝંખવાતા ચહેરાને રાજ પુરોહિતે નિહાળ્યો અને એણે સિંહગર્જનાથી કહ્યું: 'તારો અધિકાર શું છે? કેમ બોલતો નથી? તારું ગોત્ર કયું? માતા કોણ? પિતા કોણ? તારો અધિકાર શું છે?'

'અધિકાર? અધિકાર—' જુવાનની જીભ જરાક થોથરાણી એને ખબર ન હતી કે એની મા કોણ હતી! એને જાણ ન હતી કે એનો પિતા કોણ હતો. એની પાસે તો મૂઠીમાં મૂઠી, અનુભવનું આ આટલુ પોટલું હતું. એને એ વાણી આપી રહ્યો હતો. બીજા કોઇ અધિકારની એને ખબર ન હતી એ અવાક્ જેવો થોડીવાર ત્યાં ઊભો રહ્યો. રાજ-પુરોહિતે તરત કહ્યું: 'અધિકાર વિના છોકરા! આંહીં ઊભા રહેવાતું નથી. તારા જેવાનો ન્યાય તો દેશનિકાલ જ હોઇ શકે. છતાં તું જા— તારો કાંઇ જ અધિકાર નથી, આ વિષયમાં. તને દેશનિકાલ નથી મળતો એટલું તારું સદ્ભાગ્ય—જા—!'

પુરોહિતની આ વાણીનો તરત પડઘો પડ્યો: 'અરયા! આ તો અનધિકારી છે— કોણ છે કાઢો એને! અનધિકારી? અનધિકારી આંહીં ક્યાંથી? કાઢો એને!'

ભગ્નહૃદયે પણ ઉન્નત મસ્તકે, ધીમા શાંત પગલે, જુવાન તપસ્વી ત્યાંથી ચાલી નીકળ્યો: એના મોઢેથી બોલાયલા શબ્દો 'વિજય મારો છે, ભલે કીર્તિ અન્યની હો!' લોકોના ઉપહાસી અવાજમાં ડૂબી ગયા.

'વિજય મારો છે, ભલે કીર્તિ અન્યની હો!' એમ બોલતો બોલતો એ નગરીમાંથી બહાર નીકળ્યો.

કોઇ એને અટકાવી શક્યું નહિ, કોઇ એને રોકી શક્યું નહિ, કોઇ એને પૂછી પણ શક્યું નહિ પણ એના એકલાના સ્વચ્છ રણકાએ હજારોના દિલમાં એક કૌતુકભરી તાલાવેલી જાગતી કરી છે. સૌને થયું છે કે એ જુવાન છે કોણ? એણે કહ્યું એ પણ સાચું નહિ હોય?

રસ્તે ચાલતો ભિખારી પણ બીજા ભિખારીને ધીમેથી પૂછે છે: 'રાજપુરોહિતને કોઇએ ગુરુઓ ભાર્યો એ સાચી વાત?'

નાકે આંગળી મૂકી, હજી વધુ ધીમે બોલવાની સૂચના કરતો, બીજો ભિખારી, હસતો હસતો, ડોકું ધુણાવીને હા પાડતો, ચુપચુપ ચાલી નીકળે છે.

સઘળે એની છાની પણ વિશાળ વિજય-ઘોષણા થઈ રહી છે

પોતાના ભાલા ઉપર માથું ટાળીને સૈનિકો પૂછયા કરે છે: 'વાત શું છે? કોઈ દુશ્મન રાજાનો વિગ્રહસંદેશ આવ્યો છે કે છે શું? રાજસભા કેમ ઝંખી લાગે છે!'

અરે! નગરની વારાંગનાઓ પણ અંદર અંદર એકબીજીને પૂછે છે: 'આ કોણે આજ





સોનેરી દીપિકાઓની સુગંધલહરીવાળા તેજસ્વી પ્રકાશમાં, એક સુખાસન ઉપર બેસીને એ સમાચારવાહકની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

એના કાને ધીમા પગલાંનો અવાજ આવ્યો :

'કોણ ?'

'એ તો હું-હું !'

'અરે ! આ તો એ રાજસભાવાળો જુવાન પોતે જ-કદાચ હવે પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો હશે.' પુરોહિતને મનમાં વિચાર આવ્યો. તેણે હાથ લંબાવીને સહેજ ઈશારતથી, ઉદ્દાલકની પાછળ એને રોકવા માટે ઉતાવળે દોડ્યા આવતા પ્રતિહારીને થંભવી દીધો. દેખીતી રીતે પ્રતિહારીની નજર ચૂકવીને એ આંહીં આવી પહોંચ્યો હતો

'કેમ કોણ છે તું ?' પુરોહિતે ગર્વથી પૂછ્યું: 'મારે તારો વાદ આંહીં સાંભળવો નથી !'

ઉદ્દાલકે શાંતિથી પ્રત્યુત્તર વાળ્યો: 'હું હવે વાદ કરવા નથી આવ્યો. હું તો મારો અધિકાર કહેવા આવ્યો છું. તમે મને પ્રશ્ન કર્યો નાં, ભરસભામાં, મારો આ વિષય વિષે પરંપરાગત અધિકાર શું ? હું એ અધિકારની તમને પ્રતીતિ આપવા આવ્યો છું !'

'પ્રતીતિ આપવા ? આંહીં ? આંહીં, શા માટે ?

'કોણે તને આંહીં મોકલ્યો છે ?'

'એણે, જે મને ઓળખે છે-ને જેને તમે ઓળખો છો !'

'કોણ છે એ ?'

ઉદ્દાલકે પોતાના રાજપુરોહિત સામે ધરીઃ 'આ મુદ્રા લઈને મને તમારી પાસે, એણે મોકલ્યો છે જેને તમે ઓળખો છો. વાત તમારી સત્ય હો, કે મારી સત્ય હો, પણ જ્યારે તમે પૂછ્યું કે મારો અધિકાર શો-? અને હું મૂંગો થઇ ગયો. તમે એને જ તમારો વિજય માન્યો. પણ ના, વિજય તો સત્યનો થવો જોઈએ. મારા અધિકારની આ પ્રતીતિ !' રાજપુરોહિતની જ નામમુદ્રા ઉદ્દાલક એની સામે ધરી રહ્યો. કોને આ ક્યારે આપી હતી એ રાજપુરોહિતને ધ્યાન ન હતું. તેણે ધીમેથી પૂછ્યું: 'પણ તારું નામ શું ?'

'ઉદ્દાલક !'

રાજપુરોહિતને આખો પ્રસંગ સ્મૃતિ સમક્ષ આવી ગયો. તેણે માથું નીચે ઢાળી દીધું. એના અધિકારની ના પડાય તેમ ન હતું.

મારે કહેવાનું સત્ય આ પ્રમાણે અધિકારીનું સત્ય છે.

તમે મારા અધિકારનો પ્રશ્ન કરો-તો બોલો, હવે હું મારો અધિકાર રજૂ કરું ? મારો એટલો જ અધિકાર આ વિષયમાં છે-જેટલો તમારો પોતાનો છે. મારો ભલે પરાજય હો પણ સત્યનો તો વિજય ટંકારવ હો !'

'આ સિવાય વધુ કાંઇ તારે કહેવાનું છે ?'

'હા, મારે તમારો વેલવવારસો જોતો નથી. મારે તમારી કીર્તિ જોતી નથી. મારે તમારી પ્રતિષ્ઠાનો ખપ નથી. મારે તો જે સત્ય મને મળ્યું છે-એ પ્રગટ કરવાનું છે. અને એ પ્રગટ કરવાનો મારો અધિકાર છે. હું તો એ જાણવા આવ્યો હતો-કે આ હું પ્રગટ કરું કે ન કરું ?



રાજપુરોહિત થોડીવાર ઊંડા વિચારમાં પડી ગયો. પછી એણે ધીમેથી માથું ઊંચું કર્યું: નજર ઉદ્દાલક સામે ઠેરવી: શાંત ધીમા સ્વસ્થ અવાજે કહ્યું: ' તને જે સત્ય મળ્યું છે ઉદ્દાલક ! એ અનુભવનું સત્ય છે. શાંતિ તો જીવનમાં ત્યારે જ આવતી હશે—જ્યારે જીવનમાં સંયમ આવતો હશે ! '

ઉદ્દાલકને એની જનેતાની વાણી યાદ આવી: શ્રેષ્ઠતમ જન ભલે એના અંધકારમાં, જ ગળી જાય એને લાગ્યું કે એનું સત્ય ઉચ્ચારવાનો એનો અધિકાર આથી સ્વીકારાયો હતો. અને એ વિજય-સત્યનો એવો વિજય—એને અત્યારે તો બસ હતો

' ત્યારે તો વ્યક્તિજીવનના સત્યનો જ પરમ વિજય હો—પરંપરા, અધિકાર, શાસ્ત્ર, સઘળું જ ગૌણ હો ! સત્યનો જ જય હો..! ભિખ્ખુઓ ! સત્યનો જ જય હો ! '

—અને શાંત રાત્રિમાં પોતાની એ મંગલ વિજય ઘોષણા કરતો ઉદ્દાલક ત્યાંથી ચાલી નીકળ્યો.

⁂

## સ્મરણ–સૌરભ ઝરી !

(પરમ્પરિત ઝુલણા)

રોજ એ આવતી
ખંડ મારે કથા-હાસ્ય રેલાવતી,
મંજરી શી મીઠી મ્હેક ફેલાવતી.
કાળું ઘેલું વદી હૈયું બહેલાવતી,
રોજ એ આવતી !
આવતી એ, પડ્યા પુસ્તકો વીંખતી,
ગોઠવીને મૂક્યા કાગળો પીંખતી.
ક્યાંકિલાશી ધરી 'ટીકુ' કિલ્લોલતી
ક્યાંય ઊડી જતી !
ટહુકતા એ જતો થાક મારો સરી,
—થાય વિક્ષેપ જો કાર્યમાં એ ઘડી—
મગજ હળવું થયે કલમ હાથે ધરી
માંડું લખવા ફરી !
માંડું લખવા હું ત્યાં કલ્પના ઊભરે
બાલિકાથી પીંખાયેલ મુજ કાગળે
પંક્તિઓ મધુરતમ કાવ્યકેરી સરે
શો, ન લખું અરે !
જન્મી અહીં ત્યાર પ્હેલાં હતી તે પરી !
જીવન નેહ થઈ ગ્હેકતી મંજરી
પણ અરે ખીલી ના ખીલી ત્યાં તો ખરી !
—સ્મરણ-સૌરભ ઝરી !*
—"નીરમ"

*વિક્ટર હ્યુગોના એક ફ્રેન્ચ કાવ્ય પરથી સૂચિત.

શ્રી. શરદિન્દુ બંદ્યોપાધ્યાય
અનુ૦ રમણીક મેઘાણી

દ્વિજેનની વાત

આજે ઓફિસેથી પાછા વળતાં અતિશય મોડું થઈ ગયું. આમ મોડું થાય એ એને ગમતું નથી. એનું મોં ભારે થઇ જાય છે, આંખમાં ગંભીરતા છવાઇ જાય છે, છતાં મોંએ એ કંઇજ નહિ બોલે; મનમાં ને મનમાં ધુંધવાયા કરશે. ગજબ છે આ સ્ત્રીજાતનો સ્વભાવ. અમારા લગ્નને પાંચ વર્ષનાં વહાણાં વાઇ ગયાં. છતાં આજ સુધીમાં કદીયે એ મારી સાથે ઝઘડી નથી. રોષે ભરાશે તો મોં ભીડી રાખશે; ભાવ-હાવભાવ દ્વારા જણાવી દેશે કે એને અણગમો થયો છે. कोपो यत्र भृकुटि रचना, विग्रहो यत्र मौनम्.

પણ આજે એને એમ નહિ કરવા દઉં, મોડું થવાનું કારણ ગજવામાંથી અન્યમનસ્કપણે ટેબલ ઉપર મૂકી દઇશ કે તુરત એનો અણગમો ગળીને પાણી થઈ જશે.

આજે પગાર મળ્યો. રસ્તામાં વિચાર આવ્યો કે પૂરેપૂરો પગાર ઘેર લઈ જઇશ તો કંઇ બચવાનું છે જ નહિ, તો પછી અત્યારે ખીસામાં રૂપિયા છે ત્યારે શા માટે કંઇક સરસ ચીજ એને માટે લઇ ન લઉં, અને નજર ઊંચી કરી તો સામે જ ઝવેરી હીરાલાલ મોતીલાલની દુકાન દેખાણી, પગ આપમેળે એ બાજુ વળ્યા. બહુ ખર્ચ કરવો ન પડ્યો. પંદર જ રૂપિયામાં એક સાડી-પીન મળી ગઇ. ચીજ સારી હતી.

ઘેર આવીને જોયું તો એ એક આરામખુરશીમાં પડી પડી કોંક નવલકથા વાંચે છે, મને જોતાં જ ઘડિયાળમાં ટીકી ટીકીને જોયું, ને પછી ચોપડી નીચે મૂકી બોલી—'કેમ, આવી ગયા?'

આ રીતની વાત મને નથી ગમતી. 'આવી ગયા!' એટલે શું? હું આવું એ કંઇ અસાધારણ વાત છે! કે પછી આજે હું પાછો ફરવાનો જ નહોતો? મુદ્દે આમ ટોણો મારીને જ બોલવાની એને ટેવ છે. બરાબર સાડાપાંચને ટકોરે જ ઘેર આવી જઈશ એવું ઓછું લખી દીધું છે?

ધડી કરેલ ધોતિયું—ખમીસ મારી નજીક મૂકી 'કપડાં બદલો' કહી એ અંદર ચાલી ગઈ. અર્થાત મારા ઉપર એ ગઝબની રોષે ભરાઈ છે તે શું કરશું! એથી હું ઓછો ઘડિયાળના કાંટાની જેમ ચાલી શકવાનો છું? ચાવી દીધેલું કોઇ રમકડું તો નથી ને!

હાથ-મોં ધોઇ, કપડાં બદલીને બેઠો છું. એ આવીને ચા નાસ્તો મૂકી ગઈ. જોયું તો આજ ફરીને મોહનભોગ બનાવાયો છે. એથી......પણ જવા દો ભૂખ ખૂબ લાગી છે........

પણ એથી જ તો ખાવાનું ઠંડું થઇને સાવ ચવડ થઈ ગયું છે. કદાચ બપોરે ફુરસદની વેળાએ તૈયાર કરી રાખ્યું હશે. અને એમ જ હોય ને! હું તો દાડિયો—મજૂર, થાકીપાકીને ઘેર આવી ટાઢુંવાસી ઉદરમાં ઓરી લઇશ, ખાવાનું કંઇક મળે એટલે બસ, એથી વધુની આશા રાખવી જ ખોટું...પણ જવા દો, ચા તો ગરમ છે, શા માટે! શું જરૂર હતી? એ પણ બપોરે બનાવી રાખી હોત તો ચાલત.

'આજે તમારો પગારનો દિવસ હતો ને?'.

હં, એ વાત ઠીક યાદ આવી, ને ગજવામાંથી પાકીટ કાઢી મેં હાથમાં આપ્યું:—'આ—લે.'

રૂપિયા, ગણી ભમ્મર ઊંચી કરી એણે પૂછ્યું—'પંદર રૂપિયા ઓછા છે?'

હિસાબ જોઇએ છે! મારી કમાણીમાંથી યે હું કંઈ ખર્ચું તો એના યે પાઈ-પૈસાનો મારે હિસાબ દેવો પડશે. ધૂળવાળો એ વાત ઉપર. આ દુનિયા એક ઝંઝટ જ છે.

મેં કહ્યું—'વાપર્યા છે.'

એ પ્રશ્નાત્મક રીતે મારી સામે જોઇ રહી. કેમ જાણે આટલો ખુલાસો સંતોષકારક નથી. ક્યાં વાપર્યા? કેમ વાપર્યા એ પણ કહેવું પડશે! એ શું એમ માને છે કે હું ક્યાંક દારૂ પીઇને રૂપિયા ઉડાડી આવ્યો છું? કે પછી એથીયે વધુ શંકાજનક કંઇક બીજું?

ઓહ! આ સ્ત્રીઓનાં મન જેવું શંકિત મન દુનિયામાં ક્યાંય નહિ હોય, ના, હું નહિ કહું, કંઈ જ નહિ કહું. જોઉં છું. શા માટે એ સાફ—સીધી રીતે નથી પૂછતી ? પણ એ કદી યે એમ નહિ કરે, મનમાં ને મનમાં બળવું એ જ એનો સ્વભાવ છે.

પૂછ્યું હોત તો શું એ અપમાનિત થવાની હતી ? કે હું ખોટું બોલવાનો હતો ? પૂછ્યું હોત તો મારે કહેવું જ પડત; અને હું કહેત જ ને કે 'તારે માટે એક ચીજ લાવ્યો છું.' ચાલો, સારું જ થયું, કાલે આ મોળા નસીબની સાડી-પીન પાછી જ આપી આવીશ. કહીશ કે મને પસંદ નથી પડી. ખોટું શું છે ? રૂપિયા બચી જશે.'

રૂપિયા લઈને એ ધમધમ દાદરે થઈ ઉપર ચાલી ગઈ. ધગમ્ કરતાં કમાડનું બારણું બંધ થયું એ સંભળાયું, અર્થાત—'હું કેવી ખિજાઈ છું એ જુઓ'.

નીચે પાછી આવીને જરા દૂરની એક ખુરશી પર બેઠી. મોંમાં કંઈ વાત જ નહિ, મને જોતાં જ જાણે બધી યે વાત ખુટી ગઈ. પાંચ મિનિટ અમે બેઉ મૂંગેમૂંગા બેઠા રહ્યા. કદાચ એને હશે કે હું જ શરૂઆત કરીશ, પણ હું શા માટે પહેલો બોલું ! શરૂઆત સદાયે મારે જ કરવી, એટલે શું ?

ઘણીવારે એ બોલી, 'છાપું વાંચશો ?'

હા, 'છાપું વાંચશો' સીધી રીતે કહેવું'તું ને કે 'મને તમારો સંસર્ગ નથી ગમતો, તમને ગમે એ કરો, હું જાઉં છું.' દિવસ આખાની રઝળપાટ પછી સાંજે ઘેર આવું છું ત્યારે કેવો અજબ સત્કાર ! અપૂર્વ ચમત્કાર ! લાગે છે કે પેલી નવલકથા હજુ પૂરી નહિ થઈ હોય, એથી જ છાંચીનીચી થાય છે, પણ તો 'મે' ક્યાં એને પકડી રાખી છે ? કે 'ઓ એ તું મને મૂકીને ક્યાંય જા મા' એમ હું કહી શક્યો યે નથી. જઈ શકતી હતી. છાપું શોધવાની શું જરૂર હતી !

ઓસ્માત જેવું છગ ભીંજે...ઘેર એથી જ તો લોકો સાધુ, સંન્યાસી થઈ જાય છે ને ! મને યે ગમતું નથી, કંટાળો આવ્યો છે.

જાઉં, જરા ફરી આવું. ઘર તો નથી, ધરમશાળા છે, અને આ માટે જ લોકો ગાંડા બને છે !

ઊભા થઈ ઝભ્ભો પહેરતા પહેરતા કહ્યું, 'જરા ફરી આવું.'

કંઈ જ જવાબ નહિ, પૂછ-પરછ નહિ, બહુ સારું, એ જ ભલે રહ્યું. જૂતા પેરી લાકડી લઈને જેવો બહાર નીકળું છું તેવો જ—'આજે બપોરથી મા'રાજને તાવ...'

મા'રાજને તાવ આવ્યો છે તે હું શું કરું ? હું ઓછો ધન્વંતરી છું ! એમ તો છે નહિ. મૂળ વાતનું તાત્પર્ય ઊંડું, ઘણું ઊંડું છે, ક્યારેક ક્યારેક ફરીને ઘેર પાછા વળતા નવ વાગી જતાં, ચોરે બેઠા પછી ઝટ ન ઊઠાય, એથી ચેતવી દેવો સારું. આજે એ જાતે જ રાંધવાની છે એટલે મારે મોડું ન કરવું. હું જાણે ઓવારાજમાં—નારી શાસનતંત્ર નીચે સદાકાળ સખત શાસન નીચે છું. મિત્રો વગેરેમાં હળવાભળવાની યે રજા નહિ.

'વારુ' કહી હું ચાલી નીકળ્યો.

× × ×

બરાબર નવ વાગે ઘેર પાછો ફર્યો. જોઉં છું તો રસોઈ વગેરે પતાવીને બાઈસાહેબ બેઠાં છે, તુરત જમવા બેસી ગયો. કોણ જાણે વળી મોડું થઈ જાય ને એ રોષે ભરાઈ બેસે તો ?

ના, વહુ મારી રાંધે છે ફક્કડ. બાકી આ રસોઈ મા'રાજ કરે છે, જ્યાં એ જાણે વેર હોય એમ લાગે છે.

હું તો કોઈની સાથે ઝઘડવા નથી માગતો, જ્યાં એ જરા જરામાં આવું મોં ચીડ કરતી હશે ? કેમ જાણે હું બહુ બોલ્યો ન હોઉં ! વારુ, મારો દોષ હતો. મેં જ જાણી જોઈને ઢોંગ કર્યો હતો.

બાઈને ઉઠાડ્યાં. એના હાથમાંથી પાન લેતા હું બોલ્યો—'ઓહ, આજે શું ગરમી છે ! રાત્રે ઊંઘ આવે તો સારું.'

અને એ મોં બીડીને બોલી—'બરાબર છે, હું





આજે નીચે છો ઉપર સાદડી પાથરીને સૂઇશ.'

કઇ વાત, ને કેવો જવાબ!

ના, આ સ્ત્રીઓના મનમાં જલેબી જેવાં ગૂંચળાં હોય છે. સીધી વાત કરવાનું એ લોકો જાણતાં જ નથી. એ મારી પડખે સૂએ છે એથી જ મને ગરમી લાગે છે, અને એથી એ નીચે છો ઉપર સાદડી પાથરી સૂશે! આટલા દિવસ જાણે...પણ કંઇ પરવા નહિ, જે થતું હોય તે ભલે થતું, એને એકલા સૂવું છે, તો મારે શું વાંધો છે? હું જ નીચેનાં ઘરમાં પાટ પર પડ્યો રહીશ. એ ભલે ઉપલો આખો ખંડ વાપરે. કોઇને કંઇ જ તકલીફ નહિ; બધી રીતે સારું.

મેં કહ્યું—'હું જ નીચે પાટ પર સૂઇશ. તારે તકલીફ લેવાની જરૂર નથી.'

ને નીચે પાટ પર મારી જાતે જ ચાદર પાથરી સૂઇ ગયો. કોઈની મદદની મારે અપેક્ષા નથી. એથી બારણાં પાસે ઊભા ઊભા જોયું, ને પછી નિસાસો નાંખવાનો ડોળ કરીને એ ઉપર ચાલી ગઈ.

આ દુનિયા જ જુદી છે. આ દસથી પાંચ ઓફિસે જાઉં છું, કોને માટે? આ ઘરબાર, મિત્ર-દોસ્તો, પત્ની-બાળકો બધું મિથ્યા છે! માયા છે! વેદાન્ત ખરું જ કહે કે માયા...

ઊંઘ આવે છે. રાતના અગિયાર થયા. ઊંઘી જ જાઉં એ જ સારું. બીજી વાતો યાદ કરીને યે શું કરવું છે? બધા-બધાં જ

આહ!—કોણ—?

## મિનાની વાત

સાચે જ બાપુ આટલું મોડું એ શીદ કરતા હશે? ઓફિસેથી પાંચે છૂટે છે, તો પછી આટલી વાર શું કરે છે? દી' આખો બહાર- રહ્યા પછીયે ઝટપટ ઘેર આવવાનું મન નથી થતું કે શું?

હું જ ઠાલી વિચારીને બળી મરું છુંઃ આખરે સ્ત્રી ખરીને! પુરુષો ને તો નહિ વિચાર કે નહિ ચિન્તા. હું આખો દી' એકલી પડી રહું છું એનો રજ માત્ર વિચાર નહિ. અને હોય પણ શા માટે! દાઇ-દાસી કે કામવાળીનો કોઈ ક્યારેય વિચાર કરે છે ખરું?

ભલા આટલો વખત શું કરતા હશે? રસ્તે રસ્તે ફરતા હશે? મનાતું નથી. તો? કોણ જાણે! સમજાતું નથી, ને બીજું કંઇ વિચારવું યે ગમતુ નથી.

આજે વહેલા વહેલા નાસ્તો તૈયાર કરી ચાનું પાણી ચૂલે ચડાવી રાખ્યું છે. ટાઢું ખાઇ-શકે નહિ, ને મોડું પાલવશે નહિ. જરાક વાર લાગી કે તુરત રોજે ભરાશે. જાણી જોઇને આજે મોડા આવશે, જાણું છું ને એને માથામાં રાઇ કયાં ઓછી છે! આજે મેં બરાબર પાંચ વાગ્યે ગરમાગરમ ચાનાસ્તો તૈયાર રાખ્યા છે એટલે એ ૭ વાગ્યા પહેલા ઘેર દેખાશે જ નહિ.

કંઇ કહેતાં યે બીક લાગે છે, મોં એવું તો ચડાવશે કે બસ; કેમ જાણે મેં બહુ મોટો અન્યાય ન કરી નાંખ્યો હોય! કંઇ કહેવાનો યે ઉપાય નહિ. એવું તો છે આ પુરુષોનું પૌરુષ કે તુરત ઘવાઈ જાય. મોં આવડું ચડી જશે. એવું કાળું મોં કરવા કરતાં તો બકી નાખવું સારું. શું કામ કહેતા નથી. મોં તો મઝાનું છે. આમ મોં ચડાવીને સજા કરે છે એ તો બાઇ નથી સહેવાતું.

૭ વાગ્યા. હજુ યે એ દેખાયા નહિ. ચા-નાસ્તો ઠરીને ઠીકરું થઇ ગયાં. આમ શીદ કરે છે એ પણ હું નથી જાણતી. સ્ત્રીને હેરાન કરવી, એને દુઃખ આપવું એ જ આ લોકોનો સ્વભાવ છે. જાઉં, ફરી કંઇક ગરમ ગરમ બનાવી નાખું. એ ઠરી ગયેલ નાસ્તો એ શાના ખાય!

ના, આજ તો કહી જ દઇશ કે આટલું મોડું શીદ કર્યું? હું શું કંઇ વિસાતમાં જ નહિ. દિવસ આખા પછી યે ઘેર આવવામાં વળી બે કલાકનું મોડું! શા માટે? ઘેર હું તે કંઇ વાઘ-દીપડો છું કે શું! દિવસને અંતે યે મોં જોવાનું મન નથી થતું! મારે તો......ના, પુરુષોનું એ નસીબ નથી, એ તો રૂઝા અમારું—અમનું સ્ત્રીઓના ભાગ્યમાં જ લખાયું છે.

અમને આજ પાંચ વરસ વીતી ગયા, ક્યારેક દિવસને માટે પણ માવતર જવાનું મન નથી. પણ

અને એ ? હું બાપને ઘેર જાઉં એટલે બસ ખુશ-ખુશાલ. ભલે એમ જ કરીશ. જો હું એમને ગમતી જ નથી તો પછી અહીં રહું તો યે શું ને ન રહું તો યે શું ?

આ આવ્યા. મોં મલક મલક કેવું મલકે છે ! મલકે જ ને. કેટલા ફરી ફરીને લહેર કરતા આવે છે, પછી મોં ન કેમ મલકે ? મને જોતાં જ પાછું ચઢી જવાનું.

ના, મારા મનોભાવ એને નહિ કળાવા દઉં, કળાવા દેવાથી ફાયદો યે શો ? મારા રોષ કે અભિમાનની કોને પડી છે ? એ કરતાં એક ચોપડી લઈને જ બેસું, જાણે કંઈ જ થયું નથી.

એ આવ્યા. ઘરમાં આવ્યા. મોં પર મોડું થયાનો પસ્તાવો કે શરમનું નામ નથી. કેમ જાણે મોડું કરીને મોટો વાઘ ન માર્યો હોય ? ઘડિયાળમાં જોયું તો સવા છ. ચોપડી બંધ કરી બહુ નરમાશથી પૂછ્યું: 'કેમ, આવી ગયા ?'

મોં એવું તો કાળું પડી ગયું. કેમ જાણે સ્વીચ દાબીને વીજળીની બત્તી બંધ ન કરી હોય.

શું કહ્યું હતું મેં ? 'આવી ગયા' કહેવામાં જ આટલો દોષ થઈ ગયો ? એ સિવાય કહું પણ શું ? જો કહેત કે આટલા મોડા કેમ આવ્યા તો જ બરાબર કહેવાત કેમ ? અને મને જોતાં જ મોં કેવું કટાણું કરી ગયા ! હું ઘેર ન હોત તો એમને મઝા પડત.

પણ એટલું કહીને ઓછું મારાથી મૂગા બેસી રહેવાય છે ? ઝટપટ બદલવાનાં કપડાં આપી ખાવાનું લેવા ગઈ. ખાવાનું તો જે થવાનું હતું તે જ થયું. ચૂલો ઠરી જતાં ચાનું પાણી પણ ઠંડુ થઈ ગયેલું. જેવા મારા નસીબ, એવું જ થાય ને ?

જેવું હતું એવું લાવીને એ તો ધરી દીધું એમની સામે. આંખમાં જળજળિયાં આવવા લાગ્યાં પણ શું કરું ! હવે તો નવેસરથી શરૂ કરવાનો યે સંભવ નથી. એમણે એક કોળિયો મોમાં મૂકી રકાબી બાજુએ મૂકી દીધી. હું શું કરું ! ઓ રે મારે શું કરવું ? તમે શીદ આટલા મોડા આવ્યા ? દોષ એકલો મારો જ છે શું ?

ભલે, મારો જ દોષ. ભૂલ થઈ. પણ એ કંઈ બોલતા કેમ નથી ? આમ મોંએ દિવેલ પીને સજા કરવાની શું જરૂર હતી !

જવા દો. છતાં ચા સાવ તો નહોતી જ ઠરી ગઈ. ખેર, હવે કંઈ બીજી વાત કાઢું, જો મન કંઈક બીજે વળે તો.

પૂછ્યું, આજ તમારો પગાર-દિવસ હતો કેમ !

મોંએથી કંઈ જ ન બોલ્યા. ઊભા થઈને ખીસામાંથી પાકીટ કાઢીને હાથમાં મૂકી દીધું. કેમ જાણે હું રૂપિયા માટે જ મરતી ન હોઉં ! હું ગાત્ર રૂપિયાને જ ઓળખતી ન હોઉં ? આવું અપમાન ! બારી વાટે પાકીટ બહાર ફગાવી દેવાનું મન થયું. ઓ...રે મારું મોત કેમ નથી આવતું ?

રૂપિયા ગણી જોયા. પંદર ઓછા હતા. આ એક કલાકમાં પંદર રૂપિયાનું શું કર્યું હશે ! હાથમાં રૂપિયા આવ્યા એટલે આવી બન્યું. આમ જ નવ-છ કરવાના. ના બાપુ, આ મારાથી નહિ સહેવાય. કાં થોડીક ચોપડીઓ ખરીદી હશે, કાં કોઈ મિત્રને ઉછીના આપ્યા હશે. મિત્રને ઉછીના આપવા એટલે...

કહ્યું—'પંદર રૂપિયા ઘટે છે !'

જવાબ મળ્યો—'વાપર્યા છે.'

કેમ જાણે હું એટલું યે સમજતી ન હોઉં ! વાપર્યા ન હોય તો ઓછા એ ખીસામાંથી પાંખ કરીને ઊડી જવાના હતા ! સીધો જવાબ—ક્યાં વાપર્યા એ ન કહેવાયું. ને ખરું જ. શા માટે કહે ? એનાં પોતાના રૂપિયા ને એણે જ વાપર્યા ! એનો હિસાબ મને આપે તો તો એમનું અપમાન થયું ગણાય ને ! હું તો એમની કંઈ જ નથી,—પછી રૂપિયા ક્યાં વપરાયા એ જાણવાનો હક પણ મને ક્યાંથી હોય !

જવા દઉં. રૂપિયા ઉપર કબાટમાં મૂકી આવું. નહિ તો પાછું કંઈક ધારશે, શું ધારશે એ તો એ જ જાણે.





મનમાં જાળાં ઊભાં કરવા એ તો જાણે એનો સ્વભાવ જ—

પાછી આવીને બેઠી. છતાં કંઇ જ બોલતા નથી. ભલા મૂગેમૂગા બે જણાં સામસામાં કયાં સુધી બેસી રહી શકે? મારા ઉપર રોષે ભરાયા છે એટલું તો કહી શકતા હતા ને. ના બાપુ! આમ બોરેબોટું મોં ચઢાવીને બેસો એ મને જરા યે ગમતું નથી.

છાપું ટેબલ પર જ પડ્યું હતું. એ વાંચવા એ તરફડતા હોય એમ લાગ્યું. તે એ વાંચવાની કોણ ના પાડતું હતું? હાથપગ જોડીને બેઠા રહેવાની શું જરૂર હતી?

પૂછ્યું—'છાપું વાંચવું છે?'

ને એમનું મોં વધુ શામળું થઈ ગયું. થોડીવાર મૂગા રહીને પછી ઊભા થઇને કપડાં પહેરવા લાગ્યા. ને મોં વધારે કાળું કરતાં બોલ્યા—'જરા ફરી આવું.'

વળી કયા અપરાધમાં આવી!

વારુ ફરવા જાવ છો—જાવ મારી સાથે એક પળ પણ નથી ગમતું, એ તો હું યે જાણું છું, પણ આ બાજુ રસોયો બપોરથી જ તાવમાં પટકાયો છે. ક્યારે એ આવીને દવા આપશે એની જ રાહ જોઇ રહ્યો છે. એમને હાથે દવા લીધા વિના ઘરનાંનો કોઇનો તાવ જતો નથી. હવે શું કરું? એ તો જાય છે કલબમાં, સાડા નવ પછી આવશે. ત્યાં સુધી બિચારા મા'રાજ ને ટીપું દવાયે નહિ મળે?

બીતા બીતા કહ્યું—'મા'રાજને આજ બપોરથી તાવ......'

સારું, કહી એ બહાર ચાલ્યા ગયા.

સારું એટલે શું? મા'રાજને તાવ આવ્યો છે એમાં 'સારું' કહેવાનો શો અર્થ? બધી જ વાત જાણે નકામી! પાંચ વરસથી આ ઘર માંડ્યું છે, ઉંમર પણ ખાસ કંઇ ઓછી નથી થઈ, તોયે એનાં મનનો તાગ ન પામી. ના, મારાથી હવે વધુ નહિ સહેવાય. આ બધું નથી ગમતું. મનમાં થાય છે કે ક્યાંક ભાગી જાઉં.

પણ જાઉં એ કયાં? સદાને માટે ઘરમાં પુરાઈ રહેવા જ સર્જાઇ છું, ને અંતકાળ સુધી ઘરમાં પુરાઈ જ રહીશ. બહારની દુનિયા આખી પુરુષોની છે. માત્ર ઘર જ અમારું સ્ત્રીઓનું. ને હું તો ઘરની બહાર જવા માગતી યે નથી, પણ એ થોડીવાર માટે પણ ઘરમાં રહે છે? થોડીકવાર પણ ઘરમાં મારી સાથે રહેતા હોય તો મારે બીજું કંઇ ન જોઇએ.

ભલે, જ્યાં ઇચ્છા હોય ત્યાં રહો. હું એકલી એકલી ગૂંગળાઉં એમાં તમારે શું! તમે તો પુરુષ છો ને—પાષાણમાંથી સર્જેલા.

ના, હવે વધુ નહિ વિચારું. જાઉં, કપડાં બદલીને રસોડામાં લાગું. ભલા આખો દી એકલી રહું છું. જરા સરખી યે દયા નથી આવતી?

એ જ નવ વાગ્યા. આ આવ્યા. એક મિનિટ પણ વહેલા આવવાનું નામ નહિ. ત્યાં તો દિલોજાન દોસ્તો છે ને!

આવ્યા ભેળાં જ પાટલે. વાતચીત કે બોલવું કંઇ જ નહિ. છતાં જોઉં છું તો બહારથી આવતાં જ મોં મલકે છે. મલકે જ ને! બહાર કેવી મઝા! કેટલા મિત્રો! શા માટે ન મલકે? મારી સાથે હસીને વાતો કરતાં તો માથા પર જાણે આસમાન તૂટી પડે છે. ભલે, હું યે કંઇ નહિ બોલું. સાંભળવું જ જો ન ગમતું હોય તો બોલવું જ શા માટે?.

પાન લેતા લેતા પહેલીવાર બોલ્યા.—'ઓહ! શું ગરમી છે આજે! રાત્રે ઊંઘ આવે તો સારું.'

એટલા શબ્દોનો અર્થ હું ન સમજું એમ ને! ગરમી ખાસ બહુ નથી, પણ હું પાસે સુઉં છું. એટલે ઊંઘ નહિ આવતી હોય! ભલે એ જ બરાબર. હું જુદી જ સૂઇશ. એમાં શું છે? એક પથારીમાં સૂતાં જો દુઃખ પડતું હોય તો હું નીચે જ સૂઇશ.

કહ્યું—'ભલે, તો હું જુદી શેતરંજી પર સૂઇશ.'

'ના, એમ પણ નહિ, મારી સાથે એક ઓરડીમાં સૂતાં પણ એમને ત્રાસ થશે. એ બોલ્યા—'હું નીચેના રૂમમાં પાટ પર સૂઈ રહીશ. તારે કંઈ જ



તકલીફ લેવાની જરૂર નથી.

× × ×

પોતાની મેળે પથારી કરીને સૂતા. સારું ! સારું !

કોણ જાણે કેમ પણ મારી આંખમાં આંસુ જોયા વિના એમને જાણે નિરાંત નથી વળતી. જીવને જાણે ચેન નથી પડતું. હું એકલી એકલી આંટા મારતી ફરું છું. બીજું શું કરું ? આંખમાં તો ઊંઘનું ઓસાણ જ નથી.

સૂઉં ! એ નીચે પાટ પર પડ્યા રહ્યા અને હું— !

અગિયાર વાગ્યા. હવે એ સૂઈ ગયા હોય એમ લાગ્યું. દિવસ આખો કામ કરી કરીને—

ના. હું નહિ રહી શકું, આમ નહિ રહી શકું. શા માટે હું દૂર દૂર પડી રહું ? આ પાંચ વરસમાં એક દિવસ પણ જુદી સૂતી છું ? જાઉં, જોઉં—

ઊંઘી ગયા છે. પાટનું બિછાનું—ગોદડું કે ઓશીકું યે નહિ. માત્ર શેતરંજી અને ચાદર. સખત લાકડું શરીરે કળતું હશે. તો યે ઊંઘી ગયા છે. ભલા આમ શા માટે ? મારા પર રોષ કરી પોતાને જ સજા કરવા—શા માટે ?

પડખે સૂતી કે તુરત 'ઓ કોણ ?' કહેતા ચોંકી ઊઠ્યા, ને પછી તન્દ્રામાં જ મને ભેટી પડતા બોલ્યા—' મિના.'

આ તો રોષનો દેખાવ હતો. ઊંઘમાં પડતાં જ ભૂલી ગયા.

'ચાલો ઉપરના ઘરમાં જઈને સૂઈ જઈએ'—મેં કહ્યું.

હવે ઊંઘ બરાબર ઊડી. એ બોલ્યા—'ના. આજ તો અહીં જ સૂઈશું. આવ, અત્યારે ઉપર નથી જવું.'

એ જ સારું

' પણ એક વાત, ઓશીકું તો નથી ? એના—'

' કંઈ વાંધો નહિ. તું છો એટલે હવે મને કંઈ તકલીફ નહિ પડે.'






મેઘાણીની નવલીકાઓ ભાગ ૧—૨

આ કુલ ચાલીસ વાર્તાઓ કોઇ એક વાદનું સમર્થન કરવા માટે, કોઇ નીતિ અથવા આચારનો પ્રચાર કરવા માટે, કોઇ રોગ-દંભનું ઢાંકણ ખોલવા માટે કે જીવનની કોઇ સમસ્યાનો ઉકેલ સુચવવાની કલ્પના બુદ્ધિથી લખાઇ નથી. કોઇપણ ઉદ્દેશ કે વલણ વિના કેવળ દુનિયાને નીરખવામાં જે એક હેતુવિહિન ને દૈવરહિત રહસ્ય જડે છે તે રહસ્યને સૌંદર્યની બોય પર ઉકેલવા માટે એનું આલેખન થયું છે.

કિંમત બંને ભાગના થઇને રૂ. ૬-૮-૦ રજી. ટ. ખ. ૦-૧૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિ મુંબઇ : અમદાવાદ

# વાર્તા વિનાની વાર્તા*

[ પાત્રોની અનૌપચારિક પરિષદનો એક અનુભવ ]

ધૂમકેતુ

શરૂઆતથી જ હું કહી દેવા માગું છું કે આ વાર્તાસંગ્રહમાં આ એક વાર્તા નથી. એ નવલિકા નથી. પ્રસંગચિત્ર કે રેખાંકન પણ નથી. લાંબી વાર્તા નથી. ટૂચકો નથી. કોઈ બનાવનું વર્ણન નથી. ક્યાંય સાંભળેલી કથની નથી. એ શું છે એની મને પોતાને ખબર નથી. અને એ શું છે એ જાણવાની તમારે તો જરૂર પણ નથી.

એક વખતની આ વાત છે, હું એ સમયે થોકડા-બંધ વાર્તાઓ લખતો. અને છેક ટપાલ ઑફિસ સુધી હું જાતે ટપાલમાં નાખવા જતો. જવાબ માટે ટિકિટો પણ સાથે બીડતો. ત્રીજે કે ચોથે દિવસે વાર્તાઓનો ઢગલેઢગલો, તંત્રીઓ, મને પાછો મોકલી દેતા. કોઈને વાર્તા જોતી જ નહોતી ને!

આજ સવારે હું વહેલો ફરવા નીકળ્યો, ત્યારે ગઈકાલે એવી એક પાછી ફરેલી વાર્તાનો ઘા હજી મને રૂઝાણો ન હતો. મને કાંઈનું કાંઈ કરી નાખવાનું મન થાતું. પણ હું કોઈનું 'કાંઈ' કરી નાખતો. એવી મનોવ્યાપારી અવસ્થામાં હું ઝપાટાબંધ મારે રસ્તે જતો હતો, ત્યાં અચાનક શિવુભા ગોર જેવું કોઈક દેખાણું.

અને શિવુભાનો અવાજ પણ સંભળાયો: 'અરે! ભાઈ! તમે મને તમે કહીં રાખ્યું'તું ને કે હું તને ક્યાંક ને ક્યાંક લઈ લેશ, પણ હજી સુધી કોઈને નહિ ને મને જ લટકાવી રાખ્યો છે!'

આંખો ચોળીને આ દીવાસ્વપ્નની માયા છે કે શું એમ નક્કી કરવા થોભું છું, ત્યાં તો કોઈક બીજો માણસ દેખાણો: 'કેમ મા'રાજ! ઓળખો છો? આપણે તો દીમાં દસ વખત મળતા! હું નરસી બક્કાલ! તમે મને ય ક્યાં લીધો છે!'

'અને હું? હું તો તમારા હિસાબમાં જ હવે નથી રહી કાં? મારા જોબન પાછળ તમે ફર્યા કર-તા'તા એ ભૂલી ગયા? હું રાણી!'

'આહા! રાણી તું હમણાં ક્યાં છો?'

જવાબને બદલે એક નવો જ ચહેરો દેખાયો: 'તમે મને દીઠો નથી, પણ મારી એક કારીગરીનો કટકો મદ્રાસી મહેલમાં જોયો છે એ યાદ છે નાં? હું પાટણનો. પટોળાની છેલ્લી છેલ્લી અદ્ભુત નકશી કરવાવાળો. તે પછી હવે નકશીની એ વિશિષ્ટતા અલોપ થઈ ગઈ છે! હુ પોતે પણ હવે ભૂલી ગયો છું. શું કરું? એમાંથી શેર ખીચડી મળતી હોત, તો હું મારા બાપ-દાદાના સમયની સાત સાત પેઢીથી આવતી વસ્તુને કાંઈ જાતી કરું? પણ શેર ખીચડીના પણ પાટણના પ્રખ્યાત પટોળામાં વાંધા પડ્યા! હું બૅંકમાં હવે તો પટાવાળો છું. મારું પણ કાંઈક લખોને, ભાઈ સાહેબ!'

'અને હું? મારું તમે ક્યારે આપવાના છો! ઈ. સ. ૧૯૨૪ની સાલથી હું તમારી પાછળ ભટકું છું એ તમને ખબર છે? તે પછી તો તમે દિલ્હી પણ જોઈ લીધું! હવે મને ક્યારે આલેખવાના છો? હું તો ભારતની ભાગ્યવિધાતા, પૃથ્વીરાજની પ્રેયસી, હું સંયુક્તા, તમે મને પણ લટકાવો છો? સોલંકી યુગમાં ફરતા ફરતા તમે ભોળા ભીમદેવ સુધી આવો ત્યાં સુધી મારે લટક્યા કરવું એમ?'

'અને મારું શું? તમે મારી નોંધ કરી છે એ તમને ખબર છે? અકબરી જમાનાનો દસોંદસ ચિલારો—એ હું! હું છું તો ભીસ્તીનો છોકરો, પણ તમે મને આજ દિવસ સુધી પૂરી રાખ્યો છે તેનું શું? કાં મને આલેખો—નહિ તો છુટ્ટો તો કરો!'

'આ બધા તો ઠીક, તમારા જૂના દોસ્તો છે, પણ હમણાં હમણાં તમે મને સિંધની રેતરણના મારા ખાડામાંથી ખાંખાખોળાં કરીને શેતી કાઢ્યો છે—પહેલો મને જ પ્રગટ કરોને! હું સોમનાથના પૂજારીનો છોકરો! મેં લીધેલું વેર તો ગજનીના દરવાજા સુધી એની પાછળ પડ્યું હતું! ખબર છે? આ તમારો જમાનો પણ મને જ પહેલો માગે છે! મને—સોમ-નાથના પૂજારીના છોકરાને!'

* શ્રી 'ધૂમકેતુ'ના ત્રણ નવા વાર્તાસંગ્રહો 'પરિશેષ' 'આકાશદીપ' અને 'વનછાયા' બહાર પડે છે, તેમાંથી.



'અને હું—હું તમારી પણ, પ્રિયમાં પ્રિય નારી-મૂર્તિ—આમ્રપાલી ! મારું શું ? મને લટકાવી રાખી ને ચૌલાને પ્રગટાવી એ ન્યાય કર્યો ?'

'અઢારસો સત્તાવનના કુંવરસિંહને ભૂલી જઈને તમે આવા નારીમોહમાં પડશો એ મને ખબર હોત તો હું તમારી પાસે આવત જ નહિ ને!'

'અરે ! પણ, હું તમને સૌને 'મેઘબિંદુ'માં...'

મારી બોલી તો અધૂરી જ પડી રહી.

'મેઘબિંદુ' તો ઠીક, રુદ્રમહાલયના ભવ્યસ્વપ્નનો સર્જક હું. સર્વશ્રેષ્ઠ ગુજરાતી—જયસિંહદેવ... સિદ્ધરાજ—હું પણ રાહ જોતો ઊભો રહું એમ ? મારા વિના ગુજરાતનું ભવ્યસ્વપ્ન—'

'અરે ! મહારાજ ! મહારાજ !......' મેં હાથ જોડ્યા. પણ ત્યાં તો બીજા અવાજ ઊઠ્યા.

'જુઓ, આ તમારી ઇતિહાસકથાઓમાં અમને ભૂલતા નહિ, અમને ગુજરાતણોને ! મંજુલાને, મુક્તાને, મોહિનીને, મંજુકેશીને, સુકેશીને, સુહાસિનીને અને બીજી અનેકને. અમને ભૂલશો તો અમે તમને ભૂલી જાશું. નારી વિના નવલકથાનો જન્મ જ ક્યાં છે ? એક તો સરજાવો અમારા વિનાની !'

'અરે ! દેવીઓ પાહિમામ્ ! પાહિમામ્ ! તમારા વિનાનો સંસાર સરજવાની ખુદ બ્રહ્મદેવ જેવાની હિમ્મત ચાલી નથી. અરે ! તો હું તે કોણ ? મંજુલાઓ, મુક્તાઓ, મોહિનીઓ, હું તમને કોઈને ભૂલું તેમ નથી. તમે છો તો ગુજરાત છે. અને નવલકથાઓ પણ છે. પણ હું શું કરું ? મને...જરાક શ્વાસ લેવાનો વખત.

...કાન પાસે રણકો સંભળાતાં હું બોલતો જ બંધ થઈ ગયો :

'એ મંજુલા—મંજુલામાં મને ભૂલતા નહિ હો ! હું રૂપલી. હું નીચલા વરની. તમને પહેલી કીર્તિ અમારા જેવા પાસેથી મળી છે એ ખબર છે ને ! રૂપલી ભૂખલી ને ચોથડીમાંથી. અને તમે ભૂલો તોપણ અમે હવે તમને રેઢા મેલીએ તેમ નથી. તમારે તો તરત દોટ દેવી છે વૈશાલીમાં ! પણ પેલાં આ ગેમલપર ને સરવરિયું ને પાડિયું ને એવું એવું સંભારો !'

પણ હવે તો મને જવાબ દેવાનો જ સમય રહ્યો નહિ. એક પછી એક, ઇતિહાસમાંથી, કલ્પનામાંથી, પરિચયમાંથી, પ્રસંગોમાંથી, નોંધપોથીઓમાંથી, વર્તમાનપત્રની કાપલીઓમાંથી, મુસાફરીમિત્રોમાંથી, એક પછી એક વ્યક્તિ ઊભી જ થવા માંડી:

'અને હું...' 'અને હું...' 'મને—પહેલાં મને' 'પહેલો તો હું જ' એવા એવા સ્વરોથી આખું આકાશ છવાઈ ગયું.

'સજ્જનો અને સન્નારીઓ...'

'અરે ! આ કોઈ પરિષદ નથી. આંહીં તો અમે છીએ, તમારા વર્ષોના મિત્રો—આંહીં કોઈ સજ્જન પણ નથી, ને સન્નારી પણ નથી. આંહીં તો છે આ ખાંટ રાયવો, અલીડો પિંજારો, રાણકી કોળણ, બકાલ નરછી...'

'પણ હું એક તમારી પરિષદ જ ભરવા માગું છું. મારે તમને બે બોલ કહેવા છે. ને તમારા બે બોલ સાંભળવા છે. મારે તમને કેટલાંકને સરજવાં ? તમે હવે થોડાંક બીજે સીધાવો.'

'ના, હું હવે બીજે જાઉં ? આટલાં વર્ષે ? હું બીજે જવાની નથી. બીજા ઘણાએ મને બનાવી છે. કેટલાક મને ઓળખતા નથી. અને કેટલાંકને મેં ઓળખ્યા નથી...' સંયુક્તાએ કહ્યું.

'અને હું પણ નહિ—મને ઘડનારાએ મને જાણે એક રિસાળ નમાલો છોકરો ઘડ્યો છે ! કેમ જાણે હું દોઢ ગામનો ગરાશિયો હોઉં ને કામદાર ભણાવે એટલું જ ભણ્યો હોઉં ! મારું અવંતીનાથનું તો બિરુદ હવે લજવાય છે !' મહારાજ જયસિંહદેવ સિદ્ધરાજે કહ્યું.

'અને હું ? હું હવે બીજે જાઉં ? મારે તો તમે મને 'આત્માના આંસુ'માં જે સજીવનતા આપી હતી એ માણવા જોઈએ છીએ !' આમ્રપાલી બોલી.

'અને અમારે પણ...' રૂપલીએ કહ્યું.





'અને અમારે પણ...' શિવુભાગોર બોલ્યો, 'પણ હું તમને બધાને.....'

'તમે જ લખ્યું છે ને' રૂદ્રશરણે કહ્યું. 'બાલ્ઝાકની સૃષ્ટિમાં બે હજાર પાત્રો હતાં . . . !'

પણ એ બાલ્ઝાક હતો; હું તો બ્રાહ્મણ; એવી વાતો આંહીં ગુજરાતમાં તમારે ન કરવી. આંહીં તો આ તમને બોલાવ્યાં છે, એ પણ એક અંગ્રેજી લખાણને આધારે,-એનું શું? તે પહેલાં મુનશીએ તમને બોલાવ્યાં હતાં, એ પણ ત્યાંથી જ, જ્યાંથી આ હું ઉપાડી આવ્યો. એક લેખકે નવલકથાના પાંચ છ પાત્રો કોઈ લેખકની શોધમાં પડ્યાં છે એવું એવું લખ્યું છે, એનો પણ આધાર મળી ગયો. આમાં બાલ્ઝાકના બે હજાર પાત્રો તો ક્યાંથી ઊભાં થાય બોલો જોઈ? હવે તમે સૌ એમ કરો-પહેલાં આ ઉતાવળિયાં ક્યારનાં રાહ જુએ છે નાનકડાં, એમને આવી જવા દ્યો. પછી પાછો તમારો વારો. આ શિવુભા ગોર, બિચારા ઉતાવળા થાય છે. એમને બીક છે કે એ રહ્યા એક નાનકડા ગામડાના પંતુજી, તે ક્યાંક ઠેબે ચડી જશે. પહેલાં એની વાત આપણે સૌ સાંભળો. બોલો તો શિવુભા, તમારી વાત ઉપાડો.

## [૧] શિવુભા

ચીભડિયા ગામની શીમ પૂરી થાય ને થેરડી ગામના ખેતર દેખાય ત્યાં સુધી મારી મા મને વળાવી જાતી. નાનકડું ધોતિયું, ભરેલી ટોપી, ને હાથમાં એકડો ઘૂંટી ઘૂંટીને ભુક્કા કાઢી નાખેલી મારી પાટી લઈને હું દોઢ માઈલ હમેશાં ભણવા જાઉં. હમેશાં સવારે જાઉં ને સાંજે આવું. બપોરે રોટલો મારા માસ્તર ત્યાં ખાઈ લઉં. મન તો એવું ઘર આંગણે ચોટ્યું હોય! કાકી તો છાશેય આપે નહિ ને! પણ હું શું કરે! મારી ઉમ્મર પણ કેટલી? પાંચ વરસની. ત્યારનું મને મન હતું કે મારે ગામમાં જ એક નિશાળ લોકે મોટો કાઢવી કાઢવી ને કાઢવી. મોટો થાઉં એટલી વાર!

તો દરબાર. વસ્તી તો ઓગણીસસો માણસની ને દરબાર દસ. બસો માણસોને એક દરબાર! એમાં કોઈ દી નિશાળ થાવા જ દે નહિ ને કોઈ!

નિશાળ માટેની પેરવી કરવા કોઈક આવી ચડે, તો બાળા એ વખતે દસે દરબાર ભેગા થઈ જાય. નહિતર લડતાં હોય! પછી તો દસ દિ સુધી-ઉપર ધીનું જ તો! જમાનો પણ રૂપિયાનું અઢી શેર ઘી-લીલી ઝાંય વાળું-એવો.

સાહેબ ઘણાખરા બ્રાહ્મણ-લાડુભક્ત! દસ દિ ઝાપટી જાય. દોઢ શેર ખરીર વજન વધારતા જાય ને દબરો ભરી જાય એ નફામાં. શેરો મારે કે ગામમાં ત્રણ છોકરાં પણ થાય તેમ નથી! એ તો દોઢ માઈલ નિશાળ આઘે છે, ને ગામ લોકનાં સગાં વહાલાં ત્યાં છે, એટલે છોકરાંને પરબારાં ખાવા માટે મોકલી દે છે! બાકી ભણવામાં ઘણાખરા મીંડું છે!'

એમ ને એમ હાલ્યું ઈ તો. આ સરકારે રાજ કર્યું એ પણ કાગળ વડે, ને ખોયું એ પણ કાગળ વડે! તુમારનું ને કાગળનું તો સરકારમાં બહુ જોર. તુમારિયા પાર વિનાનાં થયા. પણ ચીભડિયા ગામમાં નિશાળ ન આવી તે ન આવી!

હું ભણી આવ્યો. મોટો થઈને આવ્યો. પણ કોઈ દરબાર ડગે-એ તો ન ભુતો ન ભવિષ્યતિ. મેં કહ્યું: 'બાપુ! એક નિશાળ આપણા ગામમાં હોય તો સારું!'

'અરે જાવ રે! માસ્તર! એવી નાખી દેવા જેવી વાત અમને શું તમે શીખવાડતા' તા! અમારે ઈ લફરું નો જોય ભા! એના કરતાં ભલે નિહાળનો સાં'બ ચાર દિ લાડવા ખાઈ જતો. બામણનો છોકરો તો છે!'

કોઈએ મારું માન્યું નહિ. મારી નોકરી બીજે. હું રજા ઉપર આવું ત્યારે મહેનત કરું પણ કોઈ એકના બે થાય નહિ.

હું તો મારા ગામડાની બીજી શી સેવા કરવાનો હતો! આટલી સેવા કરવા મથામણ કરી, પણ કોઈ



ત્યાર પછી તો ચોરે છોકરાંને ભેગાં કરીને ભણાવું. છોકરાં માંડ્યાં આવવા. કોક કોક દી પઈ પઈ વળી પેલી રંગીન ગોળી પણ આપું!

દરબારો કહે: 'ભલે ને ખુવાર થાતા બામણ. આંહીં ચીભડિયામાં નિશાળ નો થાય. દારૂ ગાળવાની ભઠ્ઠી કરવી હોય તો અમે કરી દઈં. બાકી આ વાતમાં તો આ બિચારો શિવુભા ગાંઠનું ગોપીચંદન ખોવાનો છે!'

મને પણ લગની લાગી. એક આટલી તો માગ ગામની સેવા કરતો જાઉં! બીજું કાંઈ ન બને તો કાંઈ નહિ!

અંતે બહુ મહેનતે માંડ માંડ એક સાહેબને કાંઈક સદ્દબુદ્ધિ સૂઝી, તે એણે સાત રૂપિયાની જગ્યા કાઢી. ચોરે નિશાળ બેસે. એમ નક્કી કર્યું!

પણ સાત રૂપિયામાં કોઈ પરગામનો માસ્તર જ આવ્યો નહિ. આવે તો કોઈ ઓરડું રહેવા આપે નહિ. દરબારો તો કામળી ફૂટવા માંડ્યા કે લ્યો! કાઢો નિશાળ! આ ગામ તે ભણતું હશે!

છેવટે મેં મારી દસ રૂપિયાની નોકરીમાંથી આંહીં સાત રૂપિયામાં આવવાનું કબૂલ કર્યું!

એમાં ભોગ તો ત્રણ રૂપિયાનો હતો. પણ ગવર્નર કોઈ ૭૨૦૦ના ૪૮૦૦ લેવા બહાર પડે તો વર્તમાનપત્રો જે હોહા કરે તે મને શિવુભા પંતુજીને ક્યાં જોવા મળવાનું હતું? હું તો મારાથી થઈ શકે એટલી વધારેમાં વધારે જાત ઘસણી કરી છૂટ્યો. ત્રીજા ભાગનો પગાર મેં ગુમાવ્યો ને ધરવાળાના મેણાં ટોણાં મળ્યાં તે જુદાં!

પણ દરબાર સૌ પામી ગયા કે આ મારે બેટે શિવુભાએ આ લફરું ઓરવું!

હું તો એમની કસુંબા કોટડીમાં મળવા પણ ગયો, મારે એમ કે સૌ ખીજાશે—પણ ના, કોણ જાણે કેમ, કોઈએ કાંઈ કહ્યું જ નહિને! સૌએ આવકાર દીધો! મેં મનમાં કીધું. ચાલો, સારું થયું. આ સૌએ માથે પડ્યું નભાવી લેવાની વૃત્તિ રાખવી એટલે નિરાંતે રહેવાશે તો ખરું.

ચોરે બેસીને હું તો મંડ્યો ભણાવવા. થોડા વખતમાં તો અમારું ચીભડિયું ગામ પ્રખ્યાતિ પામ્યું. અમે આંકની પાટ લઈએ, લેખાં પૂછીએ, મેં તો વળી મોટા છોકરાવમાં, સામસામા કોયડા નખાવવાનું શરૂ કર્યું. અને ગામનાં માણસ તો એ જોવા ભેગાં થાય! એમ કરતાં કરતાં તો છોકરાં, ઢેબાઢેખોથી, કોળી ખાંટ, આયર, વાઘરી, સૌનાં આવવા માંડ્યાં. ને સંખ્યા પણ વધી.

એટલામાં યોગાનુયોગ એક સાહેબ પણ ઠીક ચીભડિયાની નિશાળ જોવા આવ્યો, ને નિશાળને કાયમની કરી દીધી!

મારા મનમાં એમ હતું કે, હવે આ દરબાર કાં તો મને ભેગા થઈને કાઢશે, પણ ના, સૌ મૂંગા જ રહ્યા.

એટલામાં ચીભડિયાની નિશાળનું વજન વધ્યું. બહારગામના છોકરાં ત્યાં આવવા માંડ્યાં. મને તો આનંદ થયો. મારે હાથે એક કામ થયાનો સંતોષ મને મળ્યો.

પણ હું જો ગામ છોડું તો નિશાળ તરત બંધ થાય તેમ હતું. એટલે મેં બીજે બાર ને પંદર જતા કરીને, આંહીં જ સાત રૂપિયામાં મુકામ રાખ્યો. ગામ આખું મારાં વખાણ કરે. પણ કોઈ પૈ પરખાવે એ વાતમાં કાંઈ માલ ન મળે!

એવામાં દસની જગ્યાના પંદર થવાની મહાન યોજના આવી!

હાએ, લેખાં ભણનારી સરકાર. નિશાળમાં દસના અગિયાર થાય, એને એ વખતે ભવ્ય મોટી યોજના ગણતી! અને હજી પણ શું બગડી ગયું છે! સૌ સમજે છે કે ભાષણમાં આ પંતુજીઓને ચગાવવા ને બાકી તો ભંગીની સાથે જ રાખવા! ગવર્નર જનરલથી દોઢમાંતીના જરાસિયા સુધી આ જ પ્રમાણે બધા તે વખતે વરતતા અને હમણાં પણ વરતે છે!

આ યોજનાને તોડી પાડવી એમ દરબારોએ નિશ્ચય કર્યો. એ યોજનાને પાર ઉતારવી એમ મેં નિશ્ચય કર્યો.





દરબારોએ એક જૂક્તિ ગોઠવી. એક કોઇ ખટપટી વાણિયો મળી ગયો. એણે બતાવ્યું કે પાસેને ગામડે સાહેબ પરીક્ષા લેવા આવે, ત્યારે આપણે ગુપચુપ આંહીં બોલાવી લાવવા. ને તે દિ ચોરામાં કોઇ છોકરું ફરકે નહિ એમ કરી મૂકવું. એટલે નિશાળ બંધ! કહેવું કે નામ ખોટાં, હાજરી ખોટી ને માસ્તર આંહીના છે ને ખસવું નથી આંહીથી, એટલે આ ધંધો આદર્યો છે. સૌને એ વાત ગમી ગઇ. હું તો સોંજે વાઘરોળા ગામે ભવાઇ હતી તે જોવા જાતો'તો, ત્યાં રસ્તામાં જ વાઘરોળાના બે પટલીયા મળી ગયા.

'જે જે ગરૂદેવ!' કરતા'કને ઊભા રહ્યા: 'આ તમારી કોર આવતા'તા, ત્યાં ઠીક થયું તમે જ મળી ગયા. અમારો મનજી, ને દિવાળી ને નથુ ને ભગલો હમણાં બે ચાર દિ નહિ આવે!'

'કેમ? એક હારે ચારે જણા! કાંઇ છે?'

'તમને કયાં ખબર નથી ગરૂદેવ! તે અમને પૂછો છો માબાપ?'

'તો ય પણ?'

'આ સાંભળ્યું છે કે છોકરાંવને બોઆ ઉપાડી જાય છે!'

'કોણે કહ્યું?'

'આ આણીકોર તો બે દિ થ્યાં ઊડયું છે!'

'ના ના, સાવ ખોટી વાત. કોણે આ ગપ હાંકયું છે?'

'આ ભગવાનજી કામદાર ને સૌએ આણીકોર બધે કે'વરાવી દીધું છે. હમણાં તમારે ત્યાં કોઇંધાક બે પાચ દિ!'

મને મનમાં વિચાર આવી ગયો. મારું બેટું! સાહેબ હમણાં આટલામાં છે, ને આ વાત, એની વચ્ચે કાંઇ મેળ તો નહિ હોય? અને વાતેય એવી વેતી મૂકી છે કે, કોઇ કોઇને પૂછે નહિ, પણ અંદર અંદર મૂંજયા કરે!

મેં તો તરત જ એનું ઊંડાણ માપી લીધું. પટલીયા બન્નેને હારે ઉપાડયા: 'અરે! તમે કાંઇ સમજો નહિ ને ભલા માણસ, આ તો કામદારની જ રમત છે. હાલો, મારી ભેગા, ગામડે ગામડે કહેવરાવી દઇએ કે કાલે સા'બ આવવાના છે, ને પતાસાં વેચવાનાં છે!'

'પણ પતાસાં?'

'પતાસાં ભેગાં થઇ જાશે–તમે હાલોને, મારી ભેગા!'

બીજે દિ દરબારની ડેલી ઉપર મેં નજર કરી. આઠ દસ દરબાર બેઠા'તા. હું ત્યાંથી નીકળ્યો.

'કાં? આવોને માહતર! આજ તો બહુ વે'લાં ઘોડાં જોડયાં છે!'

'શું કરે ભૈ! એમને આ પારકી પજોસણ સાચવવાની છે!' કામદાર ભગવાનજીએ મીઠી વાણીમાં કહ્યું. પણ એની આંખમાં બેઠેલી ઠંડી મશ્કરી દેખાતી હતી. એટલે મને ધરપત થઇ કે ના, મેં જે કર્યું છે તે છે તો બરાબર!

નવવાગ્યા ને સગરામ સીમમાં દેખાણો. એક છોકરા જાસૂસે ધોડીને ખબર આપ્યા. છોકરા બહાર ગામના હજી તો બહુ આવ્યા નો'તા, ને ગામના પણ થોડાક તો આડાઅવળા થઇ ગયા'તા. તરત મેં તો આખા ગામમાં મારું સેન છૂટું મૂકી દીધું: 'હાલો! સા'બ આવ્યા છે. ને નિશાળમાં પતાસાં વહેંચે છે! ધોડો! હાલો!'

સેને સેનાનું કામ બરાબર કર્યું.

સાહેબ આવ્યા, ત્યાં તો નિશાળ હકડેઠઠ હાલે! દરબાર એક બે, ચોરે આંટા મારી ગયા, તે મનમાં ને મનમાં ધા ખાઇ ગયા: , મારો બેટો! એક આ માથાનો મળ્યો!' દરબાર જીવુભાએ તો બે વેણ મને કહ્યાં પણ ખરાં પણ ગમે તેમ મેં નિશાળ તો ટકાવી દીધી. પંદરની જગ્યા થઇ. એક પાંચનો આસિસ્ટંટ પણ મળ્યો. પણ અમારા ગામડાનાં વેર અમારી અનોખી રીતે લેવાય છે. મારા ઉપર જે વીતી એ હું તમને શી રીતે કહું!'

શિવુભાનો સાદ ગળગળો થઇ ગયો. તે અબાર

જેવો ઊભો જ રહી ગયો. એની સામે હું તો જોઈ જ રહ્યો. પણ મુંગી વેદનાનો અવતાર હોય તેમ શિવુભા બોલતો બંધ થઈ ગયો હતો. તેણે પાછો હાથ કરી એક તરફ નિશાની કરી, તો ત્યાં એક નવું દૃશ્ય દેખાયું. શિવુભા તો અદૃશ્ય થઈ ગયો હતો. કસુભા દરબાર દેખાયો. આ નવા દૃશ્યમાં પહેલાં તો અંદરોઅંદર દરબારો ગોષ્ટિ કરી રહ્યા હતા. ' જીવુભા ! ભા ! એમ તીખાં વેણ માહતરને નો કઈ આ ભગવાન કામદારે કહ્યું ઇ બરાબર છે ઘા તો આ કહ્યુ માનો મારો કે મારો બેટો સાત જનમારા, આપણને સંભારે !'

' ભા ! સાચી કહી છે. ભાણુભાએ ઘા મારતા આવડવા જોઈએ. તીખું વેણ આપણા મોંમાં નો શોભે !'

' હા ! બાપુ ! હા. વેણ કાઢો તો વાત ડોળાય ને તો કાગળિયું થાય. પણ કસુભાનું કાંઈ કાગળિયું થાય છે ? જુઓને, હમણાં આ બાજુ આવનો લાગે છે. એને મારા બેટાને આપણામાં ભળાને પછી પગ પહોળા કરવા છે. પણ આ વખતે હવે એવો દાણો દ્યો કે બેઠો જ નો થાય !' કામદાર બોલ્યા.

' કોણ પે'લ કરશે ?'

' જીવુભા જ કરે, તીખા વેણ ઇ બોલ્યા'તા ભા ! હવે માહતરને એક જરાક કહુ઼ઓ કરાવે તો મનમેળ થાય ! પછી તો વાટકી વાટકીનું કામ કરશે આ તો નાગરાજનું વરદાન છે ભા ! એક વખત આંખે ચડ્યું હોય તો'ય મણીધરનો નશો !'

એટલામાં શિવુભા ત્યાં દેખાણો.

શિવુભાને આ કસુભા દરબારમાં સૌ તાણ ઉપર તાણ કરી રહ્યા હતા. ' થોડોક ભા ! આપણે મનમેળ થઈ ગયો છે, એમ બતાવવા ! બસ, આટલો જ ભા !'

બે પગ તદ્દન શાંતિ રહી પાછું દૃશ્ય બદલાયું. શિવુભા ઘર આંગણે બેઠો હતો. શરીર એનું નખાઈ ગયું હતું. વહુને કહી રહ્યો તો ' કપાળથી થોડું ક પૈદા કર એક મગની દાળ જોઈશું ! ગઈ રીતે રે'વાશું નથી ! અરે ભગવાન ! મને ક્યાં કમત સુઝી ! ગામને બગાડવાની !'

શિવુભાના બે ત્રણ છોકરાં, નિર્માલ્ય જેવા, ઓશરીની કોરે બેસીને મા સામે જોઈ રહ્યા હતા.

માની આંખમાંથી ડબક ડબક આંસુ પડતાં હતાં ' પણ તમને આ મારા પીટ્યાઓએ, આ બંધાણું વાળુ પાડી દીધું ને તમારા ઉપર એમ વેર લીધું ! હવે ઘરમાં આ એક તાસળી રહી છે વેચવાની !'

એ જ દૃશ્યમાં શું પ્રયત્ન કરતો દેખાય છે, શિવુભા પોતાના બંધનથી પોતે મુક્ત થવાનો, પણ બધાણું અફીણનું, જેમ જેમ છોડવા પ્રયત્ન કરે છે તેમ તેમ વધારે ને વધારે શરીર નખાતું જાય છે !

એ જ વખતે કિલ્લોલ કરતા દરબારો દરબારી નિશાળના ખંડેર ઉપર નજર નાખીને બોલતા દેખાય છે.

એક પણ છોકરો હવે ત્યાં દેખાતો નથી. ગામનાં છોકરાં સવારમાં રોટલા બાંધી બાંધીને પડખેને ગામડે ભણવા જાય છે. ગામ આખું વાત કરે છે. ' શિવુભાએ પણ મફતનું મોટા હારે વેર બાંધ્યું !'

શિવુભાની મૂંગી વેદના, ઝાંખા પડતા સૂર્યાસ્તમાં ભળી જાય છે. એક ઘડીભર ત્યાં શોક ઘેરી શાંતિ છવાઈ રહે છે.

પછી તરત દૃશ્ય બદલાય છે.

## [૨] મનની મોજ

એક પગ અને એક હાથના માણસનું ઠૂંઠું દેખાય છે. એની બન્ને બાજુએ કૂંપળી, બાજરે, મૂળા, વત્તાક, બટાટાની ગાસડીઓ લટકે છે. એની દૂંટી, ખોતડી, જાડું ખખડધજ લાલનું પેં'રણ, ઉપર વારેનો ફાળિયાનો કટકો ને હાથમાં આવગાની સોટી લઈને, એની પાછળ ધીમે ધીમે આવતો એક માણસ નજરે પડે છે.

' મને ઓળખ્યો ?' હું નરસી ભગત !

પણ હું મારી વાત કરું એના કરતાં એ વાત

કહેવાય એ મને વધારે ગમે. મારે પણ એક જીવન-હતું. તમારા જેવું જ. તમારા જેવો જ હું પણ જીવતો જાગતો, બોલતો ચાલતો માણસ હતો. મેં પણ સુખ-દુઃખ, વેદના, યાતના, આશા, નિરાશા ભોગવ્યાં હતાં. પોતે પોતાની વાત બીજાને મોએ સાંભળવી એ પણ એક અનેરો આનંદ છે. આવ, મારી વાત હવે કહેશે—હું તો સાંભળીશ.

નરસી બકાલ પણ અદૃશ્ય થઈ ગયો. પણ એની આખી વાત આ રહી.

નરસિંહ કે નૃસિંહ—ખરી રીતે તો આસપાસના ગામડામાં ખૂબ જાણીતો થયેલો શબ્દ નરશી—અને ઘણી વખત તો 'નરશી'માંથી અપભ્રંશ થઈને બની જતો 'નરછી' બકાલ, આજે એકલો પોતાના અડીખમ ટટ્ટુ સાથે, અત્યારે રસ્તો કાપી રહ્યો હતો. ટટ્ટુ સાથે, ટટ્ટુ ઉપર નહિ. કારણ કે ઉપર બેસવાનો હક્ક શાકભાજીને માટે અનામત જેવો હતો. એને કે એના ટટ્ટુને આ રસ્તો કંઈ નવો ન હતો. રવિવારે સૂરજ ઊગ્યા વિના રહે તો, નરસિંહ આસપાસના ગામડાંની 'વિઝીટ' માર્યા વિના રહે.

નરસિંહ આ સઘળા ગામડાઓમાં બકાલું વેચવા જતો. દર રવિવારે પોતાના ટટ્ટુ ઉપર બકાલાની પોટલી લટકાવી, બકાલું થોડું હોય તો કોઈ વખત માથે બેસીને, નહિતર ટટ્ટુને દોરતો, આ રસ્તે તે નીકળતો ને ગામડાઓમાં ફરી બકાલું વેચી, જાર, બાજરો, ચોળા, કપાસ, મગ, અડદ, કળથી, એમ જુદી જુદી સામગ્રી લઈને બીજે દિવસે ઘેર પહોંચી જતો. રાત ગમે તે ગામડામાં ગાળી લેતો.

આજે એ એ જ રીતે ચાલ્યો રહ્યો હતો. જે રસ્તા ઉપર, એણે જુવાનીમાં, દાણાના વેપારી, પછી રૂના વેપારી, છેવટે જીનના માલિક થવાનાં સ્વપ્ન સેવ્યાં હતાં તે જ રસ્તા ઉપર, દિવસોના અનુભવ પછી ડાહ્યા થયેલા બન્ને—નરસી અને એનું ટટ્ટુ પોતાની હંમેશની ચાલે આજે પણ ચાલી રહ્યાં હતાં. એમને ઉતાવળ કરવાની જરૂર જણાતી ન હતી. તેમ જ છેક ધીમે ચાલીને અંધારામાં ઠેબાં ખાવાની પણ ઇચ્છા ન હતી. એટલે બન્ને એમના નિયમ પ્રમાણે જ ચાલી રહ્યાં હતાં. નરસિંહે, ઘોડાની લગામ પણ ડોક ઉપર નાખી દીધી હતી. હાંક્યા વિના ચાલે એટલી જ ચાલ ઉપર સંતોષ માનીને પોતે કાંઈક વિચારમાં મગ્ન હતો.

એટલામાં નગરપરાની સીમનાં ઝાડ દેખાયાં. નગરપરાથી ત્રણ માઈલ રાજપરા. અને રાજપરાથી ત્રણ માઈલ ભાડેર. ભાડેરમાં રાત ગાળી બીજે દિવસે રોટલા-ટાણે સવારમાં પોતાને ગામ—સનાળીયા—પહોંચવાનો આજે એને અચાનક વિચાર આવી ગયો. નહિતર, કોઈ મનદુઃખને કારણે એણે છેલ્લાં સાત વરસથી ભાડેરની શીમનાં ઝાડ પણ જોયાં ન હતાં! ભાડેરને પોતાના બકાલાથી એણે બહિષ્કૃત જ કર્યું હતું ને! પણ આજે જરાક એ વિચાર આવી ગયો ને કોણ જાણે કેમ એના પગલામાં પણ ઉતાવળ આવી.

નરસિંહના દેખાવમાં તો કોઈને ઉચ્છૃંખલતા કે ઉતાવળીયાપણું લાગે તેમ ન હતું. પણ ભાડેરમાં રાત ગાળવી છે, એ વિચારે તેને પ્રેર્યો હોય કે ગમે તેમ, તેણે પોતાના ટટ્ટુને લગામ ઝાલી જરા ઉતાવળે દોર્યું. તેના આ વર્તનથી આશ્ચર્ય પામ્યું હોય તેમ ટટ્ટુ પહેલાં તો ઊભું રહ્યું. પોતાને નરસિંહે કોઈ દિવસ ઉતાવળા ચાલવાનું કહ્યું હોય એવું એની સ્મૃતિમાં હતું નહિ. ખરી રીતે એ અને એનો માલિક ધીમા ચાલવા માટે જ નિર્માણ થયાં હતાં. આજે જ નરસિંહની રગમાં ઉતાવળ આવી બેઠી હોય તેમ એને લાગ્યું.

અને પોતે જ્યારે ઊભું રહ્યું અને નરસિંહે આવળની સોટી લગાવી, ત્યારે તો એ પામી જ ગયું કે, કહો ન કહો પણ ડોસાનું ચટકયું લાગે છે!

ડોસો તો નરસીને કહેવો હોય તો ભલે, બાકી ખરી રીતે એને હવે જરાક અવસ્થા જણાતી હતી.

આ બકાલી નરસિંહને જોનારા એને જાણી પણ શકે નહિ! એ વખતે એ હરેડ જુગારી હતો. મોટો થયો ત્યારે એણે જુગાર છોડ્યો—પણ પછી જીવનમાં એકધારા નિયમિત ધોરણ ઉપર ચાલવું એ

એને હમેશાં આકરું લાગવા માંડ્યું ! બાર વરસનો હતો ત્યારે જ એ ઝમકુડી સાથે પરણ્યો હતો. એને પરણવું પડ્યું હતું, કારણ કે ત્યાર પછી થોડે વર્ષે માબાપ મરણ પામ્યાં—અને નરસિંહનું હવે ચાલત તો એ ઝમકુને કે કોઈ ને પરણત જ નહિ ને ! એણે રખડુજીવનનો સ્વાદ ચાખ્યો હતો. અને એને ખબર હતી કે પરણવાથી, જીવનને ઘણો ઘસારો વેઠવો પડે છે. આવી એની ફિલસુફી એ કોઈ માનસશાસ્ત્રના સિદ્ધાંતમાંથી તારવેલી ન હતી—પણ માબાપ વિનાના રખડુ છોકરાઓમાં પરિસ્થિતિને લીધે આવતી હોશિયારી અને ઉચ્છૃંખલતા એ બન્નેના મેળમાંથી એ જન્મેલી હતી. પણ ઝમકુડી એને કાંઇ, એની ફિલસુફી માટે છોડી દે તેવી ન હતી. એ તો એને વળગી. એટલે ઝમકુડીને પરણ્યા પછી પણ થોડાંક વર્ષ સુધી નરસિંહ ઘણુંખરું જુગારીઓના મેળામાં રખડતો. પણ એમાં જ્યારે તડાકો પડે ત્યારે જોઈ લ્યો એનો રંગ! એની ચાલમાં જુદું જ જોમ રહેતું ત્યારે એ હાલતાં ને ચાલતાં લેમન પીતો. એ રૂપિયાનું પાન બનાવવાનું કહેતો. કાં અત્તરવાળાની દુકાને પહોંચતો, અને નહિતર કોળણ કંકુડીને ત્યાં સાત આઠ મિત્રોની મિજબાની—આખી રાતની મિજબાની તો અવશ્ય જમાવતો.

એ કોળણ કંકુડી ભાડેરમાં હતી નરસિંહને એ ખબર હતી. હમણાં વર્ષો થયાં વહી રહેલા ભારનો થાક ઉતારવા માટે જતો હોય તેમ નરસિંહ ભાડેર તરફ આજે અચાનક જ વળ્યો. કદાચ એ ભાડેર જવાનો છે એની ખબર એને પોતાને પણ ન હતી.

વર્ષો થયાં વહી રહેલો ભાર તો એટલા માટે કે નરસિંહને ખબર હતી કે આ બકાલું—અરધોશેર ડુંગળી ને એક શેર બટેટાં, પૈસાનાં મરચાં ને અરધા પૈસાનાં ગાજર—એમાં એનો શુકરવાર પાકે તેમ ન હતો. એને તો ઘણું મન હતું કે છકા પંજાની રમત જમાવીને એક વખત તો આસપાસનાં બાર બાર ગામને નોતરીને એકસો આઠ પારાયણનો જે જે કાર બોલાવી દઉં. પણ પછી કાંઇક વયને લીધે, કાંઇક ઝમકુડીના નિસાસાને લીધે, અને વધુ તો, રાતે જેને પોતાની માનીને, રાત દિ જોયા વિના

જેની સેવા કરવા ખડેપગે તૈયાર રહેતો, જેનું ઘર પોતાના જેવા અનેક જુગારીઓનું વિશ્રામસ્થાન હતું. અને છતાં જેનો સાચો પ્રેમ—સાચો પ્રેમ હોઇ શકે તો—પોતે માનતો હતો કે, પોતાને જ મળ્યો હતો—એ કોળણ કંકુએ એ વખતે બતાવેલી ઉપેક્ષા વૃત્તિને લીધે, નરસિંહે, જુગાર છોડી દીધો. અને બકાલાના પૈસા આપનારા કંટાળા ભરેલા કામ ઉપર મન સ્થિર કર્યું. અને એક ધંધાની ઘરેડમાં ચિત્ત પરોવી પોતાની સઘળી આશા—અને આકાંક્ષા દબાવી દઇ ધંધાનો ભાર ઉપાડ્યો—એ ધંધાનો ભાર હવે એને આકરો લાગે છે—એમ તો હરકોઇ જોનાર, એની ધીમી, સ્થિર, એકધારી ચાલ, ટટ્ટુની પણ એવી જ ચાલ અને નરસિંહની નીચે નમેલી ડોક, એ ઉપરથી કહી શકે. હમણાં હવે ઝમકુડીનું મરણ પણ થયું હતું. એટલે તો નરસિંહને ઘર કે ધંધામાં કશામાં રસ રહ્યો ન હતો. પાછળ કોઈ નહિ. પણ હવે એના જુનવાણી જુવાન માર્ગ તરફ પાછા ફરવાનું બળ એની પાસે રહ્યું ન હતું. એટલે આ લાંબા પંથ ઉપર ધીમે ધીમે ચાલતાં જવ઼ાંમાનવ અને પ્રાણી—બન્ને જીવનની ઊંડી પળો ખેંચી કાઢવા જાણે પ્રયત્ન કરતાં હોય એમ લાગે. આજે એ નિત્ય જીવનના નિયમિત પંથમાં, કોળણ કંકુના સંસ્મરણોએ જરાક ચેતન પૂર્યું અને નરસિંહે પોતાની ચાલ ઉતાવળી કરી. એની નજરમાં કોળણ કંકુની મૂર્તિ ખડી થઇ ગઈ

કેટલીક સ્ત્રીઓ સુંદર નથી હોતી પણ ચાતુરી ભરેલી મીઠાશ એમનામાં હોય છે. એમનું આકર્ષણ એમના શરીરમાં એટલું નથી હોતું, જેટલું એમના સ્વભાવમાં હોય છે. આથી એ આકર્ષણ વય વધતાં વધે છે. પરંતુ નથી જુદા જુદા સ્વભાવના અનેક જુગારીઓ પોતાને ત્યાં જમાવનારી હોવાથી કંકુડી પણ એવી બની ગઈ હતી.

કાંઈક કુદરતી રીતે, કાંઈક ધંધાને લીધે, અને કાંઈક પરિસ્થિતિને અનુરૂપ બની જવાનાં સ્ત્રી સ્વભાવને લીધે, એની વિવિધ તાલીમને લીધે, મેળવેલી કંકુડીની આકર્ષણ શક્તિમાં સમજનો વધારો એના





દેહને લીધે પણ થતો. નાનું, કાંઈક મિજાજી, કાંઈક બેશરમ લાગે એવું, કાંઈક રસ ભરેલું, લાડભરેલી બેદરકાર સુંદરતાના પ્રતીક જેવું એનું મોં, આખા દેહને શણગારી રહ્યું હતું. નરસિંહ જે સમયે સેંકડો ગુમાવતો ને હજારો મેળવતો એ સમયે આ મોં ઉપર છુટી રખડતી એકાદ બે લટ માટે, એ પાંચ પચીસની બિજબાની કરી નાખતો. અનેક જુગારીઓનો પોતાને ત્યાં અડો જમાવવા દેતી ખરી પણ કોળણ એવી ચાલાક હતી કે કોઈના પ્રેમમાં પડી ન હતી. હા, એટલું ખરું કે તમે અખાડાના ગમે તે 'મેમ્બર'ને પૂછો તો એ એમ જ કહેવાનો કે કંકુડીને મારા ઉપર પ્રેમ છેઃ અને તેથી બીજાને મુકાબલે એ મને વધારે જાળવે છે. કંકુડીનો આવો લીંબુના પાણી જેવો સ્વભાવ હોવાથી અને વળી દરેકના સ્વભાવની ચાવી ઉપરાંત પુરુષના સામાન્ય સ્વભાવની જાણકાર હોવાથી, જુગારીઓનો અખાડો ઘણા લાંબા વખત સુધી એને ત્યાં ચાલ્યો. જુગારીઓમાં મારામારી ન થઈ પડે માટે કોળણ કંકુડી પોતાના જોબનનો જામ હાથમાં ધરી રાખતી–પરંતુ એમાંથી એક ટીપું પણ કોઈને આપતી નહિ. દરેકને એમ હતું કે આ આખો જ જામ એનો છે; એકાદ ટીપું એને માટે નથી; એટલું છતાં આ કોળણના દિલમાં પણ નરસિંહ પ્રત્યે ઈશ્ક ભરેલો એક ખૂણો અનામત હતો એમ કહેવું જોઈએ. કોઈ ન હોય ને નરસિંહ એકલો આવ્યો હોય–એવો પ્રસંગ વિરલ હતો–ત્યારે સાચા ગુલાબી અતલસના કાપડા નીચે છૂપાયલા યૌવનને એ એવી બેદરકાર ભરેલી રીતે ઢંગધડા વિના પડી હોય તેમ પડોને મોહક કરી મૂકતી કે, નરસિંહની આંખમાં દર્દ ગઝલ આવી જતી. પણ કોળણ એ માનસને તરત પલટાવી દેવા નરસિંહને પૂછતીઃ 'કાં નરસિંહ! ઝમકુડી શું કરે છે? હવે તો સીધું ચાલે છે નાં? ઈ તો તું જ એવો છો–નફફટ ને બેશીકર! બાકી ઝમકુડી તો ઝમકુડી છે!' એમ બોલીને પોતાના બે હાથથી એ નરસિંહને જરાક ધીમો પ્રેમ ભર્યો ધક્કો દેતી–જાણે આમંત્રણ આપતી હોય! પ્રેમની ભાષાની દષ્ટિએ તો કંકુડી પોતાનું સઘળું છાનું દર્દ આ હાથમાં મૂકી દેતી. એ જમાનાનો નરસિંહ તે આજનો બકાલ નરસિંહ ન હતો. પણ ખાસ્સી તંગ ઉરબ્બ ચોરણી ઉપર, મોટું લાંબુ મલમલનું ઝીણું પહેરણ ને રેશમી કબજો પહેરનારો, ઓડિયાં રાખી કાંસકાને ચોવીસે કલાક ઓડિયામાં જ રાખનારો, ખીસ્સામાં લટકતા ઈટાલિયન રેશમી રૂમાલ ને પચાસ સો રૂપિયાથી ઓછું પાસે ન રાખનારો, સુંદર, રખડુ, લાડમાં ચડેલો, ટેણીલો અને અન્ડો જુવાન હતો. ને એવે કોઈ વખતે કંકુડીની નજર સાથે એની નજર મળતાં, જાણે કુદરતી રીતે એકબીજાં એકબીજાંને માટે હોય તેમ હજારો છાની વાતો એ કરી લેતાં.

પણ બન્નેને પોતપોતાની મર્યાદાનું ભાન હતું. કંકુડીને ખબર હતી કે નરસી આમ છુટક માણસ તરીકે ઠીક છે. બાકી એને સ્થિર કરો તો કાં એ ભાંગી પડે કાં તમને વહેલે મોડે તગડી કાઢે. અને વધુ તો એ કે કંકુડી નરસીના મેળની ખબર પડતાં જ માથાવઢ કજિયાની પરંપરા ઊભી થાય! એટલે એક બીજા એક બીજા માટે છતાં એક બીજાં માટે ન હતાં. એમનો પ્રેમ એમણે છાની રીતે પોતપોતાના એકાંત ખૂણામાં રાખીને બોગવવાનો હતો. બાકી બીજી રીતે તો આ જુગારીઓના અખાડામાં જીવન-મરણ ખેલની વાતો બની જતાં વાર લાગે તેમ ન હતી. કંકુડી ડરપોક ન હતી, પણ ડાહી હતી. એણે એ સૌને જાળવતાં જાળવતાં પ્રેમમૂર્તિ નરસી માટે એક અનોખી રીતનો પ્રેમ મનમાં ને મનમાં રાખી રહી હતી.

એક વખત આ ટોળામાં એક નવો 'મેમ્બર' આવ્યો. તેના ઉસ્તાદી સ્વભાવે તે ફોજદારી કાયદાના જ્ઞાને સૌને વશ કરી લીધા. વળી એ જેલનો અનુભવ પણ લઈ આવ્યો હતો. ખોટા સિક્કા પાડવાના શકદારોમાં પણ એક વખત આ સંડોવાયો હતો. આ ટોળામાં આ કાંઈ જેવી તેવી આબરૂ ન ગણાય. એણે પોતાની બૈરીને ધરેણાં માટે મારી હતી અને એમાંથી અકસ્માત એ મરી ગઈ હતી. છતાં એ મરણને એ કુદરતી અકસ્માતમાં ગણાવી



શકયો હતો એ જાતનો પરજીયો સોની હતો ઇશ્કી હતો, દારુ પીતો, ભાગવતની ક્થા કરાવતો અને સાધુ બ્રાહ્મણને જમાડતો વખત મળે તો માણસને લૂટતો ને પરબ પણ બેસાડતો એનો ઇશ્ક ધર્મ માટે હતો અને ધર્મ ઇશ્ક માટે હતો આ પરજીયો સોની-મોહન આ ટોળામા ભળ્યો પછી પોતાની ચાલાકીથી એણે ટોળામા ઇર્ષાનો અગ્નિ પેદા કર્યો એક તો એ જબરો ચાનાક હતો ને જીત ઉપર જીત મેળવી શકતો, બીજુ હાથનો બહુ છુટો હતો, ત્રીજુ એ સમોદો બહુ કરતો એટલે કોઇ મહાદેવના મેળામાં સૌ ભેગા જાય એમાં મોહન જ અગ્રણી હોઇ સાધુસત ફકીરનાં ટોળા એને વીટાઇ વળતા સૌથી ભયકર બીના તો એ બની હતી કે એ કકુડીને પણ એની મોહિની લાગી હોય—એમ જણાતું હતુ સૌના કરતા નરસિહના દિલ ઉપર એ ડાઘે વધારે અસર કરી

એક વખત નરસિહ આવ્યો ત્યારે કકુડી એકલી હતી નરસિહના મન ઉપર મોહનનો ભાર હતો આજે એ વાતનો ખુલાસો લેવાનો એનો નિશ્ચય હતો એણે જોયુ કે દરવખતની જેમ કકુડી પોતાનુ શરીર વધારે આકર્ષક લાગે એવો સ્વાગ સજીને બેઠી છ

નરસિહે આવતાં વેતજ પ્રશ્ન મૂકયો કકુડી હવે તુ કાઈ ઠઠારો વધારતી જાય છે! કોઇને હથેળીમાં રમાડવો છે કે શુ? હમણાં કાંઇ મોહનો બહુ નજરે ચડયો છે!'

તે દિવસે કકુડીએ મિજાજ ખોયો 'અલ્યા! હુ તે કઈ તારી ગોલી બોલી છુ કે શુ? મારે વળી મોહનો શુ ને તુ શુ!'

'કેમ મોહનો શુ ને હુ શુ? મોહને વને કઠી કરાવી દીધી છે એની અમને ખબર પડી છે હો!'

'આ રહી—આ ડોકમા—એમાં શી મોટી ખાનગી વાત હતી. ઈ તો હન્મતનાં કામ છે! જાતી હાલતી હોય તો-પૈસો ગાઈ રાડીરાડના હાથમાથી છૂટતો નથી!'

'ત્યારે તો કેટવો કહેતો'તો એ સાચું!'

'શુ?'

'કે કકુડી તો મોહનમાં મહુજ લટુ થઈ ગઇ છે'

'લટુ થાય છે મારે ભૂખરાત-આહી તો કઇક મોહન આવ્યા ને ગયા! પણ લટુ થાઉ તોય શુ? હુ કાઇ થોડી કોઇની વેચાણ છુ? મને મરજીમા આવે ત્યાં મારુ મન પાથરી દઉ! હજી સુધી તો એક તારુ સારુ એને ગણ્યુ છે-પણ તુ-તું અત્યા બહુ જ વહેમીનો છે! બહુ વહેમ નહિ સારો નરસી!'

'ત્યારે તો તું આ સાચુ બોલે છે ના?'

'તો શુ ખોટુ છે?'

'સારુ હું બતાવીશ!'

'હા, હા, બતાવજે ને!'

તે વખતે તો કકુડી સાથે નરસીને એટલી જ વાત થઇ પણ મોહનાની માયા વિષે એનુ મન ખાટુ થઇ ગયુ હતુ

એમા બીજે દિવસે લગભગ અરધી ગતે નરસીએ પોતાના ઘોડા ઉપરથી ધમાક દઇને કકુડીના ઝુંપા પાસે ઉતારો કર્યો એના હાથમાં બે હજાર રૂપિયાની 'નેકલેસ' ચમકી રહી હતી એક તમરો પડયો-ને એણે સાજેને સાંજે ઘોડા ઉપર ખખેરી મૂકયા સોનીને ત્યાંથી બે હજારની 'નેકલેસ' લીધી આજ એને કકુડીને આ આપીને એને મોહનાની માયા ભુલાવી દેવી'તી

એ આવ્યો ત્યારે ઉત્સાહમાં હતો એના અગે અગમા કકુડીની પ્રીતિ જાણે અગ્નિ મૂકી રહી હતી. એની આંખમાં કકુડી સિવાય બીજુ કોઇ ચિત્ર ન હતુ મનમાં કકુડી કકુડી થઇ રહ્યુ હતુ તે દોડતો આવ્યો

પણ ઘરમાં હજી દીવો બળી રહ્યો હતો તેણે બહારથી સાદ કર્યો

'કકુડી!'

'કોણ-એલા! નરસી! તુ છો! આવને મોહન બેઠો છે! ક્યારનો આવવાનો છે!'

નરસીનુ હાલત તો આ નાગીનુ અત્યારે માથુ ધડથી જુદુ કરી નાખન!





પણ એણે ગમ ખાધી. ઘોડાને અંદર દોરીને ખીલે બાંધ્યો. પછી એણે ઓશરીની કોર ઉપરથી જ ઘા કર્યો: 'લે આ!'

કંકુડીએ 'નેકલેસ' હાથમાં ઝીલી લીધો. નરસી તરત પાછો ફર્યો: 'એલા! ક્યાં ઉપડ્યો એ? ચા પીવા નથી રોકાવું?'

'ના...' નરસીંએ જવાબ વાળ્યો: 'તારી વાત જોઈ લીધી...'

'અરે! પણ એ બકાલ!......'

'બકાલ તો હમણાં કહ્યું તે...' નરસીં ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલી નીકળ્યો.

કંકુડી બહાર દોડી. પણ નરસીંએ તો ઘોડાના પેગડામાં પગ મૂકી દીધો હતો. કંકુડીએ એને આંતર્યો.

'શું છે તારે?'

'કાંઇ નથી—તું તારે તારું મન ઠરે ત્યાં બેસને! પણ તેં મને બકાલ કહ્યોને—મારે પણ હવે બકાલનો ધંધો જ કરવો છે. પણ તું આ બકાલના બોલ સંભારજે.

કોઇ તારી પડખે ઊભો રહેવાનો નથી! બધા ય ગઠીયા છે!'

'પણ તું—તું હાલ્યો ક્યાં?'

'બસ...હવે...'

'કેમ?'

'તારી મનની મોજ હોય ત્યાં તું...મારો આંહીં...'

'ઓ...હો! અરે! બકાલ! નરસીં! તંઇ તો તું બીંત ભૂલ્યો 'લ્યા! તમે બાપડા 'લ્યા! ક્યારે સમજશો કે અમારી બૈરાની મનની વાત જ જુદી જ છે! મનની મોજ ઇ તો કોઇ જુદી જ ચીજ છે! તારા સમ, નરસીં! મેં તો કોઇને ઇ દેખાડી હોય તો મનની મોજ એક તેં માણી છે!'

હવે શું કરવા ખોટા મલાવડા કરછ?'

'ઇ તો તને ખરે ખબરું પડશે. મનની મોજ માણનારા પછી કોઇ બીજી ચીજમાં મન તો નાખે હો! તમને બાપડાને તો મન જેવી કોઇ વાત જ નથી ને! તું કોઇ દિ કોઇની પાછળ ગાંડો થયો છે? અમારી તો આખી વાત અનોખી છે! પણ તું કાંઇ એમ કાંઇ માને? તું તો આવો અદેખો કેવો છે! આંહીં તો થાનક હતું. હજાર આવે ને હજાર જાય. પણ મન તો નરસીં! જ્યાં ઠરતું હોય ત્યાં જ ઠરે હો! મનનાં તો મૂલ જ મન! આ તારાં નેકલેસનાં નહિ!'

'ઠીક ઠીક હવે...'

'પછી કંકુડીને સંભારીશ હો, કે કોળણ દલની દેનારી હતી!'

'જોઇ ઇ તો...ઠીક લે...!'

'તો આ તારી પાછી લેતો જા—નેકલેસ—મારે આંહીં ક્યાં ભૂખ છે?'

'ઈ હવે મારું સંભારણું...'

નરસીંએ જોરથી ઘોડાને 'એડી' લગાવી દીધી. ઘોડો ઊછળ્યો. એટલે કંકુડીને ખસી જવું પડ્યું. અને તરત જ નરસીં તો અંધારામાં અદૃશ્ય થઇ ગયો. આજનો દી ને કાલની ઘડી.

આજ હવે એ બકાલ નરસીં પોતાની જીવન-સંધ્યાની છેલ્લી પળે, જાણે એક વખત કંકુડીને મળી લેવા માંગતો હોય તેમ ભાડેર તરફ જઇ રહ્યો હતો.

ત્યાં એ પહોંચ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. હજી અંધારું વળ્યું ન હતું. એણે ચોરા પાસે પોતાનું ટટ્ટુ બાંધ્યું. બકાલું ઉતારીને ઓટલા ઉપર મૂક્યું. પાસે કોઇનું ગાડું છૂટયું'તું એના બળદ પાસેથી થોડુંક ખડ લઇને ટટ્ટુને નાખ્યું. બીડી સળગાવીને ત્યાં પગથિયે બેઠો.

કોઇક બહાર ગામનો આવેલ છે એ જોઇને ચોરાનો ગલઢેરો બહાર આવ્યો. થોડીકવાર સામે જોઇ રહ્યો. એનો ચહેરો ઓળખાયો: 'ઓ હો! ભાઇ! તમે આંઇ ક્યાંથી? બહુ દીએ દેખાણા!'

'હા ભાઇ, હમણાં તો ઠીક નો'તું. કોઇ જઇ આવું! શું છે ગામમાં નવાજૂની?'

'આંઇ—આ ભૂખ ગામમાં તો શું નવાજૂની

હોય. આજ તમે આવ્યા છો ત્યારે ગામ બેઠેલાં દેખાશે–એવું દાળદરી છે. નવાજૂનીમાં ગામ બહાર–આ મંદિર થયું છે!'

'કોણે બંધાવ્યું?'

'બીજું કોણ હતું ગામમાં–? આ કંકુડી–કોળણ મરી ગઇ પણ નામ રાખતી ગઇ, જોવા જેવું છે!'

નરસીને જાણે એક ઘા પડી ગયો. પોતાનો જીવનસાર કોઇએ ખેંચી લીધો હોય એવું લાગ્યું. પણ એ થોડીવાર બોલ્યો નહિ.

'બાવાજી! મંદિર ક્યાં આવ્યું?'

'આ દેખાય ભાઈ! આંહીંથી જ—જાવું હોય તો જઇ આવો ને. હજી હું આંહીં આરતી ટાણા સુધી છું. જોખમ તો નથી ના કંઇ!'

'ના ના—'

નરસીના પગ ભાંગી ગયા હતા. તે મંદિરની દશ ભણી ચાલી નીકળ્યો. ત્યાં એણે કોળણે બાંધેલા એક નાના સરખા દેવાલયની આશા રાખી હતી!

મંદિરના ચોગાનમાં એ પહોંચ્યો તો ત્યાં કોઇ હતું નહિ. ઘંટ વગાડી, પોઢિયા પાસે ઊભો. અંદર દર્શન કર્યાં. અચાનક નીચે દૃષ્ટિ પડી ને થંભી ગયો: 'અરે! ન માનતો હોય તેમ બે ઘડી ઊભો જ રહી ગયો.

એના પગ નીચે જ આરસની તકતીમાં વાંચી શકાય એવડા મોટા અક્ષરોમાં કોતરેલો લેખ હતો: 'ભગવાન નરસિંહેશ્વરનું આ મંદિર, કોળણ કંકુડી નરછી બકાલના દોસ્તદાવે, એણે ભેટ આપેલ 'નેકલેસ' ના પૈસામાં પોતાના પૈસા ઉમેરીને બન્નેના લોકકલ્યાણાર્થે બંધાવ્યું છે. ને આહીં સૌ દર્શને આવનારની ચરણરજ એમને નીત નીત મળતી રહે, માટે બન્નેના નામ કોતરાવ્યાં છેઃ નરસી બકાલ...કોળણ કંકુડી!'

નરસી કોણ જાણે કેટલીવાર સુધી ઊભો ઊભો આ લેખની સામે ટગર ટગર જોયા કરત પણ એટલામાં ચોગાનમાં દર્શન માટે આવેલ કોઇએ ઘંટાનાદ કર્યો. અને એ જાગૃત થઈ ગયો.

★



**ચાર વિદેશી બહારવટિયાઓની કથા**

સુધરેલી દુનિયાની સલામત ગોદમાં, ઉછરેલા અને ખડિયામાં ખાપણ રાખીને મર્દાઇથી જીવવાની તક વિહોણા રહી ગએલા સમાજના બંદીવાનોને અજબ વશીકરણ કરી જતી ચાર વિદેશી બહારવટિયાઓની જવામર્દીની પ્રેરક કથાઓ. એકલ દુઃખા યુરોપી બહારવટિયાઓનાં આ ચરિત્રો ખૂબ ભરોસાદાર છે. કારણ કે લોકકથાઓના પોપડા એના પર ચડ્યા નથી.

કિંમત રૂ. ૩–૮–૦ રજી. ટ. ખ. ૦–૬–૦

ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ : અમદાવાદ

# ગ્રામસેવકની કોર્ટ

ઈશ્વર પેટલીકર

રા. ભાઈશ્રી,

ગઈકાલે (તા. ૨૨-૯-૪૭) બોરસદ જઈ આવ્યો. રાસના શ્રી આશાભાઈ લલ્લુભાઈ પટેલ પીઢ ગ્રામસેવક છે. સરદારશ્રી વલ્લભભાઈના અદના સૈનિક છે. પૂ. રવિશંકર મહારાજમાંથી પ્રેરણા લઈ પોતાનો સેવા-દીવડો જલતો રાખે છે. રાસ અને એની આજુબાજુના ગામડાં એ એમનું ક્ષેત્ર છે.

એમનાં વિવિધ કાર્યક્ષેત્ર અંગે હું અહીં કંઈ લખતો નથી. પરંતુ જેમના દિલમાં સેવાની ભાવના સેવા ખાતર જ જન્મી છે, એવા સેવકના અંતરમાં રચનાત્મક કાર્યોનાં વિવિધ પાસાં આપોઆપ સ્ફૂરે છે, તે એમનાં કાર્યો જોનારને આપોઆપ દેખાય છે.

૧૯૪૨ની લોકક્રાન્તિમાં જેલમાં ગયા પછી એ '૪૪ના જુલાઈમાં છૂટયા. તરત એમણે લાંચરુશ્વત અંગે જુંબેસ ઉપાડી. લોકોની ફરિયાદો ભેગી કરી. જે અમલદારોએ લાંચ પાછી આપવા કબૂલ્યું તેમની સાથે રકમો પરત લઈ સમાધાન કર્યું. બીજા ઉપર કેસ માંડયા. તેવા ચોપન કેસ, સાક્ષી પુરાવા સાથે સરકારને સોંપ્યા. એમાંથી પાંચ કેસ ચલાવવાની મંજૂરી મળી! તેમને બધાને જેલની શિક્ષા થઈ છે, અપીલો થઈ છે. હજુ સુધી બીજાની મંજૂરી મળી નથી!

કસ્તુરબા સ્મારક ફંડ આવ્યું. એ સ્મારકમાંથી રાસમાં મહીકાંઠાના ગામડાની પ્રજાને ઉપયોગી થાય તેવું દવાખાનું ઊભું કરવું એમ વિચાર્યું. રૂપિયા એક લાખ ચાલીસ હજારનું ફંડ ઉઘરાવ્યું ત્યારે એ ફંડે એમને ૧૭૫ રૂપિયા ખર્ચ આવ્યું છે!

'૩૭માં કોંગ્રેસપ્રધાનમંડળ આવ્યું ત્યારે રાસમાંથી દારૂનું પીઠું બંધ કરાવ્યું હતું. તેથી જોડેના ગામનું, વાસણાનું પીઠું ભારે વકર્યું. જે ઇજારો ૫૦ રૂપિયે અપાતો હતો તે વધતાં વધતાં '૪૪માં એ જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે ૧૩ હજારે પહોંચ્યો હતો. તેને બંધ કરવાનું તો સરકારના હાથમાં હતું, પરંતુ જે દારૂ રાસમાં ધૂમ આવતો હતો તે એમણે લગભગ બંધ કરાવ્યા જેટલો પ્રયત્ન કર્યો.

ગુજરાતમાં હરિજનો માટે કૂવો ખુલ્લો મુકાયાનો પ્રસંગ ગામસમસ્ત તરફથી બન્યાનો સાંભળ્યો નથી. '૪૪થી એ પ્રયત્ન કરતા હતા, પરંતુ ભંગી લોકો તૈયાર જ થવાને કારણે એ સફળ થયો ન હતો. છેવટે ત્રણ માસ ઉપર ભંગીઓએ ગામને કૂવે પાણી ભર્યું! લોકો એ કૂવે પાણી ભરે છે.

દૂધના સંઘનો પ્રશ્ન એમણે રાસમાં ઉપાડયો. એને માટે મોટી ટક્કર ઝીલવી પડી. વેપારીને દૂધ બંધ કરવું પડયું છે, છતાં ગ્રામપ્રજાની નિર્બળતાને ઓળખતા વેપારી એમ સહેજમાં મુથક આપતા નથી. દૂધ બંધ થયાં ૭ માસ થયા છતાં વેપારી કંપનીએ પોતાના મેનેજરને ત્યાં રાખી મૂકયો છે. ગામની એકતા તૂટશે અને પોતે વેપાર ચાલુ કરી શકશે, એ ગણતરીએ માસિક ૧૦૦-૧૫૦ નું ખર્ચ કંપની નભાવે છે.

એવો જ ગામનો પાક ચોરાય નહિ તે માટે સાચવવાનો પ્રશ્ન પણ એમણે હાથ ધર્યો.

આમ એમના કાર્યોના વિધવિધ પ્રકાર હોય છે. પરંતુ ચાર અઠવાડિયાથી એમણે એક નવો પ્રયોગ આરંભ્યો છે તેની વિગત જણાવવા જ હું આ પત્ર લખી રહ્યો છું.

ગામડાની પ્રજા કોર્ટકચેરીએ જઈને જે ખુવાર થાય છે તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે એમ તેમને વસતાં એક પ્રયોગ માંડયો છે. દર સોમવારે એ બોરસદ જાય છે. સરકારી કોર્ટોની જેમ એમણે ગ્રામસેવકની કોર્ટ ખોલી છે. બેઉ પક્ષોને એ સમજાવે છે અને જે કેસ સમાધાન થઈ પાછો ખેંચાય તેવો હોય તે પાછો ખેંચી લેવડાવે છે. અને જેમાં ગુનો કબૂલી શિક્ષા થાય તેમ હોય તેનો એ રીતે પતાવે છે.

એ કામ રૂબરૂ જોવા હું ગઈકાલે બોરસદ ગયો હતો. બાર અને વીસે હું ગયો ત્યારે એમની કોર્ટ ચાલુ થઈ ગઈ હતી. કેસ ચાલતો હતો. કાશુ ગામનો ફરિયાદી પરમાર ધૂળાભાઈ મોતીભાઈના ખેતરમાંથી બાજરીના ડૂંડાં ગુનેગાર રૂપાં રણછોડ અને રામા



શિવા રાત્રે ચોરી લાવ્યા હતા. આશરે ચાર રૂપિયાની કિંમતની ચોરી હતી એમ ફરિયાદીનું કહેવું હતું.

ગુનેગારોએ ગુનો કબૂલ કરી દીધો. એ બેઉ પક્ષના જે વકીલો હાજર હતા તેમને એમણે કહ્યું કે ગુનો કબૂલ કરશો એટલે તમને છોડી મૂકશે એમ ન માનતા. હું કંઇ ગુનેગારોને શિક્ષા વગર છોડાવવા નથી બેઠો. મારું કામ તો તમે આ કોર્ટમાં આવી ખુવાર થાવ છો તે બંધ કરવાનું છે. ચાર રૂપિયાની ચોરી રાતે કરવા કરતાં એ બે જણ દિવસે મજૂરીએ ગયા હોત તો પણ એટલા પૈસા મળી રહેત. એમની પાસે પહેરવાનાં પૂરાં લૂગડાં તો છે નહિ. અને અહીં વકીલોને રૂપિયા આપવા પડશે. ચોરીનો કેસ એટલે વકીલ વધારે માગશે. બેઉ પક્ષે થઇને ૧૦૦ રૂપિયા તો જાય જ. કેટલાય દિવસ કોર્ટમાં ધક્કા ખાવા તે જુદા. એટલે આ ધંધો ખોટો છે એમ માનતા હો, ફરી નહિ કરીએ એમ કહેતા હો તો જ આમ ગુનો કબૂલ કરવાનો અર્થ છે.

ગુનો કબૂલ કરવાથી જે સજા થશે તે પોતે ભોગવવા તૈયાર છે. અને હવે પોતે એમ નહિ કરે, એમ ગુનેગારે કબૂલ કર્યું. એ કેસ મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં રજુ થયો એટલે ગુનેગારોએ ગુનો કબૂલ કર્યો. પહેલો ગુનો હતો. એટલે તાકીદ આપીને કોર્ટે એ લોકોને છોડી મૂક્યા.

**બીજા** કેસના ફરીયાદી મણિલાલ ભગવાનદાસ હતા. તેમના ખેતરમાંથી સોળ વર્ષના મંગળ મરઘાએ સુરણની ત્રણ ગાંઠ ચોરી હતી. છોકરાએ ગુનો કબૂલ કર્યો. એને બે બોલ કહેતાં શ્રી આશાભાઇએ કહ્યું: 'અલ્યા, તારા દાંતથી માનું ધાવણ સુકાયું નથી ત્યાં આ ધંધો કરવા મંડ્યો ! મોટા થતાં બારવટીઓ થવા ધાર્યું છે કે શું ?' છોકરો શું બોલે ? કોર્ટે એને પણ તાકીદ આપી છોડી મૂક્યો.

**ત્રીજો** કેસ દહેવાણના અને હાલ ખંભાત રહેતા વાણિયા ચિમનલાલ ગજુભાઈનો હતો. વિગત એવી હતી કે એમના ખેતરમાં ગુનેગાર ધૂળા નારા ઉંમર પચ્ચાસ વર્ષની, ખેતરનો કબજો પોતાનો છે એમ કરી પેસી ગયો હતો. અને એ ખેતરનો જૂનો સાઠ વર્ષનો ખેડૂત હતો તેણે જે વાવેતર વાવ્યું હતું તેને એણે ઊખેડી નાખ્યું હતું. કોર્ટમાં કેસ મંડાયો હતો. દસ મુદતથી કામ અથડાતું હતું. દર તારીખે ખંભાતથી આવવાજવાનો અને બીજા ખર્ચના મળી દસ રૂપિયા ખર્ચ થતું હતું. વકીલને ફી આપી હતી તે તો જુદી.

ગુનેગારે ગુનો કબૂલ કર્યો. ખેતરનો કબજો એનો ન હતો. પરંતુ એ વાણિયાનો ભાઇ, જે દહેવાણમાં રહેતો હતો એના કહેવાથી પોતે એ પ્રમાણે કરેલું, એમ એનું કહેવું હતું. એ ભાઇએ આશાભાઇને પણ રસ્તામાં મળતા કહેલું કે એનો કબજો સાચો છે ! ત્યારે એમણે જવાબ આપ્યો કે, 'તારે ભાઇ સાથે લડવું હોય તો લડને. વચ્ચે આ ગરીબ ખેડૂત કશું નથી સમજતો એને ખોટી લાલચ આપી શું કામ આગળ ધર્યો છે !' શું જવાબ આપે ?

પોતાનો કોઇ કબજો નથી અને પોતે ખોટી રીતે પેસી ગયેલો, હવે પોતે એમાં કંઇ હરકત નહિ કરે એમ એની પાસે લખાવી લેઇ એ કેસનું રાજીનામું કરાવ્યું.

આમ ત્રણ કેસનો નિકાલ આવી ગયો. બીજા જે કેસનો નિકાલ નથી આવ્યો, પરંતુ સાંભળી લીધા તે નીચે પ્રમાણે હતાં.

પાળજના ૬૬ વર્ષના એક પટેલ અને વાળંદ વચ્ચે પાંચ વસા જમીનની તકરાર છે. વાળંદ કહે છે કે તે મારી છે. પટેલ કહે છે મારી છે ! જે ધણી પાસેથી પટેલ કહે છે મેં સં. '૭૦ની સાલમાં રાખી છે, તે ધણી તરફથી પોતાને (વંશ જ ને) પસાયતામાં મળેલી એમ વાળંદ કહે છે. એ જમીન પોતે ગીરો મૂકેલી અને તે છૂટી થઈ ત્યારે તેનું જે લેખીત થયેલું તે વાળંદ રજુ કરે છે. મહેસુલ ભર્યાની પાવતીઓ પણ પોતાની પાસે છે અને પહાણીપત્રકમાં સરકારી ચોપડે પણ પોતાના નામે ચાલે છે. એમ વાળંદનું કહેવું છે. પટેલ કહે છે કે પહાણીપત્રકમાં તલાટીએ ગમે તે ગોટાળા વાળ્યા હોય તે હું શું





જાણું ? કોર્ટમાં તલાટી પાસે કુરાન (તલાટી મુસલમાન છે) ઉપડાવી સોગન લેવડાવીશ. પંદર વર્ષથી એ ગામમાં રહે છે અને વાળંદ એની ગુલામી કરે એટલે મુખી–તલાટી ગોટાળા વાળે એમાં મારે શું !

મેં કહ્યું: 'કાકા ! તમે એવા સોગન ખાવા તૈયાર છો !'

'હા.' તરત કાકા બોલ્યા: 'હું મહીસાગર પીવા તૈયાર છું.'

મેં પૂછ્યું: 'વાળંદ મહીસાગર પીવે તો !'

કાકા: 'તો એને આપી દેવા ય હું તૈયાર છું.!'

ત્યાં વાળંદ બોલી ઊઠ્યો: 'મારી જમીન અને હું શું કામ મહીસાગર પીઉં !'

વાળંદ ઊઠીને બહાર જતો હતો એટલે મેં પટેલને કહ્યું: 'કાકા ! પાંચ વસાની શી કિંમત છે ? પસાયતું આપ્યું હતું એમ માનજો.'

કાકા એમના પાટીદારિયા સ્વભાવ પ્રમાણે વાળંદને ગાળ દેઈને બોલ્યા: 'એ કાઠિયાવાડથી આવીને વસેલાને શાનું કશું આપું !! ગામનો હોય તો આપ્યું ય પરમાણ.'

વાળંદ પણ તીખો હતો. એણે ગાળ સાંભળી એટલે કહ્યું: 'તમે બાપડીને મારી નાખી તેવું અમે નથી કર્યું ને !' એટલું કહીને એ ચાલ્યો ગયો.

કાકા સહેજ પણ ક્ષોભાયા વગર, મારી જોડે બેઠા હતા તે મારા સામે જોઈને વાળંદને ઉદ્દેશી બોલ્યા: 'એમાં તું શું નવું કહી બતાવે છે ! કોર્ટમાં મેં મારી જાતે કહ્યું હતું કે કયાલની હતી એટલે મેં જ મારી નાખી હતી.'

પછી તો ભાઈ, મારો વાર્તા રસિયો સ્વભાવ શાનો જંપે ! મેં કાકાને તેથી સંકોચાયા વગર પૂછ્યું: 'ક્યારની વાત છે એ !'

કાકા એ વીર કથા કહેતા હોય તેમ છાતી કાઢીને બોલ્યા:

'જુઓને, આજે મને ૬૩ મું વર્ષ જાય છે. એટલે, આશરે ૪૦–૪૫ ની, ઉંમર તે દહાડે હશે. અને મારી નાખીને છુપાવાની વાત મેં કરી જ ન હતી. વળી કોઈના ઉપર આળ ઢોળવું શું કરવા જોઈએ ! મેં જાતે ગુનો કબૂલ કર્યો. કહ્યું કે કયાલની હતી એટલે મેં મારી નાખી.'

મેં પૂછ્યું: 'પછી સજા થઈ હશે ને !'

'હા, પાંચ વરસ. પણ ચાર વરસ ને ત્રણ મહિને છૂટી ગયેલો.'

કાકાની આ ઉંમરે ય ખુમારી જોઈ મેં કહ્યું: 'તો મરવા દો ને હવે આ કેસ. પાંચ વસાની જમીનની કિંમત શું ? એના માટે તમારે કેટલું અથડાવું પડશે—ખર્ચ થશે.'

કાકાએ વળી પાટીદારિયા સ્વભાવ પ્રમાણે તુચ્છતા-સૂચક અશિષ્ટ શબ્દ વાપરતાં કહ્યું: 'એવી પાંચ વસા જમીનને હું...બરાબર ગણું છું. પણ જૂઠને અને મારે આડવેર છે. એ પાંચ વસા જમીન મેં સાત રૂપિયામાં લીધેલી. તે દિવસે તો લોકો મહેસૂલ નહોતું ભરાતું, એટલે મહાદારી (માલકી હક મૂકી દેવો) મૂકી દેતા હતા. જમીનની આજે ય કંઈ ભારે કિંમત નથી. મારા ખેતરની લગોલગ ન હોત તો હું એટલી લેઉં પણ શું કામ ? અંદર ત્રણ આંબા હવે ફળે એવા થયા છે એટલે વાળંદભાઈની દાનત બગડી છે. પણ એમ હજાર રૂપિયા એની પાછળ થઈ જાય પણ હું છોડું શાનો !'

આશાભાઈએ મને કહ્યું: 'જે કેસમાં પ્રથમથી લોકોએ વકીલ રોકી દીધો હોય છે તેમાં સમાધાન થવું મુશ્કેલ હોય છે. વકીલો બંને પક્ષોને જુદું સમજાવે છે એટલે એ પાણીમાં હોય છે. કાકાએ વકીલ ન કર્યો હોત તો એ સમજત. વળી આમાં બંને પક્ષે જુદી વાત છે. એટલે એને વાર લાગશે.'

ત્યાં બીજો કેસ આવતાં આશાભાઈએ મને કહ્યું: 'વકીલો આવા કેસનું સમાધાન કરી નાખવા ઘણા આતુર હોય છે.'

મેં પૂછ્યું: 'આની વિગત શી છે !'

આશાભાઈ: 'બે વેવાઈઓની ફરિયાદ છે



છોકરી પક્ષે ખોરાકી માગતો દાવો કર્યો છે. બંનેની ફી વકીલોને પતી ગઇ છે. એટલે હવે એઁકું પતરાણું ઉપાડવા આશાભાઈ તૈયાર છે માની સમાધાન હું કરી નાખું તો સારું એમ વકીલો ફી પતી જતાં ઇચ્છે છે. કારણ કે, હવે તેમને કશી મતલબ રહી નથી, સમાધાન થાય તો કામ ચલાવવાની માથાકૂટ મટી જાય એટલો વધારાનો લાભ. છતાં 'આટલેથી પતતું હોય તો આ લોકો અથડાતા મટે એ લાભ માની નિકાલ આપણે લાવવા પ્રયત્ન કરવો જોઇએ.'

વરપક્ષને સવાલ : 'એ ફરી પરણ્યો છે?'

જવાબ : 'ફરી ન પરણે તો શું કરે? એ છોડી ન મોકલે એટલે બીજું શું થાય?'

કન્યાપક્ષને સવાલ : 'કેમ છોડી મોકલતા ન હતા?'

જવાબ : 'શું સાહેબ, એ તેડતા જ ન હતા. મારીને કાઢી મૂકી હતી......'

એમને વચ્ચે જ રોકી વરપક્ષ બોલી ઊઠ્યો : 'કોણે કાઢી મૂકી છે? તમે ઊલટા છોડીને આવીને તેડી ગયા. દારૂ પીને અમારે ઘેર તોફાન કર્યું: છોડીની બંગડીઓ ભાગી નાખી અને અમારા ગામમાં જ લોકોને કહ્યું કે છોડી રાંડી!'

કન્યાપક્ષ : 'નરાતાર જૂઠું છે. દારૂ પીને તોફાન કર્યું એમ લોકોને કહેતા ફરી અમને વગોવે છે.'

મેં કહ્યું : 'ભલેને કહેતા ફરે. તમે નહિ પીતા હો તો એથી એમનું શું વળવાનું છે?'

છોડીના બાપ કહેઃ 'સાહેબ! ખોટું બોલે એટલે રીસ ના ચડે! પંદર વર્ષની ઉંમર પછી મેં દારૂ પીધો હોય તો કહો એવા સોગન ખાઉં.'

આ નાતમાં આવા બનાવો નવા નથી. છોડીને બીજે તરત પરણાવવામાં આવે છે, ખોરાકીનો પ્રશ્ન ઊભો થતો હોતો નથી. એટલે મેં કન્યાપક્ષને કહ્યું: 'પણ તમે આ બધી ભાંજગડમાં શું કામ પડ્યા છો! છોડીને બીજે વળાવો ને!'

ત્યાં વરપક્ષ ગાજી ઊઠ્યો: 'સાહેબ, આ દાવો તે સારુ જ કર્યો છે. ખોરાકીનું તો બહાનું છે, એ એમ કરીને કશું લીધા વગર અમે ફારગતી આપ દઇએ એટલે નવસો રૂપિયા લેઇ બીજે દેવાનું નક્કી કર્યું છે.'

કન્યાપક્ષ : 'તમે લેતા હશો એટલે બીજાને એવ દેખતા હશો. અમારે તો બીજે દેવી નથી. બાપ એકની એક છોડી છે. જાણે છોકરો હતો એમ માન ઘેર રાખશે.' અને મારા સામે જોઈ કહ્યું: 'ખો બોલે છે. સાહેબ! સમ દેઇને પૂછી જુઓ કે તા ઘેર પરણાવી ત્યારે શું લીધેલું? પાઇ લીધી હોય તે હરામ છે.'

વરપક્ષ : 'તે દા'ડાની વાત જુદી હતી.'

મેં એ પ્રશ્ન જતો કરી કન્યાપક્ષને કહ્યું તમને ખોરાકી શું મળવી જોઇએ?

'એક ઘર ને બે વીઘા જમીન......'

'એ તો મિલકત પ્રમાણે મળે ને!'

'બે ઘર છે. મિલમાં ૯૦ રૂપિયા પગાર લાવે છે.

વરપક્ષ : 'કોના બાપનાં બે ઘર? ત્રણ ભાઇ છે. એક ઘર પણ એના ભાગમાં ના આવે. મિલમાં (પેટલાદ) તો છૂટક બદલીઓ ભરે છે. એ કંઇ રોજની કે કાયમની નોકરી છે કે એ આવક ગણાય.'

મેં કન્યાપક્ષને ધીમેથી કહ્યું : 'તમારે ફારગતી લેવી હોય તો મફત મળે તેવી છે.'

સાંભળનારે કાન સરવા કર્યા: 'નવો કાયદો થયો છે તે પ્રમાણે એણે બીજી બૈરી કરી એટલે જૂતીને છૂટાછેડા જોઈતા હોય તો સરકાર અપાવશે. કશું આપવું નહિ પડે?

મને સાંભળતા વકીલના મોં ઉપરના ભાવથી મને લાગ્યું કે, કન્યાપક્ષને એ જ લાલચ છે. ખોરાકી તો બહાનું છે, કોર્ટમાં પણ તે માટે જ આવ્યા હતા. નાતની રીતે ફારગતી લેવા જાય તો 'વરપક્ષ લગ્ન વખતે થયેલું ખર્ચ માગે. એ પૈસા જે છોડીને લેઇ જાય એને આપવાના હોય છે.

પછી વરપક્ષને એ પ્રમાણે મેં ખાનગીમાં કહ્યું





કે, નવો કાયદો થયો છે તે પ્રમાણે એને તમારે વગર પૈસે ફારગતી આપવી પડશે, માટે લડ્યા વગર માની જાવ ને...'

.. વરપક્ષ એ કાયદો જાણતો હતો. એણે કહ્યું : 'સાહેબ, તેથી જ, અમને રૂપિયા ના આપવા પડે માટે આ દાવો કર્યો છે એ અમે બધું જાણીએ છીએ. પણ નાતે ય જોશે ને...બાકી એમ ખરચ ન આપે એ કેમ ચાલે?'

ત્રીજો કેસ ખાનપુરના બે પાટીદાર પિત્રાઈઓનો હતો. બંને કાકાના દીકરા હતા. ઉંમરમાં સાઠ અને પચ્યાસના હશે. તકરાર, સામસામાં ઘર એટલે ભેંસ બાંધવાની જગા વધતી ઓછી ગઈ તેની હતી. મૂળ તકરાર સ્ત્રીઓની. ગૃહક્લેશ કહેવાય. તેમાંથી એ બંને માટે પોતાની સરહદમાં ચણી લેવું એટલે બોલવાનું ન થાય, એમ બંને પક્ષે નક્કી કર્યું. તેમાંથી તકરાર એ થઈ કે હક કરતાં એક પક્ષે વધારે જમીન દબાવી. તેથી જે રસ્તો ખુલ્લો રહેવો જોઈએ તે બહુ સાંકડો રહ્યો. એમાંથી બે પક્ષની સ્ત્રીઓ સામસામી બાઝી: ગળાની કંઠી અને પહેરેલાં કપડાં ફાડી નાખ્યાં. કંકાસ મટાડવા ગયા તેમાંથી કંકાસ વધ્યો અને કેસ કોર્ટે આવ્યો. મારામારીની ફરિયાદ થઈ અને દબાણની પણ.

આશાભાઈની પાડોશનું ગામ. બંને પક્ષ એમને ઓળખે. મારામારીની જેમણે ફરિયાદ કરી હતી એમણે સવાલ કર્યો : 'ફરી એ મારામારી નહિ કરે એની તમે ખાતરી આપો છો?'

આશાભાઈ : 'સરકાર ખાત્રી આપે છે!'

એ પક્ષના બીજા ભાઈ બોલ્યા : 'આશાભાઈ! આ તકરારનું સમાધાન થાય એવું નથી. એમનો કંકાસ મટાડવા ચારગામનું પંચે ય બેઠું થઈ ચૂક્યું. ચારપાંચ વખત સમાધાન કર્યું હશે. પણ એનું રૂપ સારું નથી આવ્યું. હવે લડી લીધા વગર છૂટકો નથી.'

એ ભાઈ આ ઉપરાંત બીજા સવાલોના જવાબમાં પણ, એટલું ચર્યુંચર્યું બોલ્યા કે મારાથી છેવટ બોલ્યા વગર ન રહેવાયું. મેં કહ્યું : 'આશાભાઈ! વચ્ચે જ્યાં સુધી ચડાવનારાં આવા માણસો હોય ત્યાં સુધી સમાધાન આ લોકો થવા ન દે.'

એક ભાઈ જે અત્યાર સુધી દૂર ઊભા હતા, તે મારું એ વાક્ય સાંભળી મારી પાસે આવ્યા. મારી નજર એમના ભણી ગઈ. શહેરમાં રહેતા હોય તેવાં ચોખ્ખાં, ઇસ્તરી કરેલાં કપડાં એમણે પહેર્યાં હતાં. અને એમણે કહ્યું : 'અમે લડીએ એવા તમે ધારો છો એ ખોટું છે. એ બોલનાર મારા મોટાભાઈ છે. હું સૈજપુરનો છું, અને અમદાવાદ રહું છું. ફરિયાદ કરનાર મારા સસરા થાય છે. કોર્ટમાં ન જવું જોઈએ એ મતનો હું છું. પરંતુ સામા પક્ષના જે ભાઈ છે, તેમની બૈરાંઈ ભારે વઢકણી છે. મારામારી કરનાર પણ એ. ગાળો ભાંડનાર પણ જબરી......'

મેં કહ્યું : 'બૈરાં કંઈ કોઈનું કહ્યું માને છે? એ ભલે ગાળો ભાંડે. સામો પક્ષ ન બોલે એટલે છેવટ એ થાકે.'

એ ભાઈ: 'એ ખરું. પણ સામાં પણ બૈરાં એટલી સમજવાળાં હોય તો શું જોઈએ છે! ગાળો ભાંડે તે એમનાથી ન વેઠાય. વળી આપણે કંઈ એનાથી દબાઈ ગયાં છીએ કે ન બોલીએ, એમ પણ મનમાં હોય. આ તકરાર એટલી લાંબી ચાલતી આવે છે કે ચાનક ન લાગે ત્યાં સુધી એ પક્ષની ઊંઘ ઊડે એવી નથી.'

મેં કહ્યું : 'પણ તેથી એ ફરી તકરાર નહિ કરે એમ તમે માનો છો?'

"એ ખરું, પણ મારાં સાસુને અને સસરાને એમ છે કે એક વખત એની જામીન લેવડાવીએ એટલે એ ફરી નહિ બોલે.'

આમ ત્રણ કેસનો નિકાલ આવ્યો. ત્રણ કેસ સાંભળ્યા. એનું સમાધાન થશે કે કેમ, એ આજે શું કહેવાય!

ભાઈ, આ આટલી લાંબી વિગત લખી તે એટલા કારણે કે, ગામડાંની પ્રજામાં કેવાકેવા પ્રશ્નોની તકરાર હોય છે. વળી મારા પત્રનો મૂળ મુદ્દો એ છે કે જો માણસમાં સેવાની સાચી ભાવના જાગી હોય તો જુદા જુદા પ્રસંગે, તેને અનુરૂપ, રચનાત્મક કામ



તેને આપોઆપ જડી રહે છે.

આ બધા કામમાં આશાભાઈ સફળ જ થાય છે કે એમનો રસ્તો એ આદર્શ રસ્તો છે, એવો કોઈ મારો દાવો આ કહેવા પાછળ નથી. પરંતુ હોમરૂલ લીગની ચળવળથી સેવાક્ષેત્રમાં પડેલા એ, ત્રીસ વર્ષ એ ક્ષેત્રમાં વીતાવી દીધાં પણ થાક્યા નથી, નિષ્ફળતાઓનો ઇતિહાસ પડ્યો હોવા છતાં, નવું કામ ઉપાડતાં એ બીકથી એ પાછા પડતા નથી, એવો એમને વિચાર પણ આવતો નથી. શ્રદ્ધાપૂર્વક કરવા જેવું લાગતું કામ પ્રેમપૂર્વક કરવું એને જ એ કર્તવ્ય માને છે. ફળની આશા તરફ નજર નથી રાખતા એટલે એ નિરાશ નથી થતા. બાકી આવું મહાભારત કામ કંઇ પોતાના આવા નાના પ્રયોગથી પૂરું થાય, અને કોર્ટોમાં તકરાર નહિ આવે એવું એ પણ માનતા નથી.

પરંતુ આવું કાર્ય કરવાથી લોકોમાં એ અંગે વાતાવરણ ફેલાય, કોર્ટોમાં લોકો ઓછે તેટલા ઓછા આવે, અને આવીને દરેક ખુવાર થાય છે એટલું સમજાય તો પણ પૂરતું છે. અને એવું વાતાવરણ ઊભું કરવા ગામડે ભાષણ કરવા કરતાં તે રચનાત્મક કાર્ય રૂપે કોર્ટના આંગણે એવી પતાવટ કરવા બેસવું એ વધુ અસરકારક છે એમ એમનું માનવું છે.

એમની આ આધેડ ઉંમરે શ્રદ્ધાપૂર્વક સેવા કરવાની ધગશ જોઈ, માનથી એમના પ્રત્યે મારું મસ્તક નમે છે. 'તમને એવું થશે તો પત્ર લખ્યો સાર્થક માનીશ.






મેઘાણીની સૌ પહેલી ઐતિહાસિક નવલકથા

મેઘાણીની નવલકથા માત્ર ભૂતકાળના પ્રસંગચિત્રોને સાંકળી લેતી કથા બનવાને બદલે, એ યુગનાં માનવીઓને, એમની મહત્ત્વાકાંક્ષાઓને અને નબળાઇઓને, એમના પુરુષાર્થને, અને પરાજયોને, સંસ્કાર, ભક્તિ, રસિકતા અને શૌર્યને, ખાનદાની અને રખાવટને આપણા હૃદયપટ પર અંકિત કરી જાય છે

કિંમત રૂ. ૩-૮-૦ રજી. ટ. ખ. ૦-૬-૦

ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ : અમદાવાદ

# પારા અને આયોડીનના વિષપ્રયોગનો એક લાક્ષણિક કેસ

રજૂ કરનારઃ—ડૉ. હેન્રી લિન્ડલ્હાર એમ. ડી.

નીચે રજૂ કરવામાં આવેલા કેસ જેવો એક જ કેસ દવાવાદમાં ક્રાન્તિ લાવવા માટે પૂરતો થઈ પડવો જોઈએ. નેત્રનિદાનશાસ્ત્રની ઉપયોગિતાનું, અને હઠીલા દવાવિષપ્રયોગોના કેસોમાં નિસર્ગોપચારક અને દરદી એ બન્નેએ કેળવવા જોઈતાં ધીરજ અને ખંતની આવશ્યકતાનું આ કેસ સરસ રીતે સ્પષ્ટીકરણ કરે છે.

શ્રી. એફ., જે—કેલીફોર્નીઆનો, અને ૫૨ વર્ષની ઉમ્મરનો છે, એ આજથી આશરે પાંચેક વર્ષ ઉપર પહેલવહેલો અમારી પાસે આવ્યો હતો. એને વારસામાં કુદરતી રીતે જ કદાવર ને નીરોગી શારીરિક બાંધો મળેલો હોવા છતાં, એ ઈ. સ. ૧૯૧૦થી પ્રસંગોપાત મજ્જાતંતુઓની અશક્તિના પ્રબળ હુમલાઓથી પીડાતો હતો અને ત્યાર પછી એમાંથી એ બહુ જ ધીમે ધીમે સાજો થતો હતો. જ્યારે એ અમારી પાસે આવ્યો, ત્યારે એ ફરી એક વાર આવા જ એક મજ્જાતંતુઓની અશક્તિના હુમલાથી પીડાતો હતો. એના ભેદી રોગોએ અનેક વૈદકીય નિષ્ણાતો અને વિશેષજ્ઞોના કૌશલ્યને નિરર્થક બનાવ્યું હતું. એની ઉપર પુષ્કળ પ્રમાણમાં અખતરાખોરી કર્યા પછી તેઓ તેમનાં માથાં ધુણાવતા અને કહેતા કેઃ 'તમને શું થયું છે એ કાંઈ અમે શોધી શકતા નથી. તમારા બધા જીવનાવશ્યક અવયવો સારી સ્થિતિમાં હોય એમ જણાય છે. તમારો કેસ તો મજ્જાતંતુઓના દૌર્બલ્યની પીડાનો કેસ છે.' જે દરદીને એવું કહેવાનો સભ્ય રસ્તો છે કે, એ રોગીષ્ટ કલ્પનાથી—શ્રી. એડીના કહેવા મુજબ નાશવંત મનની ભૂલોથી—પીડાઈ રહ્યો છે. 'નેત્રનિદાનશાસ્ત્ર' માં પાન ૧૬૪ ઉપર વૈદકીય કોલેજના આપણા પ્રાધ્યાપકોમાંનાં એકે મજ્જાતંતુઓની અશક્તિની આપણને આપેલી વ્યાખ્યા મેં ટાંકી છે. જે નીચે મુજબ છેઃ 'એક દરદી મજ્જાતંતુઓનાં સંખ્યાબંધ લક્ષણોથી પીડાય છે; માથાનો દુખાવો, કમ્મરનો દુખાવો, મજ્જાસ્નાયુદૌર્બલ્ય, મગજ ઉપર ભારની લાગણી, માનસિક ક્ષોભ, કાનમાં ગણગણાટ, નિદ્રાનાશ વગેરે. આ મજ્જાતંતુઓના લક્ષણો માટે જવાબદાર એવા કોઈ સ્થાનિક કે શરીરબંધારણીય રોગો તમે શોધી શકતા નથી. ખરી રીતે દરદી શાનાથી પીડાઈ રહ્યો છે, તે જ તમે જાણતા નથી, તો તે મજ્જાતંતુઓની અશક્તિ છે.' આવા કેસોમાં ઝેરી શક્તિની દવાઓ, ક્ષુધાપ્રદિપકો, મજ્જાતંતુ શાંતિદાયકો અને નિદ્રા દવાઓ ક્ષણિક રાહત આપે છે, પણ એના પછી તુરત જ વધુ ઉગ્ર ઉથલાઓ દેખા દે છે.

જ્યારે મેં એની નેત્રપરીક્ષા કરી, ત્યારે મને એની આંખો આયોડીનના મોટા ડાઘાઓથી ભરપૂર માલુમ પડી, અને પારાનું ચિહ્ન તો સ્પષ્ટ રીતે જોઈ શકાતું હતું. મેં એને એ જ વખતે કહ્યું કે, નેત્રાનિદાનશાસ્ત્રી તરીકેના મારા સઘળા અનુભવ દરમ્યાન, કેવળ એક જ માણસની આંખોમાં મેં કદી આટલું બધું આયોડીન જોયું નથી.

'નેત્રનિદાનશાસ્ત્ર'માં પારા અને આયોડીન વિષે ચર્ચા કરતાં પ્રકરણોનો અભ્યાસ, એ બહુ જ સ્પષ્ટ રીતે બતાવશે કે શરીરમાં આ ઝેરોનું અસ્તિત્વ, ભૂતકાળના એના બધા વ્યાધિઓ માટે, અને નૈસર્ગિક સારવાર હેઠળ પ્રગટનારા બીજા ઘણા વધારે વ્યાધિઓ માટે, પૂરતું જવાબદાર કારણ હતું. મેં એને તુરત જ ચેતવણી આપી કે આ ભયંકર ઝેરોને શરીરમાંથી કાઢી નાખતાં, અને એ રીતે એની ભારે યાતનામાંથી છૂટકારો મેળવતાં, વર્ષોનો સમય લાગવાનો સંભવ છે.

સૌથી પહેલો પ્રશ્ન આંખમાંના ચિહ્નોનો તાળો મેળવવાનો હતો. શરૂઆતમાં તો એણે એ પ્રકારની દવાઓ કદી પણ લીધાનો જોરદાર ઇન્કાર કર્યો. ઘણી ઝીણવટભરી પ્રશ્નોત્તરી પછી પણ, આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં અને કનીનિકામાંની કુદરતની નોંધો સત્ય જ કહી રહી હતી એ પ્રકારની એને પ્રતીતિ કરાવવામાં નિષ્ફળ નીવડી હતી. એક દિવસ, એનો લૂલો ડાબો હાથ, જેમાંથી ચાર આંગળાં ખુટતાં હતાં, તેના તરફ નજર નાખતાં આ રહસ્યનો ઉકેલ મને અચાનક મળી ગયો. અઠ્ઠાવીસ વર્ષ પહેલાં એ આંગળીઓ એક અકસ્માતથી કચરાઈ ગઈ હતી એના ખરાબ રીતે ટુકડા થયા હતા, અને રૂઝ આવવાની ક્રિયા ધીમી તથા કંટાળાભરેલી હતી. કેટલાક મહિના સુધી એ આંગળીઓનાં ઠૂંઠાને બાયક્લોરાઈડ ઓફ મરક્યુરી અને આયોડીનની બનાવટોમાં પલાળી રાખવામાં આવ્યાં હતાં.

કેવળ એની આંખની કનીનિકામાંના ચિહ્નો, અને 'નેત્ર-નિદાનશાસ્ત્ર' એ પુસ્તકમાં આપેલા એમના



ખુલાસા એને બતાવીને જ, લગભગ સતત યાતનાથી ભરેલાં પાંચ વર્ષો દરમ્યાન નૈસર્ગિક જીવન અને ચિકિત્સાને વળગી રહેવાનું, એ દરદીને સમજાવવામાં, અમે સફળ થયા હતા. એ કેવળ મજ્જાતંતુઓના ઉગ્ર, 'ચસકા' અને 'શૂળ' જેવાં દર્દથી પીડાતો નહોતો, પણ સાથે સાથે એ અત્યંત નબળાઈ, બેચેની, અને મનોભાર જે અનેકવાર ગાંડપણ અને આપઘાતની ઘેલછાની લગોલગ પહોંચી જતો હતો, તેનાથી પણ પીડાતો હતો. એક દિવસ એની દુઃખદાયક દશાનું વર્ણન કરતાં એણે કહ્યું કેઃ ' હું પોતાની કોટડીમાંથી ફાંસીના માચડા તરફ જતા એક કમનસીબ ગુનેગારની લાગણીઓ અનુભવી રહ્યો છું ' જો આંખની કનીનિકામાંના ચિહ્નોએ, એની યાતનાના કારણની અને નિસર્ગોપચારની સારવારના ધીરજભર્યા અનુશીલનમાં જ રહેલા એની મુક્તિના એક માત્ર માર્ગની, વાસ્તવિકતાની એને યાદ ના આપી હોત તો એણે અનેકવાર નિરાશા અને ધૃણાથી સારવાર પડતી મૂકી હોત.

જુલાઈ ૧૯૨૨માં એ ફરી એકવાર સારવાર લેવા માટે પાછો આવ્યો, અને અમારે ત્યાં પાંચેક મહિના રહ્યો. ફરી પાછો એ એક પછી એક એ રીતે કેટલીક ક્રાન્તિઓમાંથી પસાર થયો. એક વખત એના પગ ઉપર ફોલ્લો ઊઠ્યો, અને એમાંથી આયોડીનની ઉગ્ર વાસ ધરાવતું ચીકણું પ્રવાહી વહેવા લાગ્યું. કેટલીક વાર તો મજ્જાતંતુઓનો શક્તિપાત, નિદ્રાનાશ અને મનોભાર જેવાં લક્ષણો સુધરવાને બદલે બગડતાં હોય એમ લાગતું હતું. એ નિરાશ થઈને સારવાર પડતી ના મૂકે, એટલા માટે એને સમજાવવામાં, મારી સમજાવટની સઘળી શક્તિઓને મારે વારંવાર કામે લગાડવી પડતી. એ એમ કહેતો કેઃ ' ક્રાન્તિઓ, ઉત્સર્ગ, ઉત્સર્ગ અને ક્રાન્તિઓ, એવું એ જ આ પાંચ વર્ષ સુધી મેં સાંભળ્યા કર્યું છે. હું હવે એનાથી થાકીને બેજાર બની ગયો છું. અને મારે હવે આ બધી બલામાંથી ભાગી છૂટવું છે. ' ફરીવાર એકવાર હું એની આંખો તપાસતો અને દરાચિહ્નો તથા હઠીલાં ક્ષતોની થતી જતી ક્રમશઃ સાફસૂફી એને અરીસા વડે બતાવતો. એનાથી એનામાં નવી આશા અને વધુ ધીરજ પ્રગટતાં.

છેક છેલ્લે, એ દરદીએ ઑક્ટોબર અને નવેમ્બરમાં થોડી મુદ્દત માટે સાચો સુધારો અનુભવ્યો. આ વખતે એને એના સુખદ ભવિષ્યના અરુણોદયની ક્ષણિક ઝાંખી થઈ. અમારી સંસ્થા એણે છોડ્યા પછી થોડાક મહિનાઓ બાદ, અમારા એક ગૃહચિકિત્સક ઉપર એના જે પત્રો આવવા માંડ્યા તેમાં એના કેસમાં થયેલો અદ્ભુત સુધારો કેવી રીતે ચાલુ રહ્યો હતો અને ત્યાર પછી વધુ ને વધુ નિશ્ચિત થતો ચાલ્યો હતો એનું વર્ણન આવતું હતું. એક અઠવાડિયા પહેલા એ જાતે અહીં આવ્યો હતો, અને એ આદર્શ આરોગ્યનું તાદૃશ્ય ચિત્ર રજૂ કરતો હતો. એના આનંદી ચહેરા ઉપર મધુર હાસ્ય છવાયું હતું. એણે અમને ખાતરી આપી કે જૂના દરાચક્તાનો છેવટને માટે અને કાયમને માટે ઇતાર્થ ચૂક્યા હતા. એનો દેખાવ અને વર્તણૂક એ હકીકત પૂરવાર કરતાં હતાં કે, એ શારીરિક, મજ્જાકીય અને માનસિક રીતે સુંદર સ્થિતિમાં હતો.

આ એક જ કેસ જે બધા પાઠો શીખવે છે તેનો વિચાર કરો : દવાવિષપ્રયોગનાં ભીષણ પરિણામો, કેટલાંય વર્ષો સુધી ચાલુ રહેતી ઉત્સર્ગની કંટાળાભરેલી ક્રિયાઓ, અને છેક છેલ્લે થયેલો નૈસર્ગિક પદ્ધતિઓનો અદ્ભુત દિગ્વિજય. આ માણસના અનુભવો દવાવાદી દાક્તરોની મોટાં શહેરો, નાના કસ્બાઓ, અને ગામડાંઓના પીવાના પાણીને આયોડીનથી પદ્ધતિસર ઝેરી બનાવવાની અધમ યોજનાઓ ઉપર કેવો સરસ પ્રકાશ ફેંકે છે ! તેઓને એવો એક મૂર્ખાઈભર્યો ખ્યાલ વળગ્યો હોય છે કે, આવા મોટા પાયા પર કરવામાં આવતા વિષપ્રયોગોથી તેઓ ધાઇરોઇડ-ગ્રંથિના રોગોને અટકાવી અને મટાડી શકશે. આપણા શીકાગોના પીવાના પાણી ઉપર ક્લોરીનથી થતો દવાપ્રયોગ ખરેખર ખરાબ જ છે, પણ આખાયે શહેરની વસ્તી ઉપર આયોડીન દ્વારા થતો વ્યાપક વિષપ્રયોગ ઘણા વધારે ગંભીર સ્વરૂપનો છે. આને વિષે આ માસિકના આવતા અંકમાં કહેવામાં આવશે.

જાન્યુઆરી ૧૯૨૪.

ધી હિન્ડલાહાર મૅગેઝીન

પુ. ૩ જું, અં. ૧ લો.



શ્રી. બચી ગાંધી; બી. એસસી
પ્રો. જયંતીલાલ દે. ઓઝા; એમ. એસસી
ડૉ. નરસિંહ મૂ. શાહ, એમ. એસસી., પીએચ ડી.

## લોટ કયો સારો ?

'સફેદ વિ. ભુરો લોટ' ('White versus Brown Flour') એ નામનું પુસ્તક અમેરિકામાં એફ. એલ. 'ડનલપ ડી. એસ્સો. નામના વૈજ્ઞાનિકે બહાર પાડ્યું છે; અને તેમાં ઘઉંના લોટમાં આવેલા ખનીજતત્ત્વો, વીટામીન્સ, તેમજ તે બધાની પાચનશક્તિ (digestibility,) સંબંધી ઉપયોગી માહિતી પૂરી પાડી છે. આ પ્રશ્ન આપણાં રોજીંદા જીવનને સ્પર્શતો હોઈ તેમજ ચાલુ અનાજની તંગીમાં માર્ગસૂચક હોઈ, એ સંબંધી વિવરણ અહીં આપવું અસ્થાને નહીં ગણાય. આ પુસ્તકમાં દર્શાવેલા વિચારો સાથે આપણે સંમત થઈએ કે ન થઈએ પરંતુ તે સંબંધી કોઈ પણ નિર્ણય પર આવતાં પહેલાં નીચેની હકીકત વિચારવા જેવી છે. સફેદ લોટ એટલે ઘઉંના દાણાનો વચલો સફેદ 'આંતર ભાગ' (endosperm) લગભગ ૭૩ ટકા અને ભુરો લોટ એટલે ઘઉંના દાણાનો સંપૂર્ણ ભાગ–૧૦૦ ટકા.

ભુરા લોટમાં રહેલાં પ્રોટીન તત્ત્વોની જીવવૈજ્ઞાનિક કિંમત સફેદ લોટ કરતાં શરીરની વૃદ્ધિ અને વિકાસ માટે ઘણી ઊંચી છે; પરંતુ આ લાભની સામે પ્રોટીન તત્ત્વોવાળા લોટની ઓછી પાચનશક્તિ એ એક ગેરલાભ છે. ઘઉંના દાણાના સૌથી બહારના પડની નીચે આવેલા 'એલ્યુરોન' પડમાં ચરબીવાળા પદાર્થો હોય છે. આનું પ્રમાણ જો કે બહુ જ ઓછું હોય છે પરંતુ તેમાં કેટલાક અપૂરીત ચરબી તેજાબો હોય છે જે આહારની દૃષ્ટિએ અગત્યના હોય છે. ચરબીની હાજરીને લીધે લોટમાં ખટાશ આવે છે.

ખનીજ તત્ત્વો ખાસ કરીને બહારના પડમાં વધારે એકઠા થએલા હોય છે. પરંતુ આ ભાગમાં સારા પ્રમાણમાં ફાઈટીક એસિડ હોય છે જે કેલસિઅમની સાથે સંયોજાય છે અને શરીરને માટે તેને બીનઉપયોગી બનાવે છે. સફેદ લોટમાંથી શરીરને સારા પ્રમાણમાં કેલસિઅમ મળે છે જ્યારે ભુરા લોટમાં રહેલ ફાઈટીક એસિડ તેમાં રહેલ કેલસિઅમને શરીરને માટે બીનઉપયોગી બનાવે છે તેટલું જ નહિ પરંતુ તેની સાથે લેવાએલા બીજા ખોરાકમાં રહેલ કેલસિઅમને પણ શરીરને માટે બીનઉપયોગી બનાવે છે. એવો મત પ્રદર્શિત કરવામાં આવ્યો છે કે ફાઈટીક એસિડ સારા પ્રમાણમાં ભુરા લોટ વાટે શરીરમાં દાખલ થાય તો તે હોજરીમાં ઉપલપાચન કરે છે. પરંતુ પાછળથી કેલસિઅમનું પ્રમાણ પાછું સરખું થઈ જાય છે અને તેથી ફાઈટીક એસિડની હાજરીથી થતી નુકશાનકારક અસર ઓછી થાય છે. 'બ્રેડ' (કે રોટલી) બનાવતી વખતે ફાઈટીક એસિડનું સારું પ્રમાણ નાશ પામે છે પરંતુ છૂટા થતા ફોસ્ફરસવાળાં પદાર્થો પણ કેલસિઅમનું શોષણ (absorption) કરવામાં દખલગીરી કરે છે. કેલસિઅમરહીત ખોરાકની નુકશાનકારક અસર જો તેમાં મેગ્નેશીઅમવાળા પદાર્થોનું વધારે પડતું પ્રમાણ હોય તો વધે છે. ભુરા લોટનું કેલસિઅમ અને મેગ્નેશીઅમનું પ્રમાણ શરીરને ઘણું પ્રતિકૂલ થાય છે. લોટમાં લોહ કેટલું મળે છે એ સંબંધી પૂરી માહિતી મળી શકી નથી અને તેથી ભુરા લોટમાંથી લોહ શરીરને કેટલું મળશે એ સંબંધી ચોકસ અભિપ્રાય રજુ ન કરી શકાય.

હવે વીટામીન સંબંધી વિચાર કરીએ. ઘઉંના દાણામાં અંદરના ભાગમાં ગર્ભની સાથે રહેલા દળ ('સ્કુટેલમ') માં થીઆમીન સારા પ્રમાણમાં એકઠું થએલું હોય છે. ગર્ભમાં રીબોફ્લેવીન અને આંતરભાગ (એન્ડોસ્પર્મ)માં અને ફોતરા તેમજ થોડે અંશે ગર્ભમાં નીકોટીનીક એસિડ હોય છે, એટલે ભુરા લોટમાં સફેદ લોટ કરતા ચારગણું થીઆમીન, ત્રણ ગણું રીબોફ્લેવીન અને પાંચગણું નીકોટીનીક એસિડ હોય છે. પ્રમાણભૂત સાબિતી સૂચવે છે કે ભુરા લોટમાંથી બનાવેલી બ્રેડ (કે રોટલી)ને શેકવાથી સારા પ્રમાણમાં થીઆમીનનો નાશ થાય છે અને આ રીતે

આ તત્ત્વનું વધેલું પ્રમાણુ નાબુદ થાય છે. સફેદ લોટ કરતાં ભુગ લોટમાં અઢીગણું પ્રમાણુ વીટામીન 'ઇ'નું હોય છે; જો કે લોટને સંગ્રહી રાખવાથી આ પ્રમાણુ ઘટે છે. વીટામીન 'ઇ' મોટે ભાગે ગર્ભવાળા નીચેના ભાગમાં હોય છે.

હવે પાચન ( digestibility ) તેમજ શોષણુ ( absorbability ) સંબંધી વિચારીએ. ઘઉંના દાણાના બહારના પડમાં રેસાનું વધારેમાં વધારે પ્રમાણુ હોય છે. આને લીધે આવો લોટ ઓછો પચે છે. ખોરાકમાં મોટો ભાગ બ્રેડ (કે રોટલી)નો હોય તો ભુસાનું મોટું પ્રમાણુ કેટલાકની હોજરીને ઉથલાવી નાખે એમ પણુ બને. એવું સુચન છે કે ગર્ભના ભાગ કરતાં ભુસાના ભાગમાં ઓછી અસંપાદિતા છે. આખા લોટનો પાછલો ભાગ જલદીથી આથી શકાય છે એટલે જ, આખા ઘઉંનો લોટ બીજા ખોરાકના પાચનમાં દખલ કરે. આંતરડાંમાંથી મળ જલદીથી નીકળે એટલે એનું પૂરતું શોષણુ ન થાય. એટલે તેની પૌષ્ટિકતામાં ઘટાડો પરિણુમે. ઘણા દાખલામાં આ પ્રતિક્રિયા બહુ જ નજીવી હોય છે. સંશોધનકારોમાં આ સંબંધી એકમત નથી.

ઘઉંના દાણાનો કોઇ પણુ ભાગ કાઢી નાખવાથી જેની આપણુને ખબર ન હોય એવા પોષણુમાં ઉપયોગી અંશો ગુમાવવાનું સંભવિત છે. પરંતુ આમાં જનતાના સ્વાદનો સવાલ છે. લડાઇ પહેલાં અમેરિકાના ૩૦ થી ૪૦ ટકા કુટુમ્બો ભુરા લોટની બ્રેડ કદી લેતા નહિ. ૧૪ ટકા જ માત્ર ભુરો લોટ વપરાતો. એ વાત સાચી છે કે અમેરિકામાં સફેદ લોટ સસ્તો છે પણુ કિંમતને અંગે જ આ પસંદગી થતી એમ ખાત્રીપૂર્વક ન કહી શકાય. એક વાત સ્પષ્ટ છે કે આ સંબંધી સંશોધનના પરિણુામો વિધવિધ છે અને કેટલીક વાર અસંગત પણુ છે. એટલે આ વિષય પર ખાત્રીથી કોઇ પણુ માણુસ પોતાનો નિર્ણુય ન આપી શકે. એકલી બ્રેડની પોષણુને લગતી કિંમત આંકવી એ બરાબર નથી કારણુ કે આખા આહારના સંબંધમાં એ કિંમત અંકાવી જોઇએ.

અંતમાં, અમેરીકામાં પ્રચલિત 'નેશનલ વ્હીટમીલ ફ્લોર' સંબંધી પરિસ્થિતિ તપાસીએ. આમાં આખા લોટમાં જેટલા લાભ લઈ શકાય તેટલા લાભ લેવા અને સાથે સાથે ગેરલાભ દૂર રાખવા એમ વિચાર કરવામાં આવ્યો છે. ઘઉંના દાણુાનો ૮૦ થી ૮૫ ટકા લોટ પસંદ કરવાથી લોટની પૌષ્ટિકતામાં સારો સુધારો દેખાય છે. ૮૦ ટકા લોટ બહારના ફોતરાની નુકસાનકારક અસરથી મુક્ત હોય છે. થીઆમીન માટે ૮૫ ટકા લોટ કદાચ ત્યાં સુધી થીઆમીનની ઘટ ઓછી આવે છે. પરંતુ ૮૦ ટકા નીચે જતાં આખા ઘઉંના લોટમાં માલમ પડતાં પ્રમાણુ કરતાં થીઆમીન ઠેઠ ૨૯ ટકા સુધી ઘટી જાય છે. રીબોફ્લેવીનના પ્રમાણુમાં થીઆમીનના હિસાબે ઓછી ઘટ આવે છે. નીકોટીનીક એસિડ એકદમ ઓછો થઇ જાય છે. કેલ્સિઅમનું પ્રમાણુ કેલ્સિઅમ કાર્બોનેટ નાખીને વધારી શકાય. પરંતુ આમાં મુશ્કેલીઓ આવે છે. આમ કરવાથી મનુષ્યશરીરની ગ્રંથિઓમાં લોહનું પ્રમાણુ ઓછું થાય છે એવા ચિહ્નો છે; અને ક્ષારતત્વ વધારવાથી બ્રેડ (કે રોટલી) શેકવામાં થીઆમીનની ઘટ આવે છે. એટલે કણુક 'તાંતણા આવે એવા' (ropines) થઇ જાય. પણુ આ સંબંધમાં કોઈપણુ ચોક્કસ અભિપ્રાય જાહેર કરતાં પહેલાં વધારે સંશોધનની જરૂર છે.

(નોંધ : આપણુને અત્યારે રેશનીંગમાં મળતો સફેદ લોટ 'નેશનલ વ્હીટમીલ ફ્લોર'ના નમુના અનુસાર ૮૦ ટકાવાળો છે. એટલે ઉપરની સમજુતી આજના આપણુા જીવનમાં ખૂબ મદદરૂપ છે.)

## બાંધકામમાં નવી સામગ્રી

વસવાટનો પ્રશ્ન સૌનું ધ્યાન ખેંચી રહ્યો છે. લડાઇને અંગે શહેરોમાં ખૂબ જ ખડકાઈ ગયેલી વસ્તીને રહેવાની અનેક મુશ્કેલીઓ આવી પડે છે. યુદ્ધવિસ્તારમાં લડાઈ દરમિયાન થતાઈ બોંબમારાના પરિણુામે અનેક મકાનોનો કચ્ચરઘાણુ વળી ગયો છે. વિશેષમાં બાંધકામમા વપરાતી વસ્તુઓની અતિશય તંગી છે, તેમ જ ભાવ પણુ ઊંચા છે. નવાં ઘરો

બાંધવાનો પ્રશ્ન ફક્ત હિન્દુસ્તાનનો જ નથી. લડાઈ દરમિયાન સ્થળે સ્થળે ધીકતી ધરાની નીતિ અખત્યાર કરવામાં આવી. એટલે ઘર બાંધવાનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય બન્યો છે. અનેક ફળદ્રુપ ભેજાંઓ નવીનવી કરામતો અજમાવવાની વાતો કરી રહ્યા છે. અમદાવાદમાં પોચી સીમેન્ટની ઈંટોની બનાવટ કરવા માટે કારખાનું ઊભું થાય છે એવા ખબર થોડા વખત પર પ્રગટ થયા હતા.

ફ્લોરીડાના બેકર નામના એક ઇજનેરે કરેલો અખતરો ખાસ ધ્યાન ખેંચે તેવો છે. દરિયા કિનારે તાડનાં ઝાડો ઘણાં થાય છે. તેનાં થડના સાતસાત ઇંચ લાંબા કકડા કરી તેનો ઉપયોગ ઇંટ તરીકે કરી તેણે ઘર બાંધવા માંડ્યા છે. સાત ગજ લાંબા થડના ગોળ કકડા દીવાલની આખી લંબાઇમાં ગોઠવી ઉપર સીમેંટ કોંક્રિટનું પડ કરી લેવામાં આવે છે. તૈયાર થયેલી દિવાલની બે બાજુએ પણ કોંક્રિટનું પ્લાસ્ટર કરી લેવાથી તાડના કકડા દિવાલમાં પૂરાઇ જાય છે. સામાન્ય કદના ચાર ખંડવાળું મકાન બાંધવા જરૂરી તાડના થડિયાંની કિંમત એક સો રૂપિયા થાય. આવા પ્રકારની દીવાલોને ઊધઈ લાગતી નથી. તેમજ આગ સામે તે સારી ટક્કર ઝીલે છે. મુશ્કેલી ફક્ત થડિયાં કાપવાની છે. તાડનાં થડિયાંના રેસા ખૂબ મજબૂત હોય છે. તેથી તેને કાપવામાં બહુ મહેનત પડે છે. મોટા પાયા પર કામ લેવાથી મુશ્કેલીઓ ઓછી થાય.

આપણા તરફ દરિયા કિનારે થતાં ખજૂરાં ઇત્યાદિ તાડની જાતનાં ઝાડ આ બાંધકામમાં કામ આવી શકે કે નહીં તે અખતરા કરી નક્કી કરવું રહ્યું.

## અણુશક્તિનાં ભયસ્થાનો

અણુશક્તિનો જમાનો આવી રહ્યો છે અને તેને પ્રતાપે દુનિયાની શિકલ કેવી બદલાઇ જવાનો સંભવ છે તે સંબંધી કંઈક ખ્યાલ અમે અગાઉ આ વિભાગમાં આપી ગયા છીએ. પરંતુ અણુશક્તિનાં ભયસ્થાનો તરફ પણ લાલબત્તી ધરવાની જરૂર લાગે છે.

સહુ કોઈ જાણે છે કે જાપાનમાં અણુબોંબ ફેંકાયા બાદ મહિનાઓ સુધી ન સમજાય એવી કેટલીક ખતરનાક અસરો અમુક અમુક વિસ્તારોમાં પહોંચેલી. આ બધી અસરોનું મૂળ તે કેટલાક પ્રકારનાં વિકિરિત કિરણો હતાં. આવાં વિકિરિત કિરણોને અંગ્રેજીમાં *radiations* કહે છે. સૂર્યમાંથી આવતાં પ્રકાશ અને ગરમીનાં મોજાં એ પણ વિકિરિત કિરણો જ છે. વિકિરિત કિરણો ઘણાં પ્રકારનાં છે. તે બધાં આંખે જોઈ શકાતાં નથી. પરંતુ જુદા જુદા પદાર્થોને ભેદવાની એ અદ્દભુત શક્તિ ધરાવે છે. તેનાથી બચી જવાનો એક જ ઉપાય છે. એવાં કિરણોનાં ઉદ્દભવસ્થાનથી ખૂબ જ દૂર રહેવું. એ બનવું ખૂબ જ મુશ્કેલ છે. વળી અણુશક્તિ જ્યારે ઘર વપરાશની ચીજ બની રહેશે ( આજે વીજળી છે તેમ ) ત્યારે તેનાં પણ ભયસ્થાનો રહેવાનાં જ. બધાં જ વિકિરિત કિરણો નુકસાન કરતાં નથી. નુકસાન કરનારાં થોડાંક વિકિરિત કિરણોમાં માલૂમ પડતા વીજકણો નીચે મુજબનાં છે—

આલ્ફા કણો
બીટા કણો
ડ્યુટ્રોન
પ્રોટોન
ઇલેક્ટ્રોન
ન્યુ ટ્રોન
ગામા કિરણો.

આલ્ફાકણો કાગળના એક પડની આરપાર જઇ શકે. ડ્યુટ્રોન ૭ કાગળની થોકડીની આરપાર જઇ શકે. ઇલેક્ટ્રોન ૫૦૦ કાગળની થપ્પીની આરપાર પહોંચી જાય. ગામા કિરણોથી બચવા બે ઇંચ જાડી સીસાની પટ્ટી જોઇએ. ન્યુ ટ્રોનની વાત જ ન પૂછવી. બે ઇંચ જાડી સીસાની પટ્ટી પાછળ ૭ ફૂટ પાણીની ટાંકી હોય તો તેને પણ તે વટાવી જાય.

આવાં ખતરનાક કિરણો સાથે કામ કરનાર માણસો પોતાનું રક્ષણ કેમ કરતાં હશે ! અને તેમાં પણ જરા સરખી ચૂક થઈ તો ?

સૂર્યના વીજચુંબકિય વિકિરણોની મદદથી આંખ દેખી શકે છે. સૂર્યની એ શક્તિ ઉપર તો જગત

આખું—પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિ જીવે છે. રેડિયોમાં કામ આપતાં વિકિરણો આપણા શરીરની આરપાર નીકળી જાય છે છતાં તે બધાં નુકસાન કરતાં નથી. રેડારનાં કિરણો પણ નુકસાનકારક નથી.

વિકિરણ ઉત્પન્ન કરવા વૈજ્ઞાનિકોએ ઉપજાવેલાં સાધનો પદાર્થના અણુઓને ભેદી તેમાંથી નવાં વિકિરણો પ્રગટાવે છે. આવાં અણુભેદનને પરિણામે ઉત્પન્ન થતાં વિકિરણો મુખ્યત્વે ખૂબ જ નુકસાનકારક નીવડે છે. સાઈકલો ટ્રોન, યુરેનિયમ પાઈલ અને એટમબૉંબ ફાટવાને પરિણામે પ્રગટતાં વિકિરણોનું નુકસાન પારાવાર હોય છે.

યુરેનિયમના અણુભેદન (fission)માંથી ઉદ્ભવતા આઠપદાર્થો : સ્ટ્રોન્શિયમ, ઝીરકોનિયમ, ટેલ્યુરિયમ, મોલીબ્ડેનમ અને રૂથેનિયમ છે. જે જગા ઉપર અણુભેદનને પરિણામે આ આઠપદાર્થો પથરાય છે તે જગા ૩૨ દિવસથી પાંચ વરસ સુધી વિકિરણધર્મી બની જાય છે. પાણીમાં પણ તેવી જ અસર થાય છે. આવા પાણીમાંથી પકડાયેલી માછલી અગર બીજા જળચર જીવો પણ વિકિરણધર્મી બની જતા હોવાથી તે ખોરાક માટે નકામા પડે છે.

એટલે જ આણુકારો કહે છે કે પરમાણુબોંબથી બચવા માટે એક જ ઉપાય છે, અને તે રાજદ્વારી રીતે પરિસ્થિતિ સમાલી લેવી. વિજ્ઞાને હજી બચાવનાં સાધન શોધ્યાં નથી.

પ્રયોગકારો તે પ્રયોગ કરતાં બચવા માટે ત્રણ પ્રકારની સાવચેતી રાખે છે—

૧. એવા સાધનોથી દૂર રહીને રહીને પ્રયોગ કરી શકાય તેવી ગોઠવણ.

૨. વિકિરણ ફેંકાતા હોય તે દિશાથી પર રહેવું. આમાં પણ એક જોખમ તો છે જ. આજુબાજુના પદાર્થો ઉપરથી પરાવર્તન પામી (reflection) એ કિરણો પ્રયોગકાર ઉપર ફેંકાવા-સંભવ રહે છે.

૩. વિકિરણો જેની આરપાર ન જઈ શકે એવા પદાર્થની ઓથે રહીને કામ કરવું. ત્રીજો ઉપાય જ બંધબેસતો મનાય અને કારગત નીવડે.

## 'ઇથર'—પ્રકાશનું માધ્યમ

ઈ. સ. ૧૬૭૬ ની વાત છે. ડેનીશ વૈજ્ઞાનિક રોમર ગુરુના ઉપગ્રહોના ગ્રહણનો અભ્યાસ કરી રહ્યો હતો. ગણતરીથી નક્કી કરેલા સમય કરતાં ગ્રહણ મોડાં કેમ થાય છે એ પ્રશ્ન તેને મૂંઝવી રહ્યો હતો. એકાએક તેને સૂઝ્યું કે પ્રકાશને ગતિ હોય તો, પ્રકાશને આવતાં એટલો સમય ન લાગે! તેણે ૭ ૭ માસને આંતરે આવતા ગ્રહણોના સમયનું નિરીક્ષણ કર્યું: ૭ માસમાં પૃથ્વી તેને સૂર્યની ફરતી ફરવાની કક્ષાને સામસામેની સ્થિતિમાં આવે. આ કક્ષાના વ્યાસનું અંતર અને ગ્રહણ કેટલું મોડું થાય છે તે સમય એ બેનો મેળ જોડી તેણે પ્રકાશની ગતિ નક્કી કરી. ત્યારબાદ બીજા વૈજ્ઞાનિકોએ પ્રકાશની ગતિ નક્કી કરવા પ્રયોગો કર્યા અને પ્રકાશની ગતિ એક સેકંડમાં ૧૮૬૦૦૦ માઈલ છે એમ નક્કી કર્યું.

પ્રકાશને ગ્રહથી આપણી પૃથ્વી ઉપર આવવા માટે કંઈક માધ્યમ તો હોવું જ જોઈએને. હવાના માધ્યમ વગર અવાજ આવી શકતો નથી. તેમ પ્રકાશને કાંઈક માધ્યમની જરૂર ખરી. વૈજ્ઞાનિકોએ એવું એક માધ્યમ કલ્પી લીધું. તેનું નામ પાડ્યું ઇથર. આ ઇથર કેવો હોવો જોઈએ? વજન વગરનો, પૂરેપૂરો સ્થિતિસ્થાપક, સર્વવ્યાપક, ન દેખાય એવો. પ્રકાશ માધ્યમ વગર ન આવી શકે માટે માધ્યમ જોઈએ અને તે માધ્યમ તે ઇથર.

પ્રકાશ માધ્યમ વગર કેમ ન આવી શકે? જો એવું કલ્પવામાં આવે તો વૈજ્ઞાનિકો આજ સુધી જે ભૌતિક કાર્યને સાંધનારી સાંકળ હોવી જોઈએ એમ માનતા આવેલા તે ખોટું પડે. વૈજ્ઞાનિકો એ સ્વીકારવા તૈયાર નહોતા. એટલે પ્રકાશના માધ્યમ સંબંધી જેમ જેમ ગૂંચ વધતી ગઈ તેમ તેમ 'ઇથર'માં નવા નવા ગુણધર્મો તે ઉમેરતા ગયા.

મેક્સવેલ નામનો એક વૈજ્ઞાનિક હતો. તેણે એક દિવસે 'વીજ-ચુંબકવાદ' (electrol-magnetic theory) નું પ્રતિપાદન કર્યું. તેણે જાહેર કર્યું કે





વીજળીના તરંગો ફક્ત અવકાશમાં જ (ઇથર વગર) જઇ શકે છે અને તેની ઝડપ પ્રકાશની ગતિ જેટલી જ છે. મેક્સવેલે આ બધી હકીકત પૂરવાર કરવા જરૂરી ગણિત અને સમીકરણો મૂક્યાં (equations).

હવે પ્રશ્ન એ ઊભો થયો કે 'ઈથર'વાદથી મેક્સવેલના ઊભા કરેલા કોયડા અને પ્રશ્નોનો ઉકેલ આવી શકે? અગર તો જે હકીકત સિદ્ધ કરવા 'ઈથર'વાદની જરૂર પડી છે તે હકીકત મેક્સવેલના સમીકરણોમાંથી સિદ્ધ થઇ જાય. સાચે જ મેક્સવેલે હિંમતથી જાહેર કર્યું કે પ્રકાશનાં કિરણો વીજ-ચુંબકિય જ (electro-magnete) છે અને તેને વીજ-ચુંબકિયવાદના તમામ નિયમો લાગુ પડે છે.

પણ આ બધું તો ગણિત' અને વાદમાં કર્યું. પ્રત્યક્ષ સાબિતી ક્યાં?

મેક્સવેલનું ગણિત અને સમીકરણો બહાર પડ્યા બાદ વીસ વરસનો ગાળો વહી ગયો. ૧૮૮૬ની સાલ હતી. હર્ઝ નામનો જર્મન વૈજ્ઞાનિક પોતાની પ્રયોગ-શાળામાં પ્રયોગ કરી રહ્યો હતો. એક વીજળીના સર્કીટમાં ઉત્પન્ન કરેલા તણખા ત્યાંથી દૂર પડેલા બીજા વીજળીના સર્કીટમાં ઉત્પન્ન થયા. આજના વાયરલેસનું આ મૂળ હતું. દૂર રહ્યા રહ્યા આ તણખા ઉત્પન્ન થઈ શકે છે. તેની ઝડપ પણ પ્રકાશની ગતિ જેટલી જ છે અને તે પણ મેક્સવેલના ગણિતને અનુસરીને જ! પ્રત્યક્ષ સાબિતી મળી ચૂકી.

'ઇથર'માં અનેક ગુણધર્મોનું આરોપણ કરવામાં આવ્યું. ઇથરવાદના જે જે સિદ્ધાંતો હતા તે બધા મેક્સવેલનાં ગણિતથી સમજાવી શકાતાં હતા. ઇથરની જરૂર ન રહી.

છતાં ઈથરવાદીઓ એમ પાછા પડે એવા નહોતા. તેમણે જાહેર કર્યું કે 'ઈથર' છે જ અને વીજ-ચુંબકિય બધા ગુણો ઇથરથી જ અનુભવાય છે.

પ્રકાશ તેમ જ અન્ય વીજચુંબકિય આંદોલનો ચોક્કસ ઝડપે ગતિ કરી શકે છે એ વસ્તુ સ્વીકારવામાં આવે તો પછી તે ગતિ કયા માધ્યમમાં થાય? થવી જોઇએ? એ માધ્યમ તે ઇથર.

ગતિવાળા પદાર્થ સાથે તે પણ ગતિ અનુભવે છે? માઇકલ્સન નામના વૈજ્ઞાનિકે ઇ. સ. ૧૮૮૧માં એક અગત્યનો પ્રયોગ કર્યો. તેણે ધાર્યું કે ઇથરસ્થિર હોય અને પૃથ્વી એમાં ફરતી હોય તો પછી પૃથ્વી જે દિશામાં ફરે છે તે તરફની દિશામાં પ્રકાશની ગતિ વધારે થવી જોઇએ. તેથી તેણે પૃથ્વીની ગતિ તરફની દિશા (પશ્ચિમથી પૂર્વ તરફની) અને તેને કાટખૂણે-ની દિશા એમ બે દિશામાં પ્રકાશની ગતિ માપી જોઇ. પરંતુ તે બન્ને દિશામાં પ્રકાશની ગતિ એક સરખી જ થઈ. તેણે એવું અનુમાન તારવ્યું કે ઇથર પણ ફરતી પૃથ્વીની સાથે સાથે જ ફરતો હશે. પરંતુ કેટલાક પ્રયોગો તેમ જ ખગોળને લગતા બનાવો અને ગણતરીને આધારે તે અનુમાન ખોટું હોવાનું જણાયું.

ઇથર સ્થિર જ ઠર્યો. છતાં માઇકલ્સનનો પ્રયોગ પણ સાચો ઠરે તેવું કાંઇક વિચારવું રહ્યું. પણ બહુરત્ના વસુંધરા!

'ગતિ' એટલે શું? અંતર અને સમયનો ભાગાકાર એટલું જ ને? જ્યારે પ્રકાશની ગતિ જેવી મોટી ગતિનો વિચાર કરતા હોઇએ ત્યારે એમ કેમ ન બને કે અંતર અને સમય એ બન્નેમાં એકસરખો જ ફેરફાર ન આવે? જો એવું બને તો ભાગાકાર એકસરખો જ રહે અને ગતિમાં ફેર પડે નહિ. ફીટ્ઝજીરાલ્ડ અને લોરેન્ઝ નામના વૈજ્ઞાનિકોએ આ અનુમાન વહેતું મૂક્યું. આ થઇ ઓગણીસમી સદીના અંત સુધીમાં 'ઇથર'ની પ્રગતિ.

अ. म. रा.

## કેટલીક નવલકથાઓ

### એકલવીર

[ લે. ચુનીલાલ વ. શાહ, પ્રકા. લોકપ્રકાશન લિમિટેડ, રેવડી બજાર અમદાવાદ મૂલ્ય ત્રણ રૂપિયા. ]

શ્રી. ચુનીલાલ શાહની ઐતિહાસિક નવલકથાઓની સંખ્યામાં એક ગણનાપાત્ર કથાનો ઉમેરો કરતી આ નવલકથા 'પ્રજાબંધુ'ની ૧૯૪૭ની ભેટ–કથા છે. વિ. સં. ૧૨૮૦ના એક તામ્રપત્રમાં મળી આવતા અનેક વિશેષણોથી નવાજાયેલા 'શ્રીમદ્ અણહિલપુર રાજધાની અધિષ્ઠિત અભિનવ સિદ્ધરાજ શ્રીમજ્જયંતસિંહ' એવા ભીમદેવ બીજાના સમયના એક જયંતસિંહ સોલંકી વિશેના ઉલ્લેખથી અને 'એકાંગવીર' એવા તેના એક વિશેષણથી પ્રેરણા મેળવી શ્રી. ચુનીલાલ શાહે પોતાની કલ્પનાને ગતિવતી કરીને આ કથા લખી છે.

કથાની લખાવટ આકર્ષક છે. તેને માટે પ્રો. બેહનને પોતાની કેટલીક વાર્તાઓમાં તેમ જ કાર્લાઈલે પોતાના 'સાર્ટર રિઝાર્ટસ' ગ્રંથના માટે જે સાહિત્યિક યુક્તિ અજમાવી છે તેવી શ્રી. શાહે આ કૃતિના પ્રવેશકમાં પ્રયોજી છે. સહસ્રલિંગના અવશેષો અને જૂના પાટણનાં ખંડેરોની ભૂમિમાં કોઈ ભોંયરામાંથી પોતાને મળી આવેલ જયંતસિંહ સોલંકીની આપવીતીની હસ્તલિખિત અપભ્રંશ પોથીનો પોતે ગુજરાતીમાં અનુવાદ જ કરતા હોય એમ ગંભીર રહીને નિરૂપીને શ્રી. શાહે ભોળિયા વાચકો એ વાત ખરેખર માની જ લે એવી યુક્તિ કરી છે. સ્વસ્થ પ્રકૃતિના શ્રી. શાહની કલમનું આ એક આનંદદાયક ચમત્કારક સાહસ છે.

મોઢેરક મંડલનું ઠરેલું સ્વામિત્વ ન મળતાં મોઢેરકના મંડલેશ્વર કૃષ્ણદેવના પૌત્ર લક્ષ્મણદેવનું બહારવટું: તેના પુત્ર જયંતસિંહનો ઉછેર, પાટણના કુક્કુટેશ્વરની કીર્તિ ચોગમ ફેલાવવાની અભિલાષા અને મહત્ત્વાકાંક્ષા, પિતાનું બહારવટું છોડાવી દસ વરસમાં પોતાના પરાક્રમ અને ગુર્જરેશ્વરની સેવાથી મોઢેરક મંડલ પાછું મેળવવા ને ન મળે તો તેનાથી ફેરું બહારવટું લેવાની તેની પ્રતિજ્ઞા; ઉત્તરોત્તર ઉજ્જ્વલ બનતી તેની કારકીર્દિ, નિર્માલ્ય ભીમદેવને પંચાસરમાં પૂરી રાખી ગુજરાતની ગુમાયેલી પ્રતિષ્ઠાને પ્રજાના પુનઃસ્થાપન અર્થે ગુર્જરેશ્વરના બધા અધિકાર અખત્યાર કરવાનું તેનું તેજસ્વી ને ભાવના-પ્રેરિત ગૌરવપ્રદ પરાક્રમ, અને શરવીરના તથા ભાવનાછતાં કપટલીલાના અનુભવથી મહુદેવ અને ધોળકાના લવણપ્રસાદના પ્રપંચનો ભોગ બની ત્રણ માસ બંદી બની મૃત્યુની રાહ જોતા રહેવાનું તેનું દુર્ભાગ્ય: આ બધી હકીકત કથાને મસાલો પૂરો પાડે છે. માળવા ને મુસલમાનો ગમે ત્યારે આવીને નાક કાપી જાય એવી પાટણની હતગૌરવ અવસ્થા, મંત્રીઓની અદીર્ઘદૃષ્ટિ, રાજાની નબળાઈ અને મંડળેશ્વરોની દગાબાજીનું ગુજરાતની તત્કાલીન પરિસ્થિતિનું ચિત્ર પશ્ચાદ્ભૂમાં સારું દોરાયું છે. એ પરિસ્થિતિ વચ્ચે સોલંકી વર્ચસ્વ જઈ પાટણ પર વાઘેલાવંશની સત્તાની સ્થાપનાની રચાતી જતી પૂર્વભૂમિકા પણ ધોળકાના મુત્સદ્દી અને મહત્ત્વાકાંક્ષી લવણપ્રસાદને કથામાં મહત્ત્વની કામગીરી સોંપીને લેખક રજૂ કરી છે. કથામાં પ્રણયવાર્તા પણ લેખકે ગોઠવી છે. જયંતસિંહને પ્રથમ દર્શને આકર્ષતી અને તેના પ્રત્યે આકર્ષાતી કમી, તથા પંચાસરના રાણા લૂણપસાકની કુંવરી ભવાની, એ બંને તરફ જયંતસિંહનું અને જયંતસિંહ તરફ બંનેના દિલનું ખેંચાણ, અને કમીને લૂણપસાકથી બીજી ફુવનીને પેટે થયેલી પુત્રી અને એ રીતે ભવાનીની બેન ઠરાવી આખરે લેખકે કરેલું બેહરીકરણ એ પ્રણયકથાને રસભરી બનાવે છે.

નબળા [illegible] અપ્રીતિકર ગજનીની સામે બંડ પોકારી રાજપદની સ્પૃહાથી નહિ પણ રાજાની ગુજરાતની પ્રતિષ્ઠાને ખાતર રાજસત્તા હાથમાં લેવા જયન્તસિંહને પ્રેરતી તેનામાં લેખકે મૂકેલી ગુજરાતની સેવાની ભાવના જો દેશ:કાળની વાત ... છે તેમાં





જરા નથી લાગે છે, પણ છે જાતે આકર્ષક, અને કથાને આકર્ષણ અને ગૌરવ બેઉ આપે છે.

રસ ધીમો પણ અસ્ખલિત ગતિથી છેક સુધી વહ્યે જાય છે, અને ખૂંચે કે અપ્રસન્ન કરે એવું કથામાં ક્યાંય આવતું નથી. પાત્રાલેખનમાં નાયક જયન્તસિંહ, લવણપ્રસાદ, રાજવૈદ્ય શર્મા, ભવાની તથા કળોનું આલેખન સારું થયું છે. શ્રી. ચુનીલાલ શાહની તેમને સાઠમે વર્ષે લખાયેલી આ નવલકથા તેમનું યશોવર્ધન સર્જન છે એમાં શંકા નહિ.

## સાથી

[ લે. રામનારાયણ ના. પાઠક; પ્ર. ભારતી સાહિત્ય સંઘ–મુંબઇ–અમદાવાદ; મૂલ્ય પાંચ રૂપિયા ]

લેખકની ગાંધીવાદી દૃષ્ટિએ એમની પાસે લખાવેલી આ નવલકથા છે. પૂનાની ખેતીવાડી કૉલેજના છેલ્લા વર્ષનો એક વિદ્યાર્થી '૪૨ની લડતવેળા અભ્યાસ છોડી હિંસક ક્રાન્તિકારોની ટોળીમાં ભળી, સાતારા ધાડકેસનો કેદી બની, જેલ તોડી નાસી નીકળી, પોતાનો માર્ગ ખરો નથી એવા અંતરમાં ઊગતા ભાનની પ્રેરણાથી તેમજ જરૂરી અજ્ઞાતવાસને માટે કાઠિયાવાડમાં ભાવનગર પાસે નવાગામમાં આવી ત્યાંના રૂડા પટેલનો સાથી બને છે. એનું ખરું નામ કે. (=કેશવભાઇ) આર. પટેલ, પણ એ અહીં ટપુ ને પાછળથી ટપુભાઇ તરીકે જ ઓળખાય છે. એ જ છે આ કથાનો નાયક. એ સાતારા ધાડકેસમાં કેવી રીતે સંડોવાયો એની નક્કર વીગતોવાળી પૂર્વકથા લેખકે કહી નથી. એ જેલમાંથી ભાગ્યો ને કાઠિયાવાડમાં સાથીનું નવું જીવન ટપુ નામથી શરૂ કરે છે ને પેલી હિંસક પ્રવૃત્તિ છોડે છે ત્યાંથી જ લેખકે વાતનો આરંભ કર્યો છે. અહિંસાની રચનાત્મક પ્રવૃત્તિની સરસાઇ બતાવવાનું જ કર્તાનું ધ્યેય છે, એટલે પેલી પૂર્વકથાનો એને ખપ નથી. સાથી બનેલા નાયકને ફરી પાછો એકવાર મહારાષ્ટ્રમાં લેખક ધકેલ્યો છે, ત્યાં તે કાર્ય તો આગળ જ કરે છે પણ તે લોહિયાળ ક્રાન્તિની પદ્ધતિએ નહિ પણ નવી અહિંસાની ભાવના સાથે. હિંસામાંથી અહિંસાના માર્ગે એ કઇ રીતે આવ્યો તેનો ઇતિહાસ કથામાં નિરૂપાયો નથી, પણ એ પરિવર્તન એનામાં થઈ ગયું છે એમ જ માનીને વાચક આગળ વધવાનું રહે છે. મહારાષ્ટ્રમાંથી પાછો આવી નાયક પાછો સાથી ટપુ જ બની જાય છે. એની અસર ગામલોકો પર, કરડા ને અમલદારો સાથે સારો નાતો રાખતા રૂડા પટેલ પર, તેની દીકરી પર અને રમેશ તથા લીલા જેવાં જુવાન સાથીદારો પર વધતી જાય છે. એની મોટી સિદ્ધિ તો છે રૂડા પટેલમાં એણે આણેલું પરિવર્તન. ગ્રામપંચાયત ઊભી કરી સ્થાનિક સ્વરાજનું તંત્ર અહિંસક રહીને સ્થાપવાની અગત્ય તે રૂડા પટેલને ગળે ઉતરાવે છે. પણ એ કાર્ય સિદ્ધ થાય તે પહેલાં તે ભૈરવણ સાથીઓ સાથે ગાંધીજીની પદ્ધતિ મુજબ પોલીસને શરણે થઈ જાય છે. જેલવાસને અંતે છૂટીને તે સાથીઓ સાથે પાછો આ જ ગામમાં તેની સેવાને અર્થે રહેવા ને કામ કરવા આવે છે. તેનું ખરું નામ સાવ ભૂલાઇ જ જઈ તે, તેનું સાચું ઓળખાણ બધાને થઈ ગયું છે છતાં ને ત્યાર પછી પણ, ટપુભાઇ નામથી જ ઓળખાય છે. નવાગામમાં પછી સ્થાનિક સ્વરાજ સ્થપાયું કે નહિ તેની વાત વાર્તાકારે કરી નથી. એટલું જ એમણે બતાવ્યું કે સાત વરસથી ખાદી કાર્યાલય કરીને ગામમાં બેહેલ વિનુભાઈ જે ન કરી શક્યા તે આ જુવાને પટેલના સાથી બનીને સાધ્યું. ભણેલાઓ ગામડામાં ગ્રામવાસીઓ જેવા જ થઇ રહી તેમની અંદર ભળી શ્રમજીવન જીવે ને તેમની સેવા કરી તેમને ઊંચે લઇ જાય તો જ કાર્યસાધક પરિણામો આવે એ એમ કરીને લેખકે સમજાવવા માગ્યું છે.

વાર્તાકારે રૂડાભાઈના નવા સાથી ટપુનો ભેદ તરત જ પોતે આપણને કહી નાખ્યો છે. ઘણા વખત સુધી એ રહસ્યવેષ્ટિત રહે ને છેક છેવટે ઘટસ્ફોટ થાય એવું સંવિધાનકૌશલ વાપરવાને બદલે વાર્તાને સીધી શૈલીની સાદી વારતા બનાવી દીધી છે. ગામને ધાકમાં રાખતો રૂડો પટેલ, નિઃસ્વાર્થ સ્નેહથી ટપુને

જોતી પટેલપુત્રી દેવુ, ખાદી કાર્યાલયવાળા વિનુભાઈ, સાહસપ્રિય રાષ્ટ્રપ્રેમી લીલા, ટપુનો ભક્ત બનતો કાનો—આ ને બીજાં પાત્રો એકંદરે ઠીક આલેખાયાં છે, અને ગામડાનું તથા મહારાષ્ટ્રનું વાતાવરણ જાળવવાનો પ્રયાસ ઠીક થયો છે, તેમ છતાં એમ જરૂર લાગે છે કે પાત્રોની ખીલવણીમાં તથા વાતાવરણના ઉઠાવમાં લેખકને એટલો રસ નથી જેટલો પેલા ધ્યેયમાં છે. વાર્તાની સરળતાથી કંઈ જીવનમાં ક્રાન્તિકારીના ને રૂપા પટેલ જેવા પટેલના પલટા થતા હોતા નથી; તેમ ટપુની બધા પર થઈ તેવી અસર અને ગ્રામ-પંચાયતની સ્થાપનાની અનુકૂલતા એટલી સહેલાઈથી થતી નથી. આપણે એટલું જ માનવાનું કે વાર્તાકારે પોતાની ભાવના અહીં રજૂ કરી છે, અને આવડ્યો એવો વાર્તાનો આકાર તેને એણે આપ્યો છે. પોતાને જે વિચાર રજૂ કરવા છે તેના સમર્થન અર્થે વાર્તાની બધી ઘટનાઓ તો તેને અનુકૂળ ને ઇષ્ટ રીતે જ બનતી આલેખે ને એ રૂ બનાવો અને પાત્રોનાં વલણવર્તનાદિમાં સ્વાભાવિકતા લાવવાનો પ્રયાસ છતાં ઝીણું જોનારને ક્યાંક ક્યાંક અસ્વાભાવિકતા દેખાય છે તે આ કારણે છે. કથા એકંદરે સુવાચ્ય ગણાય.

## દાઝેલાં હૈયાં

[ અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ: પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ; સાડાત્રણ રૂપિયા. ]

પ્રસિદ્ધ મરાઠી સાહિત્યકાર શ્રી. વિ. સ. ખાંડેકરકૃત 'ઝળેલા મોહર'એ કથાનો આ ગુજરાતી અનુવાદ છે. નોબેલ પારિતોષિકવિજેતા પિરેન્ડેલોના 'Six characters in search of an author'એ નાટકે આ કથાના 'આયોજનની મૂળ લેખકની પ્રેરણા આપી છે.

'જુવાન સ્ત્રીપુરુષોએ પ્રેમજીવનમાં શરીરસુખને ઘણું અમહત્ત્વનું અંગ ગણવું જોઈએ.' એમ પ્રવેશકમાં જાહેર કરતા કર્તાએ સંખ્યાબંધ પાત્રોને પોતપોતાના લગ્ન અને સંતપ્ત દાંપત્યજીવનની કરુણ કહાણી તેમની આગળ જુદી જુદી રીતે પેશ કરતાં બતાવ્યાં છે. એકમેકને દોષિત ઠગવતાં પત્નીઓ અને પતિઓની કહાણી કુશળતાપૂર્વક રજૂ કરી લેખકે બેઉ પક્ષની સહાનુભૂતિપાત્રતા બતાવી એ સિદ્ધ કર્યું છે કે નાનપણના ઉછેરથી કે કોઈ બનાવથી કે અનુભવથી કે મનોબંધારણથી જ અમુક ગ્રહ બંધાઈ ગયા છે જેમના એવાં સ્ત્રીપુરુષો પરિણીત જીવનમાં શરીરસુખની બાબતમાં ઊનાચાર યા અતિશાચાર કરે અને પરસ્પરાભિમત યુક્તવિહાર ન આચરી શકે તો તેમના પ્રેમજીવનમાં વિકૃતિ જન્મે છે. જે તેમના લગ્નજીવનમાં કંઈક સમજૂતીઓ, વિષમતા અને કરુણતા ઊભી કરી તેમને દુઃખીદુઃખી કરી નાખે છે.

વાત છે આટલી સાદી, છતાં તેને પિરેન્ડેલો-શૈલીમાં નવલકથાનો વાર્તારસ જમાવતા જઈને સાહિત્યોચિત રીતે કહેતા શ્રી. ખાંડેકરને આવડી છે. સાથે સાથે માનવીના વ્યવહારને પ્રેરતી માનવચિત્તની સંકુલતાનું પૃથક્કરણ કરતા જઈ દંપતીજીવનનો પેચીદો પ્રશ્ન પણ અનેક પાસાંમાં તેમણે રજૂ કર્યો છે ને ચર્ચ્યો પણ છે. આમ કુશળ વાર્તાકાર ઉપરાંત પરણેલા લગ્નજીવન અને પ્રેમજીવનના સારા ચિકિત્સક પણ શ્રી. ખાંડેકર આ કથામાં બન્યા છે. કથા વાંચવા લાયક ગણાય. મુદ્રણદોષો ક્યાંક ક્યાંક ડોકાઈ જાય છે. વર્ષોથી ગુજરાતમાં રહેતા અનુવાદકનો ગુજરાતી પરનો કાબૂ મળતો છે.

અ. મ. રા.

દક્ષિણા : શ્રી અરવિંદના જીવનદર્શનનું અનુશીલન કરતું ત્રૈમાસિક અંક પહેલો, ઓગષ્ટ ૧૯૪૭. તંત્રી: સુંદરમ્. પ્રકાશક: અરવિંદ કાર્યાલય, આણંદ. વાર્ષિક લવાજમ રૂપિયા છૂટક નકલ દોઢ રૂપિયો.

શ્રી અરવિંદના કાર્યને જાણવા સમજવા માટે આજે લોકોમાં વધવા લાગેલી ઉત્સુકતાને સંતોષવા અને તેમનાં જીવનનું એક ખાસ દર્શન-યોગ દ્વારા મનુષ્યના વિકાસની પ્રક્રિયામાં એક ક્રાંતિકારી પગલું—કે જે વડે મનુષ્યે એક વિશાળ અને જ્ઞાનપૂર્ણ ચેતના મેળવવાની છે અને તેમાંથી એક દિવ્ય માનવજાતિ ઊભી કરવાને મદદરૂપ થવામાં બંગાળી, હિંદી તથા અંગ્રેજીમાં આ પ્રકારનાં ત્રૈમાસિકોની જેવાં માસિક માટે શ્રી અરવિંદના કાર્યમાં રસ લેતી ગુજરાતી જનતાને સંતોષવા શ્રી અરવિંદના ૭૫માં જન્મદિનની મંગલ ઘડીએ આ ત્રૈમાસિક શ્રી સુન્દરમના તંત્રીપદે પ્રગટ થયું છે. ગુજરાત એને યોગ્ય આવકાર આપશે એમાં શંકા નથી.




હવે કયા બ્રાન્ડનો જોઇએ તે પણ કહો

## ભપકાદાર જોઇએ

## તો શાલીમાર ઉત્તમ છે

તમારી રંગરોગાનની યોજનાઓની વિચારણા પાછળ સમય બરબાદ કરવો અને તમારા જાણીતા વિશ્વાસપાત્ર પેઇન્ટનું નામ ન બતાવવું એ એક વૃથા પ્રયાસ છે. શણગાર અને રક્ષણ માટે રંગરોગાન કરવા તમને જેવાં જોઇએ એવા રંગનાં શાલીમાર પેઇન્ટ મળી શકે છે.

શાલીમાર પેઇન્ટ, કલર ઍન્ડ વારનીશ કું. લીમ.
૧૬, બેંક સ્ટ્રીટ, મુંબઇ.




SPK-24૦૮

SHALIMAR PAINT, COLOUR & VARNISH CO., LTD.
16 Bank Street, BOMBAY.

# ઝાખી

લેખક
રામનારાયણ
ના. પાઠક

પૃષ્ઠ સંખ્યા ૪૦૪
મૂલ્ય રૂા. પાંચ

લેખક
રામનારા
ના. પા
પૃષ્ઠ સંખ્યા
મૂલ્ય રૂા.



વર્ષોથી ખાદીકાર્ય, હરિજનસેવા, લોકશિક્ષણ કે એવાં બીજાં રચનાત્મક કાર્યોમાં ખૂંપેલા સેવાધારી કિશોરોના હવે પ્રશ્ન ઉદ્ભવે છે કે સ્વરાજ આવ્યું, જેને ઝંખતા હતા એવી આઝાદીની ઉષા ઊગી. પણ હવે કર્તવ્ય શું? એવી મૂંઝવણમ ચિંધતી આ નવલકથા એક નવો પ્રદેશ, એક નવું કર્તવ્યક્ષેત્ર બતાવે છે. ★ હજી તો રાજકીય આઝાદી આવી છે. બીજા અનેક ક્ષેત્રોને આવરી લેતાં બંધનો તૂટ્યાં નથી, સાચી લોકક્રાંતિ જન્માવવા રાષ્ટ્રસેવકોએ લોકો માંહેના એક બનીને તેમના સુખદુઃખના સાથી થઈને રહેવું પડશે અને સમજપૂર્વકનું શ્રમજીવન ગાળવું આ નવલકથાકારનો આ સંદેશો છે. ★ લોકમાનસને સમજવામાં આ નવલકથાનું વાચન ઉપયોગી

પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ લિ. ફરનાન્ડીઝ પુલ નીચે • ગાંધી રસ્તો • અમદ
ધામરાજ બિલ્ડિંગ • ૪૦૫, કાલબાદેવી રોડ • મું